# અર્પણપત્રિકા.

મારાં સન્માનનીય, પરમપૂજ્ય, પરોપકારી, વિદ્યાવિલાસી,
સ્વર્ગવાસી, અખંડ સૌભાગ્યવંતાં

માતુઃશ્રી

## અમીરબાઈ સાહેબ.

જેમણે પોતાના અવકાશનો સમય ધાર્મિક તથા નૈતિક વાંચનમાં ગાળી, અમો બન્ને ભાઈઓની હૃદયવાડીમાં બાલ્યાવસ્થાથીજ સતત્ પ્રયાસ કરી અનુપમ ધાર્મિક સંસ્કારોરૂપી અમૂલ્ય બીજ રોપ્યાં, જેમાંથી ધીમે ધીમે કેળવણીરૂપી જળનું સિંચન થતાં ઉચ્ચ ભાવનાઓ, રાજ્યધર્મનું યત્કિંચિત્ ભાન, તથા તેનું પાલન કરવાની અલ્પ શક્તિરૂપી અમૂલ્ય ફળ મેળવવા અમે ભાગ્યશાળી થયા છીએ, તેમનું પવિત્ર ચિરઃસ્મરણીય નામ અમારા મનમાં અમર રહી ભવિષ્યમાં પણ અમારી ફરજો બજાવવામાં અમને નવિન શક્તિ બક્ષે તેવી ઇચ્છાથી આજ્ઞાંકિત પુત્રનો ધર્મ સમજી અંતઃકરણપૂર્વકના પુજ્યભાવ તથા સ્નેહની લાગણીઓ સહિત ઉપકારપૂર્વક આ લઘુ પુસ્તક હું તેમને અર્પણ કરૂં છું.

પાલણપુર
તા ૧-૯-૧૯૧૭.

નાલેમહમદખાન.



# પ્રસ્તાવના.

પ્રાચીન કાળથી અમારૂં ખાનદાન કાવ્યો તરફ વિશેષ પ્રીતિ ધરાવતું હોવાથી તેમજ મને પણ તે તરફ સ્વાભાવિક શોખ હોવાથી અમારા રાજ્યના ચારણ કવિઓ મારી પાસે વખતો વખત આવતા. હું તેમનાં કાવ્યો સાંભળતો અને તેમની સાથે તે બાબતમાં ચર્ચામાં ઉતરતો. જેમ જેમ હું ચિત્ત લગાડી વધારે સાંભળવા લાગ્યો, તેમ તેમ મને તે કાવ્યોનું વિશેષ મહત્ત્વ માલુમ પડ્યું, અને તેમનો સંગ્રહ કરી પ્રકટ કરવા મારી ઇચ્છા થઇ. એક કવિએ કહ્યું છે કે–

' ज्युं ज्युं छूटे अजानपण, त्युं त्युं प्रेम प्रकाश,
जेसे केरी आमकी, पकरत पके मिठाश. '

આ પ્રયત્નમાં મને માલુમ પડ્યું કે અમારા ખાનદાનના ઇતિહાસનાં ઘણાંક કાવ્યો આ રાજ્યના ચારણોના ચોપડામાં લખેલાં છે. પણ કેટલાક ચોપડા ઉધેઇના ભોગ થઇ પડયા છે, ત્યારે કેટલાક પાણીથી ધોવાઇ ગયા છે, તેમજ એક મુખ્ય ચોપડો બળી ગયો છે. આ સંયોગો ધ્યાનમાં લઇ આ ઉપયોગી સાહિત્યને અમર જીંદગી બક્ષવાના હેતુથી મેં મારા ગુણજ્ઞ, શિરછત્ર, પૂજ્ય પિતાશ્રી ખુદાવિંદ નામદાર નવાબ સાહેબ બહાદુરને સંવત્ ૧૯૬૫ ના વૈશાખ માસમાં આ કાવ્યોનો સંગ્રહ કરી પ્રકટ કરાવવા વિનંતિ કરી; અને મને કહેવાને અત્યંત ખુશી ઉપજે છે, કે ખુદાવિંદ નામદાર હજુરશ્રીએ મારી નમ્ર અરજ ધ્યાનમાં લઇને તેમજ રાજ્યના કાર્યવાહકોએ મારા વિચારને પસંદ કરીને આ કાર્યની મુંપરત મને જ કરી.

અમારા વડવાઓએ જાલોર છોડી પાલણપુર રાજ્યગાદી સ્થાપી ત્યારથી આજ પર્યંત અમોએ ચારણોને પાલણપુર રાજ્યનાં § સાતગામ પૃથક પૃથક

§ (૧) સાંભરડું. (૨) પીંડામરૂં. (૩) માજ્રુડું, (૪) મોટેંટુ, (૫) વીરપુર (૬) ગોળા-દરા, અને (૭) નાનોટું.

બક્ષીસ કર્યાં છે. તેમની પાસેથી આ કાવ્યો મેળવવાનાં હોવાથી મેં તેમને બોલાવી તેમના ચોપડામાંથી ઉતારો કરાવવાની શરૂઆત સંવત ૧૯૬૫ ના ભાદ્રપદ માસમાં કીધી, અને અમારી પ્રથમ રાજ્ય ગાદી જાલોરમાં હોવાથી ત્યાંના ભાટ ચારણો પાસેથી મળી આવે તેટલાં કાવ્યો ઉતારી લાવવાને સરૂપજી મોતેશરને જાલોર મોકલ્યા. ચોપડાઓ જીર્ણ થઇ ગયેલ, તેમજ કેટલાંક કાવ્યો જુની મારવાડી ભાષામાં લખાયેલ તેમજ ભુંસાઇ ગયેલ; તેથી આ કાવ્યો વંચાવી તેમનો સંગ્રહ કરાવવામાં મને કેટલી મુશ્કેલીઓ નડી હશે તેની તુલના વાચકવૃંદ કરશે.

કેટલાકની એવી માન્યતા છે, કે ભાટ ચારણોએ કાવ્યોમાં અતિશયોક્તિ વાપરીને તેમજ સાલ તારીખ તરફ બેદરકાર રહીને કાવ્યોને ઐતિહાસિક સાધનો તરીકે નિરુપયોગી કર્યાં છે. પણ આ બાબતમાં જેટલે દરજ્જે તેમને દોષિત ઠરાવવામાં આવે છે, તેટલે દરજ્જે તેઓ ઠપકાપાત્ર નથી. અતિશયોક્તિ અલંકારની કંઇક દરજ્જે કાવ્યોમાં જરૂર છે. વળી સાલ તારીખ વાળાં કાવ્યો ભવિષ્યમાં ચોકસ ઇતિહાસ તરીકે ગણાશે એવી તેમની ધારણા નહિ હોવાથી તેમણે તે તરફ સંપૂર્ણ લક્ષ આપ્યું નથી.

કર્નલ ટૉડ અને ફોર્બ્સ સાહેબે 'ટૉડ રાજસ્થાન' અને 'રાસમાળા' જેવા ઉપયોગી ઐતિહાસિક ગ્રંથો ભાટ ચારણોના કાવ્યો અને લખાણોમાંથી બનાવ્યા છે, અને હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ પણ આવાં કાવ્યોમાંથીજ રચવામાં આવ્યો છે.

કાવ્યોનો સંગ્રહ કરતાં મને વિચાર થયો કે અમારા ખાનદાનનો ઇતિહાસ કાવ્યો સાથેજ પ્રસિદ્ધ થાય તો વાચકને આ પુસ્તક વધારે લાભપ્રદ અને રસિક થઈ પડે; તેથી મેં પાલણપુર રાજ્યનો ઉર્દુ ભાષામાં લખાયેલ ઇતિહાસનો ગુજરાતી તરજુમો કરવો બે વર્ષ ઉપર શરૂ કર્યો હતો. તેનો પ્રથમ ભાગ પ્રસિદ્ધિમાં મુકવાને ઇશ્વર કૃપાથી હું આજે શકિતમાન્ થયો છું, અને આશા રાખું છું, કે થોડા વખતમાં બીજો ભાગ પણ બહાર પાડી શકીશ.

આ ઇતિહાસના સાધન સંપાદક અત્રેના મહુંમ મોલવી સૈયદ રહેમતમીયાં બુબમીયાં છે. તે અરબી, ફારસી, ઉર્દુ, અને ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન ધરાવતા હતા. આ ઇતિહાસનાં સાધનો સંગ્રહ કરીને તેમણે ખરેખર રાજ્ય સેવા બજાવી છે, જેના માટે અમો તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આ કામ પૂર્ણ થયા પહેલાં મોલવી રહેમતમીયાં ગુજરી ગયા તેથી કેટલોક

ભાગ અપૂર્ણ રહી ગયેલ, તે સંપૂર્ણ કરી પાલણપુર રાજ્યનો ઇતિહાસ ઉર્દુ ભાષામાં પ્રકટ કરવાનું કામ રાજ્ય મુનશી સૈયદ ગુલાબમીયાં અબ્દુમીયાંએ માથે લીધું હતું.

મોલવી સાહેબનો કરેલ મુત્સદ્દો સૈયદ ગુલાબમીયાંને આ તવારીખ બનાવવામાં બહુજ કામ લાગ્યો છે. સૈયદ ગુલાબમીયાંએ પરિશ્રમ વેઠીને તેમજ પોતાના ખાનગી વખતનો ભોગ આપીને શુદ્ધ ઉર્દુ ભાષામાં 'તારીખે પાલણપુર' નામનું પુસ્તક બહાર પાડ્યું છે. હું સૈયદ ગુલાબમીયાંએ લીધેલ પરિશ્રમ માટે અંતઃકરણથી મુબારકબાદી આપું છું અને તેમની યાદગીરી માટે આ પુસ્તકમાં તેમની છબી રાખું છું.

આ ગુજરાતી ભાષાન્તર ઉર્દુ ઇતિહાસમાંથી મેં શબ્દે શબ્દ કર્યું નથી, પણ મૂળ બાબત ધ્યાનમાં રાખીને યોગ્ય જણાયું ત્યાં સુધારો વધારો કર્યો છે.

આ પુસ્તકમાં વાચક અલ્પાયુષી પતંગીયા માફક બાબી મુબારીઝખાનને પાલણપુરની રાજ્ય ગાદી ઉપર આવેલ જોશે. તે બાબી ઓલાદનો હતો, તેમજ પાલણપુરની ગાદી માટે કોઇ પણ પ્રકારે હકદાર નહોતો. દિવાન શેરખાન અપુત્ર મરણ પામ્યાથી તેમની બહેન સોનાણુ તથા ભાણેજ મુબારીઝખાન, જે દિવાન શેરખાનના અંતકાળ સમયે પાલણપુર આવેલ હતાં, તેઓ અંધાધુંધીનો લાભ લઈ કેટલાક નીચ, સ્વાર્થી, નિમકહરામ લોકોને પોતાના પક્ષમાં ખેંચીને પાલણપુરની રાજ્ય ગાદી થોડા દિવસ માટે પચાવી પડયાં હતાં. આ કામ ખટપટીયા લોકોએ પોતાનો સ્વાર્થ સાધવા માટેજ કર્યું હતું. વળી મુબારીઝખાનનું ગાદી ઉપર આવવું માત્ર નામનુંજ હતું. આ બધી બાબતો ધ્યાનમાં લઇને પાલણપુરના રાજ્યકર્તા તરીકે બાબી મુબારીઝખાનને ગણવામાં આવ્યા નથી, તેમજ તેમની હકીકત માટે અલગ પ્રકરણ પાડી લખવામાં આવ્યું નથી.

ઉર્દુ તવારીખમાં આ રાજ્યનો ઇતિહાસ ત્રણ ભાગમાં એકજ પુસ્તકમાં પ્રકટ કરવામાં આવ્યો છે; પરન્તુ મેં આ ઇતિહાસના બે ભાગ પાડી બે પુસ્તકમાં પ્રસિદ્ધ કરવાનું યોગ્ય ધાર્યું છે. પ્રથમ પુસ્તકમાં ચોવીસમા રાજ્યકર્તા દિવાન શમશેરખાન સુધીનો હેવાલ આપ્યો છે. સોળમા અને સત્તરમા રાજ્યકર્તા એકજ સમયે જાલોર અને પાલણપુરની ગાદી ઉપર થયા છે. તેઓ બન્ને સગાભાઇ હતા. તેમાં એક ભાઇના વંશમાં ચોવીસમા રાજ્યકર્તા સુધી રાજ્યગાદી રહી છે, જે હકીકત આ પુસ્તકમાં આપવામાં આવી છે. બીજા ભાઇના વંશમાં પચીસમા રાજ્યકર્તાથી રાજ્યગાદી શરૂ થાય છે, જે હકીકત બીજા પુસ્તકમાં આવશે.

આ ઇતિહાસ મારા વડીલોનો છે, તેથી તેમની તરફ પૂજ્યભાવ અને વિવેક જાળવવો એ મારી ફરજ સમજીને મેં લખાણુમાં મારા વડીલોને લગતાં સર્વનામ અને ક્રિયાપદ માનાર્થે બહુવચનમાં વાપર્યાં છે.

આ પુસ્તકમાં જે તસવીરો આપવામાં આવી છે, તે ત્રણ પ્રકારની છબીઓ ઉપરથી લીધેલ છે. ( ૧ ) ફોટો, ( ૨ ) દિલ્હી અને અમદાવાદના ચિત્રકારોએ કલમ વડે ચિતરેલ તસવીરો ( ૩ ) અહીંના છવારાઓએ ચિતરેલ ચિત્રો. ત્રીજા પ્રકારની છબીઓ બીજા પ્રકારની છબીઓ સાથે સરખાવતાં તે છબીઓમાં ઘણી ખામીઓ જોવામાં આવે છે, પણ તે સુધારવાથી તેમની પ્રાચીનતા જતી રહે છે, તેથી મુળ ચિત્રો અસલ સ્થિતિમાંજ છાપવામાં આવ્યાં છે.

આ પુસ્તક અમારા ખાનદાનની રીતભાત, રિવાજો, પરાક્રમો, દંતકથા, પ્રજાપ્રત્યે રાજ્યધર્મ અને સર્વોપરિસત્તા તરફની વફાદારી જાહેરાતમાં મુકે છે, અને હું આશા રાખું છું, કે તે આ રાજ્યના ભવિષ્યના રાજ્યકર્તાઓને સન્માર્ગ સૂચક નીવડશે. આ રાજ્યમાં રહેતા જુદી જુદી કોમના લોકોએ અમારા ખાનદાનની બજાવેલ સેવા તેઓ ભૂલશે નહિ, અને રાજ્યના જાગીરદારો અને પ્રજાને રાજ્યના અવયવો ગણી સર્વોપરિ સત્તાને વફાદાર રહેશે.

અહીં મારે કહેવું જોઇએ કે આ પુસ્તકનું ગુજરાતી સુધારવામાં તેમજ મુફો જોવા વગેરે કામકાજમાં મારા પ્રાઇવેટ સેક્રેટરી મહેતા લલ્લુભાઇ ભીખાભાઇ બી. એ. એ સારી મદદ આપી છે. તેમજ આ ઇતિહાસને લગતી કેટલીક બાબતો સુચવવામાં તથા ભાષાન્તરને ઉર્દુ ઇતિહાસ સાથે સરખાવવામાં મુનશી ગુલાબમીયાં અબ્દુમીયાંએ, જુના ચિત્રોની તેમજ કેટલાક દેખાવોના ફોટો લેવામાં સૈયદ ખાનજીમીયાં લાલમીયાંએ, જુના ચોપડામાંથી કાવ્યો લખાવવામાં અને તેના મુફો તપાસવામાં દેવરાસણના મોતેશર લાખાજી કાનજીએ, મુફો તપાસી છપાવવાના કામમાં પટવારી પરમાનંદદાસ રણછોડલાલે તથા અંબાલાલ બહેચરલાલ .મહેતાએ સારી મદદ કરી છે જેના માટે હું તે સર્વની અંતઃકરણથી કદર કરૂં છું.

આ પુસ્તક છપાવવાનું કામ અહિંના વતની મી. મોરેશ્વર દામોદર ભોપેની મારફત વડોદરામા લક્ષ્મી વિલાસ પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં સોંપવામાં આવ્યું હતું; અને મને કહેવાને આનંદ થાય છે કે છાપકામ તથા બાઇન્ડીંગનું કામ

મુંબઈના પ્રખ્યાત પ્રેસો જેવું સંતોષકારક થયું છે. આ સંબંધમાં પ્રેસના મેનેજર મી. છોટાલાલ લાલભાઈ પટેલે તથા મી. મોરેશ્વર દામોદર ભોપેએ અંતઃકરણથી કામ કર્યું છે અને તે માટે તેમની પણ હું કદર કરૂં છું.

સાહિત્ય સેવામાં આ મારો પ્રથમ પ્રયાસ છે, તેથી વાચકવૃંદ મારી ભૂલોને ઉદાર દીલથી દરગુજર કરશે.

રાજ્યમહેલ.
પાલણપુર.
તા. ૧-૯-૧૯૧૩

તાલેમહમદખાન.





મુનસી સૈયદ ગુલાબમીઆં અબદુમીઆં.




પાલણપુર રાજ્ય હિંદનાં બીજાં ફર્સ્ટ કલાસ મુસલમાની રાજ્યો કરતાં ઘણું જુનું છે. આ રાજ્યના પ્રથમ રાજ્ય કર્તા મલેક ખુરમખાને ઈ. સ. ૧૩૬૪ માં જાલોરમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું, ત્યારથી આ રાજ્ય કુટુંબને રાજ્ય કરતાં લગભગ સવાપાંચસો વર્ષ થયાં છે. ગુજરાત અને દિલ્હીના બાદશાહોની બજાવેલી નોકરી પેટે મળેલ ખિતાબો અને પ્રાચીન ઇમારતોના લેખો, ચારણોને આપેલ ઇનામી ગામો તથા ભાટ બ્રાહ્મણોને દાનમાં આપેલ ગામો અને વર્ષાસનો, આ રાજ્ય લાંબા વખતથી હયાત હોવાની શાબીતીઓ આપે છે.

આ રાજ્યકુટુંબે રાજપુતાનામાં પ્રથમ રાજ્ય ગાદી સ્થાપેલી, તેથી રજપુતોના કેટલાક રિવાજ રૂઢીઓ આ રાજ્ય કુટુંબમાં જોવામાં આવે છે.

પાલણપુર રાજ્યનો ઘણો ખરો ઇતિહાસ નીચે જણાવેલ સાધનો ઉપરથી પાલણપુર રાજ્યના ઇતિહાસનાં સાધનો. બનાવવામાં આવ્યો છે.

અમદાવાદ અને દિલ્હીના આધિપત્ય નીચે આ રાજ્ય કેટલોક સમય રહેલ

પહેલું સાધન.

હોવાથી ત્યાંની બાદશાહતના ઇતિહાસમાંથી પાલણપુર રાજ્યનો કેટલોક ઇતિહાસ મળી આવ્યો છે.

મુસલમાની ધર્મના મહેદવી પંથના કેટલાક વિદ્વાનોએ ધર્મ સંબંધી

બીજું સાધન.

પુસ્તકો લખ્યાં છે, જેમાં મુખ્યત્વે કરીને પાલણપુર રાજ્યના કેટલાક બનાવોની નોંધ કરવામાં આવી છે.

દંતકથાઓ તથા ભાટ ચારણોએ મોઢે કરેલ પેઢીનામાં તથા કાવ્યો પાલણપુર રાજ્યના ઇતિહાસનું ત્રીજું સાધન છે.

ત્રીજું સાધન.

ભાટ ચારણોએ બનાવેલ કાવ્યો તેમજ તેમના ચોપડાઓમાં નોંધ કરેલ લખાણોમાંથી આ રાજ્યનો ઘણો ખરો ઇતિહાસ હાથ આવ્યો છે. પાલણપુર અને જાલોરનાં બધાં મળી સાતસો આઠસો કાવ્યો હાથ લાગ્યાં છે. જેમ કર્નલ ટૉડ તથા ફ્રોર્બ્સ સાહેબે ટૉડ 'રાજ્ય સ્થાન' અને 'રાસમાળા' જેવા કિંમતી ઐતિહાસિક ગ્રંથો ભાટ ચારણોનાં કાવ્યો અને લખાણો ઉપરથી રચ્યા છે, તેજ પ્રમાણે આ રાજ્યનો ઇતિહાસ પણ તેવા લોકોનાં કાવ્યો અને લખાણોમાંથી સંગ્રહ કરી રચવામા આવ્યો છે. ભાટ ચારણો પ્રાચીન સમયના ઇતિહાસ સંપાદક ગણાયા છે, જો કે તેમનાં કાવ્યો અને લખાણોમાં અતિશયોક્તિ અને તારીખનો અભાવ કેટલેક ઠેકાણે માલૂમ પડે છે, પરંતુ એ નિર્વિવાદ છે કે હિંદનો ઇતિહાસ પણ આવાં સાધનોએજ પુરો પાડયો છે.

ચોથું સાધન.

જાગીરોની સનદો, પરવાના, તાંબાપત્ર પરના લેખો, ઇનામ તથા દાનમાં આપેલ ગામો, ગરાસો વગેરે આ ઇતિહાસનું પાંચમું સાધન છે.

પાંચમું સાધન

જે જે માનનીય ઐતિહાસિક ગ્રંથો સાથે સરખાવીને આ પુસ્તક રચવામાં આવ્યું છે, તે નીચે પ્રમાણે છે.

મીરાતે સીકંદરી, મીરાતે અહેમદી, મીરાતે આલમ, તબકાતે અકબરી, આઇને અકબરી, અકબરનામું, મુન્તખબુત તવારીખ, તુઝકે જહાંગીરી, સેરૂલ મુતાઅખ્ખરીન, હયાતે અફઘાની, સોલત અફઘાની, મખઝને અફઘાની, ટૉડ રાજ્ય સ્થાન, વકાએ રજપુતાના, દરબારે અકબરી, ઇન્તેખાબુલ મવાલીદ, ખાતમે સુલેમાની, કિતાબ અહેમદ નામ જાત, રાસમાળા, રાજ્યખ્યાત, રાજ્યદીપક, રાજ્યદર્પણ, રાજપુતાનાની ભૂગોળ, ભારત રાજ્યમંડળ, વીરમંડળ, ગેઝેટીયર વગેરે.

અફઘાનીસ્થાનના લોકો 'પુસ્તુ' ભાષામાં 'પુખ્તુન' નામથી પોતાને ઓળખાવે છે 'પુખ્તુન' અથવા 'પુશ્તુન' નો મૂળ શબ્દ 'પુસ્તાં છે,' જેનો અર્થ

પઠાણ શબ્દ

'ટેકરો' થાય છે 'પુસ્તાં' શબ્દના 'સીન' અક્ષરને બદલે 'ખે' અક્ષર બોલાયાથી 'પુસ્તાં' નું અપભ્રંશ રૂપ 'પુખ્તુન' થયું. આ લોકો પહાડી મુલકમાં રહેતા હોવાથી 'પુખ્તુન' અટક તેમણે ધારણ કરી. હિંદમાં તેઓ પઠાણ અથવા અફઘાનની અટકથી પ્રસિદ્ધ છે

'હયાતે અફઘાની' માં લખેલ છે કે આ લોકો હિંદુસ્થાનમાં પ્રથમ બંગાળા બિહારના પાયતખ્ત પટણા શહેરમાં આવી વસેલ હોવાથી હિંદના લોકો તેમને *પઠાણ (પટણાના રહેનાર) ની અટકથી ઓળખવા લાગ્યા. આ કોમ કઈ સદીમાં. અને શા કારણથી બિહારમાં આવી વસી તે જો કે બરાબર જણાયું નથી; તથાપિ દંત કથાઓ અને તવારીખો ઉપરથી એવું અનુમાન થાય છે, કે તેમને હિંદમાં આવવાનું મુખ્ય કારણ વેપારનુંજ હતું. વેપાર અર્થે હિંદમાં આવ્યા પછી તેમણે બંગાળા અને બિહારમાં રહેઠાણ કરી સત્તા જમાવી, જે હકીકત કેટલીક ઐતિહાસિક બાબતોથી સિદ્ધ થાય છે.

**મીયાં ખેલ લોહાની કોમ.**

'હયાતે અફઘાનીમાં' લખ્યું છે કે અફઘાનીસ્થાનના સોદાગરો હિંમતવાન અને હોંશિયાર છે. તેઓનું રહેઠાણ એક સ્થળે સ્થાયી નહિ હોવાથી તેઓ 'પવંદા' એટલે 'ભટકતી ટોળી' ના નામથી ઓળખાય છે. આ ટોળીમાં મુખ્ય પાંચ જાતો છે. ૧ §નાસીર, ૨ ખરોટી, ૩ દોટાની, ૪ નયાઝી અને ૫ મીયાં ખેલ લોહાની. મીયાં ખેલ લોહાની જાત પ્રાચીન કાળમાં ઘોડા ઉછેરી વેચવાનો (સોદાગીરી) નો ધંધો કરતી હતી. શરદઋતુ બેસતાં આ કોમ દરસાલ ધંધા અર્થે ભરતખંડમાં આવતી હતી. તે લોકો પોતાનાં બાળકોને તથા જનાવરોને મુસાફરીમાં સાથે રાખતા હતા. તેઓ ગીઝની, કીલાત, ઝરમટુ અને હજારીસ્તાનના પ્રગણાંના મેદાનમાં થઇ ગોમલની ખીણ અને સુલેમાન પહાડની તલેટીના રસ્તે ડેરાઇસ્માલખાનની હદમાં ઉતરતા હતા. અહીં ઘાસ ચારાની સારી જગો જોઇ તેઓ તંબુઓ નાખી કેમ્પ કરી રહેતા. પોતાના કબીલાને અહીં

---

* કેટલાકનું અનુમાન એવું છે કે તેઓ અબદુલ રસીદના ત્રીજા દિકરા બેટનની ઓલાદના હોવાથી બેટન શબ્દ ઉપરથી 'પઠાણ' તરીકે ઓળખાવા લાગ્યા; પણ આ પ્રમાણ માનનીય નથી. કારણ કે જેઓ બેટનના વંશજો છે તેઓ પઠાણના નામથી ઓળખાતા નથી એટલુંજ નહિ પણ પઠાણ શબ્દનો અર્થ તેઓ જાણતા નથી. આ શબ્દ હિંદમાં આવ્યા પછી ઘડાયો હોય તે વધુ સંભવિત છે. ફારસી બારાખડીમાં 'પઠાણ શબ્દ' લખી શકાતો નથી.

§ નાસીર અને ખરોટી તે ઘીલઝઇની અને દોટાની તથા નયાઝી તે લોદી કોમની શાખા છે.

છોડી તેમાથી કેટલાક મુલતાન અને ભાવલપુરના રસ્તે રાજપુતાનામા ઉતરતા, અને કેટલાક મુલતાનથી પૂર્વ દિશામા એટલે ઢાકા બગાળા તરફ જતા

લોહાની પઠાણો

ઉપરની હકીકતથી સ્પષ્ટ જણાય છે કે લોહાની પઠાણોએ સોદાગીરીના ધધાઅર્થે પજાબ અને બગાળા વિગેરે હિદના ભાગોમા પ્રથમ આવજાવ શરૂ કરી હતી. પછી તેઓએ કઈ કારણસર બગાળા બિહારમા વાસ કર્યો કેટલોક વખત વીત્યાપછી તેઓ પોતાના અસલ ધધાને મુકી દઈ બાદશાહી લશ્કરમા દાખલ થયા ત્યા તેમણે લડાઈઓમા પરાક્રમ બતાવી કીર્તિ અને. ઉચ્ચ ઓધ્ધાઓ સપાદન કર્યા તેમજ તેમણે બગાળા બિહારના મુલકમા હકુમત પ્રાપ્ત કરવાને શુભ સયોગો મળ્યા વળી હિદુસ્તાનના ઇતિહાસમાથી એમ પણ મળી આવે છે, કે જ્યારે બાબર બાદશાહ આગ્રામા આવ્યો તે વખતે કનોજ અને ગગાની નૈઋત્યકોણનો કેટલોક પ્રદેશ નાસરખાન લોહાની ઉર્ફે ફરમલી વગેરે અફઘાનોને તાબે હતો* દિલ્હીના શૂરવશના બાદશાહ મહમદશાહ અદલી (ઇન્સાફી) ના દરબારમા દોલતખાન લોહાની‡ વજીરાત અને વકીલાતના ઓદ્ધા ઉપર હતો તેમજ લોદી બાદશાહોના સમયમા લોહાની પઠાણો સારા ઓદ્ધાએ પહોચ્યા હતા ( જુઓ તારીખે ફરીશતા તથા મુન્તખબુત તવારીખ )

બિહારી અને જાલોરીની અટક

આ લોહાની પઠાણોમાના કેટલાક બિહારમાથી મારવાડના જાલોરના વિભાગમા આવી વસ્યા, અને ત્યા બિહારી-વિહારી પઠાણના નામથી ઓળખાવા લાગ્યા ભાગ્યોદયના સજોગો અનુકૂળ હોવાથી તેમાના ખુરમખાન વિહારી પઠાણે જાલોર રાજ્ય કબજે કર્યુ, અને ત્યા રાજ્ય સત્તા જમાવી ખુરમખાનની ચોથી પેઢીએ વિહારી પઠાણોના કબજામાથી જાલોર છુટી બલોચોને સ્વાધીન થયુ, પણ મલેક ખાન વિહારીએ પુન પ્રાપ્ત કીધુ આ મલેકખાનના બાપનુ નામ હેતમખાન હતુ અને હેતમખાનનીજ ઓલાદમા આજસુધી આ રાજ્ય ચાલ્યુ આવે છે પાલણપુર રાજ્યકર્તા હેતાણી અટકથી મશહુર છે વળી વિહારી પઠાણોએ પ્રથમ રાજ્યગાદી જાલોરમા સ્થાપેલી હોવાથી આ રાજ્યકુટુબને કેટલાક ' જાલોરી ' થી ઓળખે છે જે રજપુતો મુસલમાની ધર્મ અગિકાર કરી આ રાજ્યની નોકરીમા વશપરપરા જોડાયા છે તેમનેજ ખરી રીતે ' જાલોરી ' અટક લાગુ પડે છે

* જુઓ તારીખે હિદુસ્તાન ભાગ ૩ જો મોલવી જકાઉલ્લા કૃત પાનુ ૯૫

‡ જુઓ ( પ્રોફેસર મહમદજકાઉલ્લા કૃત ) તારીખે હિદુસ્તાન ભા ૩ પાન ૧૩૬

હજરત ખાલીદના દિકરા વલીદ, જે અબદુશશમ્સના કુટુંબમાં નામાંકિત, બહાદુર થયા છે, તેમના વંશના પઠાણો છે; પણ જહાંગીર બાદશાહના ઉમરાવ *ખાનજહાન લોદીએ 'મખઝને અફઘાની' નામનું પુસ્તક રચ્યું, જેમાં પઠાણોના પેઢીનામા મુજબ પઠાણ કોમ સાવુલ§ એટલે તાલુતના પૌત્ર આસફ અને અફગનાની ઓલાદની હોય એમ જણાય છે.

પઠાણોની ઉત્પત્તિ.

ઈસ્રાઈલિ કોમના બાદશાહ સાવલ ઉર્ફે તાલુતે પોતાના અંતકાળ વખતે હઝરત દાઉદને એવી વસીયત કરી કે મારી બન્ને સ્ત્રીઓ સગર્ભા છે, માટે તેમની તમો પૂર્ણ સંભાળ રાખજો, કારણકે તેમને પેટે જે દિકરા અવતરશે તેમના વંશજો દુનિયામાં કીર્તિ મેળવશે. ફરમાન મુજબ હજરત દાઉદે અમલ કર્યો. બન્ને વિધવા સ્ત્રીઓને દિકરા અવતર્યા; જેમનાં નામ 'અરખીયા' અને 'અરમીયા' રાખવામાં આવ્યાં. આ બન્ને જુવાન્ વયના થયા ત્યારે હજરત દાઉદે અરખીયાને મુખ્ય પ્રધાન અને અરમીયાને સેનાધિપતિ બનાવ્યો. આ બન્ને ભાઇઓને એકેક દિકરો થયો. અરખીયાના પુત્રનું નામ આસફ અને અરમીયાના દિકરાનું નામ અફગના પાડવામાં આવ્યું. હજરત સુલેમાને આ બન્નેને તેમના દાદાની જગોએ કાયમ કરી બેતુલમુકદદશની ઈમારત બંધાવવાનું કામ પણ તેમને સોંપ્યું. આ ઇમારત બનાવવામાં દેવો કામે લાગેલ જેમની પાસેથી અફગના 'પુશ્તુ' ભાષા શીખ્યો. અફગનાને ચાળીસ છોકરાં થયાં, જેમના વંશજો આસપાસના મુલકમાં વસ્યા.

સાવલની વસીઅત.

* ખાનજહાન લોદીનું મૂળ નામ પીરખાન હતું. તેને પ્રથમ 'સલાબતખાન' અને પછી 'ખાનજહાન' નો ખિતાબ મળ્યો હતો.

§ ઈ સ. પૂર્વે એક હજાર વર્ષ ઉપર હજરત સમુઈલ નબીના ફરમાનથી ઈસ્રાયલ કોમના બાદશાહ સાવલ નબીને મુકરર કરવામાં આવ્યા હતા. તે જંબુના પહાડોમાં ફલસ્તુનની લડાઈમાં માર્યા ગયા હતા. કહે છે કે સાવલ નબી, હજરત યાકુબના દિકરા બનીયામીન વંશજ છે. એક વખત સાવલ નબીને તેમના પિતાએ ગુમ થયેલ ખચ્ચરની શોધમાં મોકલ્યા હતા, તે વખતે હજરત સમુઈલ નબીએ તેમના માથામાં તેલ નાંખી ઈસ્રાઈલ કોમના બાદશાહ તરિકે રાજ્યાભિષેક કર્યો હતો. (જુઓ તોરેત સમુઈલ બાબ ૧૦ મો).

**અફ્ધાનીસ્તાન અને અરબસ્તાનમાં બની ઇસ્રાઇલનાં વંશ**

*બખ્તેનસરે બની ઇસ્રાઇલને શામના મુલકમાંથી દેશનિકાલ કર્યાથી તેમના વંશજોમાંના કેટલાક અરબસ્તાનમાં, કેટલાક ગોર પર્વતમાં અને કેટલાક ફિરોજા પર્વતમાં જઇ વસ્યા. જેઓ પહાડી મુલકમાં વસ્યા તેમણે તે મુલક ધીમે ધીમે કબજે કરી લીધો. આ પહાડી મુલકને હાલ અફ્ધાનીસ્તાન કહે છે, અને તેની રાજ્યધાનીનું શહેર કાબુલ છે. જેઓ અરબસ્તાનમાં જઇ વસ્યા, તેમનામાં કેટલોક વખત પછી વલીદનો બુદ્ધિશાળી અને ડાહ્યો દિકરો ખાલીદ પેદા થયો; તેને પેગંબર મહમદ સાહેબે સેફુલ્લાને. ખિતાબ બક્ષીસ કર્યો હતો. પઠાણો આ ખાલીદના ઓલાદના છે, તે જગ પ્રસિદ્ધ વાત છે.

**હજરત કેસને મલેકનો ખિતાબ**

પેગંબર મહમદ સાહેબ મદીને પધાર્યા ત્યારે ખાલીદ પોતાના અફ્ધાન ભાઇઓ જેમનો સરદાર એસનો દિકરો કેસ હતો, તેમને ગોર અને ખુરાસાનના પહાડી મુલકમાંથી મદીને બોલાવ્યા. ત્યાં કેસ, જે બની ઇસ્માઇલના બાદશાહ સાવુલની છત્રીસમી પેઢીએ થયો છે, તેણે તથા તેના સાથીઓએ મુસલમાની ધર્મ અંગીકાર કર્યો. પેગંબર સાહેબે કેસનું નામ ' અબદુલ રશીદ ' પાડયું, અને તેને ફરમાવ્યું કે તમે સાવુલ બાદશાહની ઓલાદના છો, અને કુરાનમાં તમને ' મલેક ' ના ખિતાબથી ઇશ્વરે ઓળખાવ્યા છે, માટે અમે પણ તમને ' મલેક ' ખિતાબથી ઓળખીશું.

**અફ્ગાનો કેસની ઓલાદના છે**

પેગમ્બર સાહેબે મક્કાની આસપાસનો મુલક જીતવા માંડયો. તેમાં લશ્કરના આગેવાન અબદુલ રશીદે ( કેસે ) બહુ બહાદુરી બતાવી, તેથી તેની ચઢતી માટે પેગમ્બર સાહેબે ઇશ્વરની પ્રાર્થના કરી.

પેગમ્બર સાહેબની રજા લઇ કેસ અબદુલ રશીદ પોતાના મુલકમાં ( ગોર અને ખુરાસાનના પહાડી દેશમાં ) ગયો; અને તેણે ત્યાં મુસલમાની ધર્મ પ્રવર્તાવ્યો. અફ્ધાનો તેનીજ ઓલાદના છે. કેસ અબદુલ રશીદનું લગ્ન ખાલીદની દિકરી સાથે થયું હતું. તે બાઇને પેટે ત્રણ દિકરા નામે ૧ સીડબન, ૨ ઘોરગસ્ત ૩ બીટન થયા હતા. આ ત્રણ જણ અફ્ધાનોના મૂળ પુરૂષ ગણાય છે. તેઓ

* બખ્તેનસરેનું નામ 'તોરેત ' પુસ્તકમાં ' બનુકદનસર ' લખ્યું છે. તે બાબીલનનો બાદશાહ હતો આનું જીવન ચરિત્ર " તોરેત " અને " અહદે " અતીકની તવારીખમા લખ્યુ છે.

અબદુલ રશીદના દિકરા અને ખાલીદના ભાણેજ હોવાથી અફઘાનો કૂળવાન હોવાનું સાબીત થાય છે. ( જુઓ હયાતે અફઘાની. )

**લોહાની નામનો સબબ.**

સીડબનને પુત્ર નહિ હોવાથી તેણે પોતાના ભાઇ બેટનના દિકરા ઇસાઇલને દત્તક કરી લીધો. ઇસાઇલને *નુહાન નામે એક દિકરો હતો, જેના વંશજો નોહાની અફઘાનો કહેવાતા હતા. અફઘાનોની બોલવાની પદ્ધતિ મુજબ નોહાનીને બદલે '†લવાની અથવા લોહાની ' બોલાતું હતું. નુહાનની પ્રથમ સ્ત્રી સીરીથી મરવતનો જન્મ થયો, જેના વંશજો મરવતના નામથી પ્રસિદ્ધ છે. કેટલાએક તેમને ' સીપન લોહાની ' કહે છે. બીજી સ્ત્રી તુરીથી પાંચ પુત્ર થયા, જેમાંથી પઠાણોની મમાખેલ, મીયાખેલ અને તતુર વગેરે પ્રસિદ્ધ શાખાઓ નીકળી છે. તેઓ તુરલોહાની પણ કહેવાય છે. મીયાખેલમાંથી સેનખેલ અને તેમાંથી અબાખેલ શાખા નીકળી છે. લોહાની પઠાણોની શાખાઓ ' પવંદા ' વેપારીની માફક વેપાર કરતી ધનાઢ્ય હતી. દરેક શાખાનો ઉપરી ' ખાન ' અથવા ' મલેક ' ‡અટકથી ઓળખાતો અથવા દરેક જાત આ મલેકને ઉપરી કબુલ

---

* પઠાણોની જે શાખાએ લોહગઢને કબજે કર્યો તેને લોહાની કહીને ઓળખાવે છે; પણ આ ફક્ત અટકળની વાત છે એનો ઐતિહાસિક પુરાવો નથી.

‡ ' મખઝને અફઘાની ' મુજબ મલેકનો ખિતાબ હજરત મહમદ પેગંબરે બક્ષેલો છે, પણ કેટલાકો એમ માને છે, કે ' મલેક ' ' માલીક ' નું સંક્ષિપ્ત રૂપ છે. અફઘાનોની કોમના સરદારના નામની આગળ માનાર્થે ' મલેક ' શબ્દ લખવામાં આવે છે. મલેકનો ખિતાબ સુલતાન મહમદ ગીઝનવીના વખતમાં પ્રથમ શરૂ થયો હતો. કેટલાક ઇતિહાસોમાંથી એમ પણ જણાય છે, કે ગુજરાતના બાદશાહોએ મલેકનો ખિતાબ અફઘાનોનેજ આપ્યો હતો એટલુંજ નહિ પણ તેમણે પોતાના અમીરોને તથા મુસાહબોને ભિન્નતા રાખ્યા વિના બક્ષીસ કર્યો હતો. બાદશાહો આ ખિતાબ આપતા હોવાથી તે એવો માનનીય થઈ પડયો હતો, કે દરેક અમીરે પોતાની નામની સાથે આ ખિતાબ જોડી દીધો હતો. હાલ પણ ગુજરાતમાં કેટલાક મલેકની અટકથી ઓળખાય છે. આ રાજ્યના સ્થાપનાર મલેક ખુરમખાન અને મલેક યુસફખાન પોતાની કોમની સરદારી ધરાવતા હોવાથી આ ખિતાબ તેમને પ્રથમથીજ મળેલો હતો, જેને ગુજરાતના સુલતાનોએ કાયમ રાખ્યો હતો. હાલ પણ શુભાશુભ પ્રસંગે ગવાતાં ગાયનોમાં પાલણપુર રાજ્યકર્તાઓની ઓળખાણ " ખાનમલેક " ના ખિતાબથી આપવામાં આવે છે.

હિન્દી ચોપડામાંથી એમ મળી આવે છે, કે ગુજરાતના બાદશાહ અહમદશાહે મલેક હસનખાનને જાલોરની સનદ આપી, ત્યારે તેમને મલેકનો ખિતાબ બક્ષ્યો હતો. આ ખિતાબ મલેકખાન સુધી રહ્યો હતો. ગજનીખાન બીજા અને ફિરોજખાન, બાદશાહ અકબરની હકુમત સ્વિકારી તેના અમીરોમાં દાખલ થયા, ત્યારે તેમને ' ખાન ' અને દિવાન ' ના ખિતાબો મળ્યા હતા; જે હજુ સુધી પાલણપુર રાજ્યકર્તાઓમાં ચાલુ છે.

રાખી તેના કહ્યા પ્રમાણે ચાલતી. નાતજાતના પરસ્પરના ઝગડાઓ પણ મલેક ચુકવતા હતા. લોહાની પઠાણના બધા ફાંટાઓનો સંબંધ મીયા ખેલ અને મમાખેલ શાખાથી વિશેષ હતો.

ઉપરની હકીકતથી એમ અનુમાન કરી શકાય છે, કે મીયાખેલ લોહાની જાત, જે બંગાળા બિહારમાં આવી વશી હતી, તેની શાખા બનાખેલમાં થયેલ સલીમખાનના દિકરા મલેક ગઝનીખાન અથવા કેટલાકના લખવા મુજબ મલેક અલીશેરખાન મારવાડમાં આવી વસ્યા હતા; અને તેમના વંશજોએ ગુજરાતના સુલતાનોની મદદથી જાલોર તથા તેની આજુબાજુના મુલકમાં કબજો મેળવ્યો હતો.

**દિવાનનો ખિતાબ.**

પાલણપુરના રાજ્યકર્ત્તાઓ 'દિવાન' થી પ્રસિદ્ધ છે, એટલે તેમને દિવાનનો ખિતાબ શી રીતે, કોના તરફથી, અને ક્યારે મળ્યો, તે જાણવું અવશ્યનું છે. ભાટો પાસેની હકીકતથી એમ જણાય છે, કે વિશળદેવ ચહુવાણને મેવાડના રાણા લાખમસિંહે જાલોર અને ગોઢવાડની હકુમત સોંપી રક્ષિત રાજા તરિકે નક્કી કર્યો, ત્યારે વિશળદેવે 'દેવરી આણુ હે' એવા સોગન ખાઈ મેવાડનું આધિપત્ય કબુલ કર્યું. આથી વિશળદેવનું ઉપનામ 'દેવ આણુ' પડયું. તેના રાજ્યમાં જે કોઈ 'દેવઆણુ' લઈ બરાબર પાળે નહિ, તેને વિશળદેવ સખ્ત સજા કરતો. વિશળદેવના મરણ પછી જાલોરમાં બિહારી પઠાણોનો રાજ્ય અમલ શરૂ થયો. ત્યારથી તેમણે પણ લોકોની પ્રીતિ સંપાદન કરવાની ખાતર વિશળદેવનું ઉપનામ 'દેવઆણુ' ધારણ કર્યું. ધીમે ધીમે 'દેવઆણુ' બદલાઇને બિહારી પઠાણો 'દિવાન' કહેવરાવવા લાગ્યા, અને ભાટ ચારણો પણ તેમને દિવાનના પદથી ઓળખાવવા લાગ્યા.

જેઠાજીની હિન્દી ભાષામાં લખેલ નોંધમાંથી મળી આવે છે કે મલેક ઉસ્માનખાનને આસીરગઢનો કિલ્લો જીત્યાના બદલામાં જાલોર રાજ્યની જે સનદ ગુજરાતના સુલતાને આપી હતી, તેમાં ઉસ્માનખાનના નામ આગળ 'ઝુબ્દ તુલ મુલ્ક દિવાન' લખેલ હતું. ત્યારથી 'ઝુબ્દ તુલ મુલ્ક દિવાન' નું પદ આ રાજ્ય કર્તાઓમાં વંશપરંપરા ચાલ્યુ આવે છે. અકબર બાદશાહે ગઝનીખાનને સરહદ ઉપરની લડાઇમાં બજાવેલ સેવાના બદલામાં 'દિવાન' ની પદવી, લાહોરની સુબેદારી તથા પાલણપુર અને ડીસાનાં પ્રગણાં બક્ષીસ કર્યેલાં ત્યારથી આ રાજકર્ત્તાઓને દિવાનની પદવી સઘળા લખાણોમાં લખવામાં આવે છે.

કોઇ એમ પ્રશ્ન કરે કે દિવાનની પદવી ખાસ મુલ્કી ખાતાને લગતી છે; તો ગઝનીખાન જેમને બહાદુરીના બદલામાં અકબર બાદશાહે લશ્કરી ઉમરાવોની પંક્તિમાં દાખલ કર્યા હતા, તેમને આ પદવી કેવી રીતે મળી હશે ? પણ ખરી-વાત એ છે, કે આ પદવી અકબર બાદશાહે મુલ્કી અને લશ્કરી અમલદારોને કાંઈપણ ભિન્નતા રાખ્યા વિના આપી હતી. ખેજડાના જમીનદાર કાળિદાસનો દિકરો *ઇસાખાન જે મુસલમાની ધર્મ અંગીકાર કરી પૂર્વ બંગાળનો કબજો કરી બેઠો હતો અને જેણે પોતાની સામે અકબર બાદશાહે મોકલેલ માનસિંહ કચ્છ વાહાની સાથે લડતાં બહુ બહાદુરી બતાવી હતી તેને પણ બહાદુરીના બદલામાં અકબર બાદશાહે દિવાનનો ખિતાબ બક્ષ્યો હતો.

**દિવાનની પદવી વિષે વિશેશ ચર્ચા.**

ઉપરની સઘળી હકીકત વિચારમાં લેતાં હું એવા નિર્ણય પર આવું છું, કે વિશળદેવ ચહુવાણ ‘ દેવઆણ ’ પદથી ઓળખાતો હતો. તેના પછી ખુરમખાને લોકપ્રિયતા માટે ‘ દેવઆણ ’ પદ ધારણ કર્યું હશે. દિવાન ઉસ્માનખાનને જાલોરની સનદ આપતી વખતે ગુજરાતના બાદશાહે ‘ ઝુબ્દ–તુલ–મુલ્ક દિવાન ’ ની પદવી ઉસ્માનખાનના નામ આગળ લખી હતી. અને તેજ પ્રમાણે અકબર બાદશાહે ગઝનીખાનને “દિવાન”ની પદવી પૂર દમામથી જાહેર રીતે કાયમ કરી આપી હતી.

---

* ઇસાખાનનું બળ તોડવાને તથા નારાયણગંજને તેના મુલકનો ફરી કબજો સોંપાવવાને અકબર બાદશાહે ઇ. સ. ૧૭૯૫ માં એક મોટા લશ્કર સાથે માનસિંહ કચ્છવાહાને મોકલ્યો હતો. ઈસાખાન અને માનસિંહનો મુકાબલો બ્રહ્મપુત્રા નદિ આગળના ઈગાર સિંધુના કિલ્લા નજીક થયો. ઈસાખાને દ્વંદ્વ યુદ્ધ કરવા માટે માનસિંહને કહેવરાવ્યું, જે માનસિંહે કબુલ રાખ્યું. યુદ્ધ શરૂ થતાં બન્ને વચ્ચે તરવાર ચાલવા માંડી. લડતાં લડતાં બંને સરદારો ક્રોધમાં આવી ગયા અને એક બીજા ઉપર મરણીઆ થઈ ધસારો કરવા લાગ્યા. એટલામાં માનસિંહના હાથમાંથી તરવાર પડી ગઈ. મોટા મનના યુદ્ધ નીતિના જાણનાર ઇસાખાને શત્રુને હથીઆર વિનાનો દેખી તેને પોતાની તરવાર આપવા માંડી. માનસિંહે તે લેવા ના પાડી, અને એકદમ ઘોડા ઉપરથી ભોંય ઉપર કુદી પોતાની તરવાર લઇ લીધી. માનસિંહ તરવાર લેવા નિચે ઉતર્યો ત્યારે ઈસાખાને ધાર્યું હોત તો તેને મારી નાંખત. શસ્ત્રરહિત શત્રુને મારવો એ ખરા શુરવીરનું લક્ષણ નથી, એવો ઉચ્ચ વિચાર લાવી તેણે માનસિંહ ઉપર હાથ ઉપાડયો નહિ. માનસિંહ તરવાર લઇ ઘોડે સવાર થયો, ત્યારેજ તે યુદ્ધ ફરી શરૂ થયું. બન્ને સરદારો યુદ્ધમાં કુશળ હોવાથી આખરે થાકી પોતપોતાના લશ્કરમાં ચાલ્યા ગયા, અને તેમની વચ્ચે સલાહ થઇ. માનસિંહ સાથે ઇસાખાન દિલ્હી આવી અકબરની હુજુરમાં હાજર થયો બળવો કરવા માટે અકબરે તેને કેદ કરાવ્યો પણ માનસિંહ સાથે થયેલ દ્વંદ યુદ્ધમાં ઇસાખાનના ઉચ્ચ ગુણો જણાયાથી બાદશાહે પ્રસન્ન થઇ તેને ‘ દિવાન ’ ની પદવી બક્ષીસ કરી હતી.

દિવાનનો ખિતાબ ગુજરાત અને દિલ્હી બાદશાહ તરફથી મળેલ હોવાથી

'દિવાનને' બદલે 'નવાબ' નો ખિતાબ લેવાને ઈન્કાર

રાજ્ય કર્તાઓ તે ખિતાબને બહુ મહત્વનો ગણે છે. ઈ. સ ૧૮૫૭ ના બળવામાં દિવાન જોરાવરખાને અંગ્રેજ સરકારની સેવા બજાવેલ, તે માટે ઈ. સ. ૧૮૬૩ માં બ્રિટિશ સરકારે "દિવાન" ના બદલે "નવાબ" નો ખિતાબ પાલણપુર રાજ્યને આપવા ઇચ્છા જણાવી. દિવાન જોરાવરખાને તેમ કરવા ના પાડી, કારણ કે તે દિવાનના જુના ખિતાબને છોડવા ચાહતા નહોતા. ઈ. સ. ૧૯૧૦ ના જાનેવારીની ૧લી તારીખે શહેનશાહ સાતમા એડવર્ડે હાલના રાજ્યકર્તા નવાબ શ્રી શેરમહમદખાન સાહેબ બહાદુર જી. સી. આઈ. ઈ. ને દિવાનનો ખિતાબ કાયમ રાખી વંશપરંપરા નવાબનો ખિતાબ તથા ૧૩ તોપની જાતીકી સંલામી ઇનાયત કરી છે.

જાલોર† હાલ મારવાડ તાબે છે. અને જોધપુરથી ૭૧ માઇલ દૂર નૈઋત્ય

જાલોરની પરિસીમા

કોણમાં *સુગરી નદીના દક્ષિણ કિનારે આવેલું છે જાલોરની પૂર્વે શિરોહીનો, મુલક, પશ્ચિમે લુણી નદી, ઉત્તરે પાલી, વાલોતરા, પ્રગણા અને દક્ષિણે સિરોહી, સાચોર અને ભીનમાળ પ્રગણાં આવેલાં છે.

જાલોરના ‡કિલ્લાનું અસલ નામ સોનગરો (સોનાનો પહાડ) છે. કેટલાક

જાલોરનો કિલ્લો

તેને જાલંધર કહે છે. આ કિલ્લો રાજપુતાનાના §પ્રખ્યાત કિલ્લામાંનો એક છે. પ્રાચીન

† મારવાડના ઈતિહાસમાથી જણાય છે, કે લગભગ વિક્રમની દસમી સદીમા બારા નામના પુવાર રજપુતની અને મારવાડના ચૌદ હજાર ગામોને નવ ભાગમા વહેંચી લીધા હતા, જે ઉપરથી હાન તેને નવકોટી મારવાડ કહે છે જાલોરનો પહાડી મુલક બારા પુંવારના નાનાભાઇ ભોજના ભાગમાં જવાથી તેણે ત્યા એક શહેર વસાવી કિલ્લો બંધાવ્યો આ કિલ્લો ભોજની નવ પેઢી સુધી તેના વંશમા રહ્યો વિક્રમની તેરમી સદીમા નાડોલના ચહુવાણ રજપુત કીર્તિપાળે જાલોર પુવારો પાસેથી છીનવી લીધુ ઇ સ. ૧૨૪૭ મા ચાચક દેવ ચહુવાણે ભીનમાળથી કેટલેક સામાન મંગાવી આ કિલ્લો સમરાવ્યો.

* સુગરી નદી સિરોહી અને મારવાડની સરહદ ઉપર આવેલ પહાડમાથી નીકળે છે અને જાલોર પાસે થઇને લુણી નદીમા ભળે છે તેની લબાઇ આશરે ૧૩૦ માઇલ છે

‡ જાદુદાન ચારણની નોધ મુજબ જાલોરનો કિલ્લો આશરે ૧૨૪૭ ગજ લાંબો અને ૪૭૭ ગજ પહોળો છે તેનો ચઢાવ બે હજાર કદમનો છે આ કિલ્લાને ત્રણ દરવાજા અને બાવન બુરજ છે દિવાન ફતેખાન ૧ લાએ કિલ્લાની મરામત કરાવી ત્યા એક મહેલ બંધાવ્યો હતો.

§ રાજપુતાનાના પ્રખ્યાત કિલ્લાઓમા રણથંભોર આગ્રન જાલોર, ચિતોડ, સલુમર શેરગઢ ભરતપુર આમેર, અને શાહઆબાદ મુખ્ય છે

કાળમાં જ્યારે લડાઇમાં દારૂગોળાનો પ્રચાર નહોતો ત્યારે આવા કિલ્લાઓ જીતવાનું કામ બહુ કઠીન ગણાતું. કિલ્લાની બાંધણી તથા મોરચાની હુન્નરગીરી વિગેરેની દુશ્મનને માહીતી ન મળે એવા હેતુથી તે કિલ્લામાં પરવાના વિના કોઇને પેસવા દેતા નહિ.

જાલોર અને સાચોરનાં આશરે ૫૧૦ ગામ છે. તેની જમીન પીળી, ચીકણી અને સફેદ એ ત્રણ પ્રકારની છે. પીળી જમીન વાવેતર માટે બીજી જમીન કરતાં વધારે ચઢીઆતી ગણાય છે.

જવાળામુખી પર્વત.

જાલોર અને સીવાના નજીકના પહાડોના દેખાવ ઉપરથી ભુસ્તર વેત્તાઓ અનુમાન કરે છે, કે તે પ્રાચીન કાળમાં જ્વાળામુખી પહાડો હશે. આ પહાડોમાંથી કોઇ કોઇ વાર બહુ સખત ધરતી કંપના *આંચકા આવે છે. આ પહાડોમાં સીસું, લોઢું, તાંબુ વગેરે ધાતુઓ હોવાનો બોયલો સાહેબનો અભિપ્રાય છે.

ચહુવાણોનું જુનું રહેઠાણ.

જાલોર ચહુવાણોનું જુનું રહેઠાણ હતું. ચહુવાણની એક †શાખા સોનગરા ચહુવાણના નામથી ઓળખાય છે. એક પ્રાચીન હિન્દી લખાણમાંથી જણાઇ આવે છે, કે ઇ. સ. ૧૨૪૫ માં સામતસિંહ ચહુવાણના દિકરા કાનડદેવે ભીનમાળથી ઇંટ, ચુનો, પત્થર વગેરે મંગાવીને જાલોરનો કિલ્લો બંધાવ્યો હતો.

અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાન અને ‡નસરતખાને જાલોરના

---

* આ ધરતી કંપના આંચકા ઘણી વખત પાલણપુર સુધી પહોંચે છે. એવી અટકળ કરવામાં આવી છે, કે દર પાંત્રીસ વરસના અંતરે એક સખત આંચકો આ પહાડોમાંથી આવી પાલણપુર સુધી પહોચે છે; અને કેટલાક માસ સુધી બે ત્રણ વખત ધીમા ધીમા આંચકા આવ્યા કરે છે. અહિં જે આંચકા આવે છે, તેમાંના ઘણાખરા જાલોર અને સીવાના પહાડમાંથી આવતા જણાય છે. અહિં તે તરફથી ઇ. સ. ૧૮૦૮, ૧૮૪૦, તથા ૧૮૮૩ માં સખત આંચકા આવ્યા હતા. ઇ. સ. ૧૮૮૩ માં આવેલ સખત આંચકાની વિશેષ હકીકત હાલના રાજ્યકર્તાના પ્રકરણમાં લખવામાં આવશે.

† નાડોલના ચહુવાણોમાં કેતુરાવ, જાલોરના કિલ્લાનો પ્રથમ બાંધનાર હતો. તેને દેવરાજ નામનો પૌત્ર હતો, જેના વંશજો દેવડા રજપુતના નામથી ઓળખાય છે. તેઓ આબુની આસપાસ સોનગરા ચહુવાણ રજપુત રાજાના મુલકમાં વસ્યા હતા ( જુઓ રાસમાળા ઇ. ગેઝેટીયર, ખ્યાત, વિગેરે )

‡ જાલોરના કિલ્લાને ઘેર્યાના વર્ણનનાં જે કાવ્યો હાથ લાગ્યાં છે, તેમાં આ ઘેરો સાત વર્ષ ચાલ્યાનું લખ્યું છે. અહિં ૧૧ વર્ષ લખ્યાં છે, તેનું કારણ એ છે, કે ગ્રંથ કર્તાએ કાનડદેવના બારવટાનાં ચાર વર્ષ ભેગાં ગણ્યાં છે.

કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. ઈ. સ. ૧૨૯૫. આ વિગ્રહ ૧૧ વર્ષ સુધી ચાલ્યો હતો, અને છેવટે તે કિલ્લો મુસલમાનોએ ઈ. સ. ૧૨૦૬ માં તાબે કર્યો હતો. કેટલાક વર્ષો પછી ચહુવાણોએ તે કિલ્લાને મુસલમાનો પાસેથી જીતીને કબજે લીધો હતો. ઇ. સ. ૧૩૯૪ માં વિશળદેવ ચહુવાણની કતલ થયાથી મલેક ખુરમખાન લોહાનીએ ગુજરાતના સુલતાન ઝફરખાનની મદદથી જાલોરને ફરી મુસલમાની હકુમત નીચે આણ્યું હતું. લોહાની પઠાણોની હકુમત ત્યાં ઇ. સ. ૧૬૯૭ સુધી રહી; અને ત્યાર પછી જાલોર રાઠોડોના કબજામાં ગયું છે, હાલ પણ તે મારવાડ રાજ્યના તાબામાં છે.

જાલોર ઉપર અલ્લાઉદ્દીનની ચઢાઇ.

મલેક ખુરમખાને ઇ. સ. ૧૩૯૪ માં જાલોરમાં રાજ્ય સ્થાપ્યું, ત્યારથી આજ સુધી હિંદમાં રાજ્યકીય મહાન્ ફેરફારો થયા છે. આ ઉથલપાથલના વખતમાં આ રાજ્ય સહિસલામતીથી પોતાની હકુમત જાળવી શક્યું છે, એટલુંજ નહિ, પણ દરેક બાદશાહતમાં તેણે વધુ માન મરતબા મેળવ્યા છે. સર્વોપરિ સત્તાને માન આપી વફાદાર રહેવું એજ આ ખાનદાનની પરંપરા છે.

હિંદના રાજ્યોની ઉથલ પાથલ વખતે આ રાજ્યનો ટકાવ.

ઇ. સ. ૧૩૯૪ થી ઇ. સ. ૧૫૭૩ સુધી લગભગ પોણાબસો વર્ષ એટલે જાલોરના પ્રથમ રાજ્યકર્તા ખુરમખાનના વખતથી મલેકખાનના અમલ સુધી આ રાજ્ય ગુજરાતના બાદશાહોના આધિપત્ય નીચે રહ્યું હતું. તે અરસામાં મલેક ખુરમખાન, ઉસ્માનખાન, તથા મલેકખાને ગુજરાત બાદશાહતની

* ખાતમ સુલેમાની પ્રમાણે જાલોરનો કિલ્લો અલગખાને જીત્યો હતો; અને 'મુન્તખબુત તવારિખ પ્રમાણે તે કિલ્લો અલાઉદ્દીન બાદશાહે સુરતથી પાછા ફરતાં હીજરી ૭૦૧ માં કાનડદેવને મારીને જીત્યો હતો. આ પ્રમાણે બે અભિપ્રાય છે; જે ઉપરથી એમ અનુમાન થઇ શકે છે, કે અલગખાને પાટણ જતાં કિલ્લાને જીતી લીધો હશે, પણ કાનડદેવે આધીનતા કબુલ નહિ કરી હોય, તેથી અલાઉદ્દીને સુરતથી પાછા ફરતાં આ દુશ્મનને મારી ઝગડાનો અંત આણ્યો હશે. એ વાત જીતી અલાઉદ્દીનનું લશ્કર દિલ્હી પાછું વળતું હતું, ત્યારે જાલોર નજીક લશ્કરના સરદારોએ લુટનો પાંચમો હિસ્સો લેવા સારૂ લશ્કર ઉપર સખતાઈ વાપરી જેમણે મુસલમાની ધર્મ તરતજ અંગીકાર કર્યો હતો, તેમણે આ હુકમને નહિ માનતાં બળવો કર્યો. આઝુદ્દીનની કતલ કરી તેઓ અલગખાનના તંબુમાં પેઠા. અલગખાન બીજે બારણેથી નાસી ગયો, પણ અલાઉદ્દીનનો ભાણેજ જે તે તંબુમાં સુતેલ હતો, અને જેને મલેકસી પાટલાના નામથી જાલોરમાં ઓળખે છે, તેને અલગખાન સમજી તે લોકોએ મારી નાખ્યો. મલેકસી પાટલાની કબર જાલોરમાં છે. નસરતખાને બળવાખોરોને મારી હાંકી કાઢયા. અલાઉદ્દીને પોતાના ભાણેજનું વેર લેવાને આ બળવાખોરોને ક્રૂર રીતે માર્યા.

સારી સેવા બજાવી ' મલેકખાન ' તથા ' ઝુબ્દ તુલ્‌મુલ્ક ' ના કિમતી ખિતાબો અને સરપાવો મેળવ્યા હતા. મલેકખાનના સમયમાં ગુજરાતમાં ભારે ઉથલપાથલ થઈ, અને ઇ. સ. ૧૫૭૩ માં અકબર બાદશાહે ગુજરાત જીતી લીધું. ગુજરાતની બાદશાહતના આ ભારે ફેરફારની વખતે ત્યાંના કેટલાંક બીજાં રાજ્યો નાબુદ થયાં, ત્યારે મલેકખાનની હોંશીયારી અને રાજ્ય કુશળતાને લીધે આ રાજ્ય તોફાની હવામાંથી બચી ગયું.

ઇ. સ. ૧૫૭૩થી લગભગ ૧૭૩૮ સુધી આ રાજ્ય મોગલોને તાબે રહ્યું. તે અરસામાં મલેક ગઝનીખાને ' મહાખાન ' અને ' દિવાન ' ના ખિતાબો અકબર બાદશાહની સેવા બજાવી મેળવ્યા હતા, અને અકબર બાદશાહની ધાવબેન સાથે વિવાહ કરી બાદશાહી ખાનદાન સાથે સંબંધ જોડયો હતો. દિવાન કરીમદાદખાનના અમલમાં મોગલ શહેનશાહતનો સૂર્ય અસ્ત થવા લાગ્યો, અને મરેઠાઓ પ્રબળ થવા લાગ્યા, તે વખતે દિવાન બહાદુરખાન, શેરખાન અને ફિરોજખાન જેવા પ્રતાપી નરેશોએ રાજ્ય કુનેહ, બહાદુરી અને સમયસૂચકતા વાપરી આ રાજ્યને ટકાવી રાખ્યું હતું, એટલુંજ નહિ પણ ધાનેરા, ખીમત, રોહ, ડાભેલા, શૂરબાખરી, ડીસાતર, સેંભર પાદર, મલાણી સાઠ વિગેરે આસપાસનો મુલક જીતી રાજ્યમાં વધારો કર્યો હતો. દિવાન ફતેહખાન બીજાના વખતમાં ઇ. સ. ૧૮૧૭ માં આ રાજ્યનો સંબંધ અંગ્રેજ સરકાર સાથે જોડાયો છે, ત્યારથી તે આજ સુધી આ રાજ્યે બ્રીટીશ શહેનશાહતની અનેક વફાદારીની નોકરીઓ કરી છે અને કરે જાય છે.

આ રાજ્યકર્તા કુટુંબ હિંદુસ્તાનમાં બીજાં મુસલમાની રાજ્યકર્તા કુટુંબ કરતાં વધારે જુનું છે. ઇમ્પીરિયલ ગેઝેટીયર વગેરે પુસ્તકોથી માલમ પડે છે, કે એક બાપની ઓલાદમાં આટલું લાંબું. જુનું બીજું કોઇ મુસલમાની ફર્સ્ટ કલાસ રાજ્ય ચાલ્યું આવતું નથી. મલેક ખુરમખાન ઇ. સ. ૧૩૯૪ માં ગાદીએ આવ્યા ત્યારથી હાલ સુધી તેમનીજ ઓલાદમાં રાજ્ય ચાલ્યું આવે છે. મહાન્‌ શહેનશાહ અકબરના દરબારમાં જાલોરના રાજ્ય કર્તા દિવાન ગઝની-ખાન ( બીજા ) અમીરોની પંક્તિમાં ગણાતા હતા, જે દિવાન ગઝનીખાન ( બીજા ) ના રાજ્ય અમલમાં બતાવેલ છે. આ પ્રમાણે શહેનશાહ અકબરના અમીરોની પંક્તિ ભોગવતાં અને રાજ્ય ધરાવતાં હિંદનાં હાલનાં ફર્સ્ટ કલાસ રાજ્યોમાં પાલણપુર રાજ્ય એકલુંજ હસ્તી ધરાવે છે એવી ખાત્રી વાચકને ઇમ્પીરિઅલ ગેઝેટીઅર જેવાં પ્રમાણ ગણાતાં પુસ્તકો વાંચવાથી થશે.

# અનુક્રમણિકા.



## જાલોર અને પાલણપુરની ગાદી ઉપર થયેલ રાજ્યકર્તાઓ.



| રાજ્યકર્તાનું નામ. | કયાંથી કયાંસુધી રાજ્ય કર્યું. | | | કેટલા વર્ષ. |
|---|---|---|---|---|
| ખુરમખાન | ઈ. સ. | ૧૩૯૮ | ૧૩૯૫ | ૧ |
| યુસુફખાન | ,, | ૧૩૯૫ | ૧૪૧૯ | ૨૪ |
| હસનખાન | ,, | ૧૪૧૯ | ૧૪૩૯ | ૨૦ |
| સાલારખાન | ,, | ૧૪૩૯ | ૧૪૬૧ | ૨૨ |
| ઉસ્માનખાન | ,, | ૧૪૬૧ | ૧૪૮૪ | ૨૩ |
| બુઢનખાન | ,, | ૧૪૮૪ | ૧૫૦૬ | ૨૨ |
| મુઝાહિદખાન ઉર્ફે મુઝામલેક | ,, | ૧૫૦૬ | ૧૫૧૦[1] | ૪ |
| અલીશેરખાન | ,, | ૧૫૧૩ | ૧૫૨૫ | ૧૨ |
| સિકંદરખાન | ,, | ૧૫૨૬ | ૧૫૩૧ | ૫ |
| ગઝનીખાન ( પહેલા ) | ,, | ૧૫૩૧ | ૧૫૩૩ | ૨ |
| સિકંદરખાન (બીજી વખત) | ,, | ૧૫૩૩ | ૧૫૩૫[2] | ૨ |
| મલેકખાન | ,, | ૧૫૫૩ | ૧૫૭૬ | ૨૩ |
| ગઝનીખાન ( બીજા ) | ,, | ૧૫૭૬ | ૧૬૧૬ | ૪૦ |
| પહાડખાન ( પહેલા ) | ,, | ૧૬૧૬ | ૧૬૧૮[3] | ૨ |
| ફિરોઝખાન[4] ( પહેલા ) ઉર્ફે કમાલખાન | ,, | ૧૬૩૫ | ૧૬૩૮ | ૩ |
| મુઝાહિદખાન ( બીજા ) | ,, | ૧૬૩૮ | ૧૬૬૩ | ૨૫ |
| કમાલખાન ઉર્ફે કર્ણ કમાલ[5] | ,, | ૧૬૬૩ | ૧૭૦૬ | ૪૩ |

૧ ઈ. સ. ૧૫૧૦ માં મુઝામલેક અપુત્ર મરણ પામવાથી જાલોર ગુજરાતના બાદશાહે મોકલેલ અમીર જીવાખાન બલુખાનની દેખરેખ નિચે ઈ. સ. ૧૫૧૩ સુધી રહ્યું હતું.

૨ ઈ સ. ૧૫૩૫–૧૫૫૩ લગભગ ૧૮ વર્ષ સુધી જાલોર હેતાણી રાજ્કર્તાઓ પાસેથી છુટી જઈ અમુક વખત બલોચ અને અમુક વખત રાઠોડોને કબજે રહ્યું હતું.

૩ ૧૬૧૮–૧૬૮૦ જાલોર દિલ્હી શાહેનશાહતની સીધી હકુમત નીચે રહ્યું હતું. દિલ્હીના શાહેનશાહે તે પ્રસંગે જાલોર માટે મોકલેલ હાકેમોનાં નામ તથા તેમની હાકેમીનાં વરસ પૃષ્ઠ ૭૫ માં આપવામાં આવ્યાં છે.

૪ ફિરોજખાન પહેલા પાલણપુરમાં ગાદીએ બેઠા હતા.

૫ કર્ણકમાલખાનના વખતમાં ઈ. સ. ૧૬૯૭ માં જાલોર સદાને માટે મારવાડ રાજ સાથે જોડાઇ ગયું.

| | | | | |
|---|---|---|---|---|
| ફતેહખાન[૬] ( પહેલા ) | ,, | ૧૬૭૨ | ૧૬૮૮ | ૧૬ |
| ફિરોઝખાન ( બીજા ) ઉર્ફે ગઝનીખાન | ,, | ૧૭૦૭ | ૧૭૧૯ | ૧૨ |
| કરીમદાદખાન | ,, | ૧૭૧૯ | ૧૭૩૫ | ૧૬ |
| પહાડખાન ( બીજા ) | ,, | ૧૭૩૫ | ૧૭૪૪ | ૯ |
| બહાદુરખાન | ,, | ૧૭૪૪ | ૧૭૮૨ | ૩૮ |
| સલીમખાન | ,, | ૧૭૮૨ | ૧૭૮૫ | ૩ |
| શેરખાન | ,, | ૧૭૮૫ | ૧૭૯૨[૭] | ૭ |
| શમશેરખાન | ,, | ૧૭૯૫ | ૧૭૯૬ | ૧ |



૬ દિલ્હીના શહેનશાહે ઈ. સ. ૧૬૧૮ થી ૧૬૮૦ સુધી જાલોર ઉપર હાકેમો મોકલ્યા હતા, જે આપણે આગળ કહી ગયા છીએ. ઇ. સ. ૧૬૮૦ માં ઔરંગઝેબ બાદશાહે દિવાન ફતેહખાનને પોતાની નોકરીના બદલામાં જાલોર પાછુ સોંપ્યું હતુ, તે ૧૬૯૭ મા સદાને માટે છુટી ગયું તે આગળ જણાવ્યુ છે દિવાન કમાલખાન અને દિવાન ફતેહખાન બન્ને સગા ભાઇ જાલોર અને પાલણપુરની ગાદી ઉપર એકજ સમયે થઈ ગયા છે

૭ દિવાન શેરખાન ઇ. સ ૧૭૯૨ ની આખરે અપુત્ર મરણ પામ્યા હતા. તેમના પછી દિવાન શમશેરખાન ૧૭૯૫ ની શરૂઆતમા ગાદીએ આવ્યા હતા. લગભગ બે વર્ષ જેટલો અરસો અંધાધુંધીમા ચાલ્યો હતો. કેટલાક નીચ સ્વાર્થી લોકોની ખટપટથી સોનાજીરુ તથા બાગી મુબારીઝખાન ગાદી પચાવી પડવાનુ કરી રહ્યા હતા પણ તેમની વિરુદ્ધ હકદારી વારસને ગાદી ઉપર લાવવાને એક મજબુત પક્ષ ઉભો થયેલ હોવાથી ઉપર કહેલ સમય ખટપટ અને અંધાધુંધીમા પસાર થયો હતો

# પાલણપુર રાજ્યનો ઇતિહાસ.

## ભાગ ૧.

### જાલોરના પ્રથમ રાજ્યકર્તા






**મલેક ખુરમખાનનું જાલોરની ગાદીએ આવવું.**

કેટલાંક હિંદી તથા ફારસી લખાણોથી જણાય છે કે જાલોરના રાજા વિશળદેવ* ચહુઆણ અથવા કેટલાકોના કહેવા મુજબ શામળદેવ ચહુઆણના કતલ થયા પછી મલેક ખુરમખાને અથવા તેમના દીકરા મલેક યુસુફખાને જાલોરમાં રાજ્યગાદી સ્થાપી. મલેક ખુરમખાનના જાલોરની ગાદીએ આવવા સંબંધમાં જુદી જુદી માન્યતા પ્રચલિત છે.

**જાલોરના કબજા વિષે પહેલી માન્યતા.**

દિલ્હીમાં તઘલખ વંશના બાદશાહોનું રાજ્ય ચાલતું હતું. તે સમયે બિહારમાં આવી વસેલ લોહાની પઠાણોમાંના મલેક સલીમખાનના દીકરા મલેક ગઝનીખાન અથવા મલેક અલીશેરખાન (આ બિહારના સુબેદારના વંશમાંના હતા ) પોતાના કુટુંબ અને સગાસ્નેહી

* આ વિશળદેવ ચહુઆણ ઘણું કરીને જાલોરના રાજ્યકર્તા માલદેવ ચહુઆણના વંશનો માલદેવ ચહુઆણને અલાઉદ્દીન ખીલજી મેવાડનો ઇલાકો સોંપી દિલ્હી ગયો હતો. તેણે ..ાઉદ્દીનના મરણની ખબર સાંભળી તે ઇલાકો રાણા હમીરને સોંપી દીધો, અને પોતે પોતાના વતન .. આવી રહ્યો. રાસમાળાના કર્તા ફૉર્બ્સ સાહેબ લખે છે કે વિશળદેવ ચહુઆણના કતલ થયા ..તેનો વંશ જેરામીરપુર ગામના ભીલોની જાતમાં કન્યા લેવડદેવડ કરી મળી ગયો છે.

પઠાણો માથે નોકરીની શોધમાં અથવા કેટલાકોના કહેવા મુજબ મક્કે જવાના ઇરાદાથી બિહાર છોડી મારવાડમાં આવ્યા. માનુકુળ સંયોગો જણાયાથી તેઓએ પોતાનું રહેઠાણ ત્યાં કાયમ કીધું. કેટલોક સમય વીત્યા બાદ આ પઠાણોમાંના મલેક ખુરમખાન જાલોર આવી રહ્યા. જાલોરમાં તે વખતે વિશળદેવ ચહુઆણની વિધવા રાણી પોપાંબાઇ* જેને ભાઈ હમેશાં સોનાનાં કડા અને તોડાથી ભૂષિત થયેલા ૭૦૦ રજપૂત સરદારો જમતા હતા તે રાજ્ય ચલાવતી હતી. તેણીના વખતમાં અવ્યવસ્થા અને અન્યાયના લીધે રાજ્યકારભારમાં બહુ સડો પેઠો હતો. ખુરમખાને તેનો લાભ લઇ તરવારના બળથી રજપૂતોના હાથમાંથી જાલોર છીનવી લીધું.

**બીજી માન્યતા.**

એક પ્રાચીન ફારસી લખાણમાં લખેલ છે કે મલેક ખુરમખાન, વિશળદેવ ચહુઆણના કારભારી તરીકે કામ કરતા હતા. વિશળદેવના કતલ થયા પછી ખુરમખાનના દીકરા યુસુફખાન જે દિવાની ફોજદારી વગેરે રાજ્યનાં તમામ ખાતાં ઉપર કાબૂ ધરાવતા હતા તેમણે ઇ. સ. ૧૩૯૨ માં વજી-ઉલ-મુલ્કના દીકરા ઝફરખાનની ગુજરાતની સુબેદારીમાં અને દિલ્હીના મહમદશાહ તઘલખ બાદશાહના જમાનામાં રજપૂતોને કાઢી જાલોર ઉપર પોતાનો કબજો કરી લીધો.

**ત્રીજી માન્યતા.**

મોટા+ ગામના ચારણ હેંદુજીએ જાલોરના ભોજક લોકોની પાસેથી એક જુનું લખાણ મેળવેલ, જેમાં લખેલ છે કે લોહાની પઠાણોમાંના મલેકોમાંથી શેરમલેક ઉર્ફે અલીશેરખાન બિહારના સુબેદાર હતા. તેમની પાસે દિલ્હીના બાદશાહ તરફથી એક નાજર અને કુતી ધિક્કારવા યોગ્ય સંદેશો લઇ આવ્યાં. નાજર સાથેની વાતચીતે મોટું રૂપ પકડ્યું. પરિણામ એ આવ્યું કે નાજર નાઇલાજ થઇ બાદશાહ પાસે પાછો ગયો, જેણે તેની મદદ માટે એક ફોજ રવાના કરી.

---

* પોપાબાઇના રાજ્યના અંધેરની કેટલીક વાતો ચાલે છે એક વાત એ છે કે પોપાબાઇની ઘોડારમાંથી અશ્વપાળો કિંમતી ઘોડા વેચી તેમની જગોએ હલકી કીંમતના ઘોડા ભરી દેતા. આથી ગણતરીની સંખ્યામાં વધઘટ જણાતી નહિ ઘોડાઓ ઉપર ઝાઝી સ્વારી કોઇ કરતું નહિ; તેથી આ ચોરી ચાલ્યા કરતી

બીજી વાત એ છે કે મારવાડ ઇલાકામાં વસતા મુગીઆ વાઘરીમાંનો એક જણ એક દિવસ પોઠીઓ ભરી બળતણ વેચવા લાવેલ શહેરમાં આવતાં જે જે સીપાઇ તેને માર્ગમાં મળ્યા તેમણે દરેકે ઘર ખરચ માટે એકેક લાકડું પોઠીઆ ઉપરથી ખેંચી લીધું, તેથી પોઠીઓ ખાલી થઇ ગયો. જ્યારે તે પોઠીઓ દાણ મંડી આગળ આવ્યો ત્યારે દાણીએ દાણ પેટે પોઠીઓ પડાવી લીધો !!

+ મોટા ગામ પાલણપુર સ્વસ્થાનમાં છે.

આ ખબર સાંભળી અલીશેરખાને પોતાના નજીકના સગા જેશખાન અને વલ્લીખાન તથા બીજા કેટલાક પઠાણો સાથે મસલહત કરી નક્કી કર્યું કે વિહારી* પઠાણોની ટુકડી લઇ અલીશેરખાને બિહારમાંથી નિકળી જવું, અને જેઓની મરજી બાદશાહના લશ્કર સાથે લઢી મરવાની હોય તેઓએ બિહારમાં કિલ્લો બાંધી રહેવું. અલીશેરખાને વિહારી પઠાણોના ટોળા સાથે બિહાર છોડયું, અને મારવાડના બેરાણા નામના ગામમાં સાંખળા જાતના રજપૂત ચતરસિંગ સોમને ત્યાં કેટલાંક વર્ષો રહ્યા. ઇ. સ. ૧૩૦૫ થી આશરે ૨૦ વર્ષ સુધી મારવાડમાં જુદી જુદી જગોએ વિહારી પઠાણોએ પડાવ કર્યા, અને છેવટે તેઓ જાલોરમાં આબાદ થયા. ઇ. સ. ૧૩૮૯ માં તેમણે વિશળદેવ બાલીશા પાસેથી જાલોર છીનવી લીધું.

ચોથી માન્યતા.

જાલોર ઇલાકાના દફતરમાંના એક હિંદી લખાણની નકલ અહીંના ચારણ જેઠાજીએ કરી છે, જે ઉપરથી જણાય છે કે ઉમરખાનના દિકરા ખુરમખાન પોતાના કુટુંબકબીલા તથા સગાવહાલા અને નોકરચાકર સાથે મુલતાનથી નિકળી મારવાડ ઇલાકાના સિંધલાવતી પરગણાના પાંચોટા ગામમાં આવી વસ્યા. ત્યાં કેટલીક મુદ્દત રહ્યા પછી તુંવર, વેંસ, ચાવડા, સિંધી, ચહુઆણ, ઘોરી વગેરે લડવૈયા સિપાઇઓને તથા વેદ, વડેરા, લુણીઆ અને ગાંધી વગેરે મહાજન કોમોને સાથે લઇ તે જાલોર રહેવા આવ્યા. તે વખતે જાલોરમાં બાલીશા ચહુઆણ રજપૂત વિશળદેવ રાજ્ય કરતો હતો. આ બધા સગા સાથે તેમણે વિશળદેવની નોકરીમાં રહીને ઉંચો દરજ્જો મેળવ્યો. વિશળદેવના મરાયાબાદ જાલોરનો કબજો તેમણે લઇ લીધો. આ બનાવ ઇ. સ. ૧૩૯૪ માં બન્યો. ઉપરની બીજી વાર્તાઓ કરતાં આ વાર્તા વધારે પાયા વાળી છે.

વિશળદેવની કતલ.

મારવાડનું રાજ્ય જેની રાજ્યધાની તે વખતે મંડોરમાં હતી તે દીન પ્રતિદીન બળવાન થતું હતું; અને વિશળદેવના જાલોર રાજ્યને દબાવવાની કોશિશ કરતું હતું. તે રાજ્ય દબાવવાના હેતુથી મારવાડના રાવ ચુંડા રાઠોડના દિકરા રણમલે વિશળદેવને મારી નાંખવાનું કાવતરૂં રચ્યું. તેણે પ્રપંચ અને

* વિહારી=બિહારી. બંગાળા બહારમાંથી તે પઠાણો આવેલા એટલે તેમને "બિહારી" પઠાણો કહેવા. હાલ "બિહારી" શબ્દનો અપભ્રંશ થઇ વિહારી બોલાય છે.

દગાથી પોતાની બ્હેનનું વેવિશાળ વિશળદેવ સાથે કર્યું. અને સગપણનું નાળિયેર તેને મોકલી મોટી જાન સાથે મંડોરમાં* પરણવા સારૂ બોલાવ્યો. આ પ્રપંચી ભેદ ન સમજવાથી વિશળદેવે મંડોરમાં પરણવા જવાની મોટી તૈયારીઓ કરી. જાલોરનો ખજાનો કિલ્લો વગેરે તમામ વિહારી ટોળાના ઉપરી ખુરમખાનને સોંપી ઘણા રજપૂત અને હિંદુ નોકરોને સાથે લઇ પોતે મંડોર જવા રવાના થયો. તેને કતલ કરવાની તજવીજ રાઠોડોએ પ્રથમથીજ કરી રાખેલ હોવાથી તેઓએ જાનને કિલ્લાવાળા બગીચામાં ઉતારો આપ્યો. જાનના દરેક આદમીને મારી નાખવાનો સંકેત હતો. વિશળદેવને બાથમાં લઇ પછાડી મારી નાખવાનું કામ ચુંડાના પાંચમા દિકરા પુંજાએ માથે લીધું હતું. પુંજાએ રજપૂત રિવાજ પ્રમાણે બાથ ભીડી ભેટવાને બહાને વિશળદેવને જમીન ઉપર પછાડી મારી નાખ્યો; અને બીજાઓએ સંકેત પ્રમાણે જાનનાં માણસોને ઠાર કર્યા. તમામ ચહુઆણ રજપૂતો અને વિશળદેવના નજીકના સગાઓ આ રીતે આ વખતે માર્યા ગયા.

**પોપાંબાઈનો રાજ્ય કારોબાર અને વિહારીઓની વફાદારી.**

વિશળદેવના મરણની ખબર જાલોરમાં પહોંચતાંજ, મલેક ખુરમખાને તેની વિધવા રાણી પોપાંબાઇને ગાદીએ બેસાડી; અને તે (રાણી) વિહારીઓની સહાયતાથી રાજ્ય કારોબાર ચલાવવા લાગી. ખુરમખાને તેમજ અન્ય વિહારી પઠાણ નોકરોએ વફાદાર રહી મુલકનો એવો સારો બંદોબસ્ત કર્યો કે રાવ ચુંડાએ મુલક વધારવાના લોભથી જે નીચ પગલું ભર્યું હતું તેમાં તે ફળીભૂત થયો નહિ.

**ઉપકાર ને બદલે અપકાર.**

વિહારી પઠાણો નેક નિષ્ઠાથી પોપાંબાઇની નોકરી બજાવ્યા જતા હતા. તેમણે જાલોર રાજ્યને શત્રુઓથી બચાવી લીધું હતું. પરંતુ આ તેમની ચઢતીથી કેટલાક વસીલદાર રજપૂતોને ઈર્ષા થઈ. તેઓએ પોપાંબાઇના કાનમાં વિહારીઓ વિરૂદ્ધ ઝેર રેડ્યું. પરિણામ એ આવ્યું કે ટુંક બુદ્ધિની સ્રી પોપાંબાઇએ તમામ વિહારી પઠાણ નોકરોને મારી નાખવા કાવતરૂં રચ્યું; પણ વિહારીઓના સારા ભાગ્યે પોપાંબાઈની લુંડી† દ્વારા ખુરમખાનને તેની ખબર મળી ગઈ.

---

* કર્નલ ટૉડ લખે છે કે ઇ. સ. ૧૪૫૯માં મારવાડના જોધા રાજાએ જોધપુર વસાવી મંડોર બદલાવી ત્યાં રાજ્યધાની કરી. બીકા રાજાએ બીકાનેર વસાવ્યું તે આ જોધા રાજાનો પુત્ર હતો.

† પોપાંબાઇની એક લુંડી એક વિહારી પઠાણની રખાયત હતી તેણીએ પ્રીતીના આવેશમાં

આ ઉપરથી મલેક ખુરમખાને પોતાનાં સગાં વહાલાંને બોલાવી મસલહત કરી તેમની મદદથી એકદમ પોપાંબાઈના મહેલને ઘેરો ઘાલ્યો. તેણીએ કેટલીક ઝપાઝપી કીધી, પણ નહિ ફાવવાથી ખુરમખાન પાસે "ધર્મ દ્વાર" માગ્યું. ખુરમખાનનો હેતુ ફક્ત પોપાંબાઇને ધમકી આપવાનો હતો, તેથી તે બધું ભૂલી જઇ સુલેહ કરી પ્રથમ માફક તેની સાથે વર્તવા લાગ્યા; પરતું પોપાંબાઇ ડરી કે આ મારા હલકા કામનો ખુરમખાન કોઇ દિવસ બદલો વાળશે; તેથી તે પહેલીજ તકે રાજ્ય છોડી શિરોહીના પહાડોમાં પોતાના છોકરાઓ વિગેરેને લઇ નાશી ગઈ. કેટલાક દિવસ સુધી પહાડ અને જંગલમાં ભટકયા પછી તેણીએ ઇડર ઇલાકામાં પોતાનો વાસ કર્યો. ઇડરના રાજા રાવ રણમલ* રાઠોડે તેના નિભાવાર્થે જોરા મીરપુર ગામ જાગીરમાં આપ્યું.

**પોપાંબાઇના દિકરાઓનું જ્ઞાતિમાંથી ભ્રષ્ટ થવું**

રાસમાળામાં લખ્યું છે કે ઇડરના રાવ રણમલ જાલોરના ચહુઆણ રાજાના સગા હતા; તેથી જ્યારે પોપાંબાઇ પોતાના દિકરા સાથે ઇડર પરગણામાં આવી રહી, ત્યારે રાવ રણમલે તેને સારો આશ્રય આપ્યો.

પોપાંબાઇના દિકરા પોતાની માની માફક ટુંક બુદ્ધિના અને ભવિષ્યનો ઓછો ખ્યાલ કરનારા હતા; તેથી તેમણે જંગલમાં ભટકવાના સમયમાં ભીલ કન્યાઓ સાથે પોતાનાં લગ્ન કરી દીધાં. આ કારણથી ખરા રજપૂતોમાં તેમનો કન્યા લેવડ દેવડનો સંબંધ બંધ થઇ ગયો.

**ગુજરાતના સુબેદારની હજુરમાં ખુરમખાનની અરજ.**

પોપાંબાઇના નાશી ગયા પછી ચહુઆણ વંશમાં કોઈ એવો બળવાન્ હકદાર નથી કે જે તરવારના જોરથી જાલોરની ખાલી પડેલ ગાદી લઇલે, એવી ખુરમખાનને ખાત્રી થવાથી તેમણે દીર્ઘદૃષ્ટિ વાપરી ગુજરાતના સુબેદારની હજુરમાં એક પત્ર મોકલ્યો. તેમાં લખ્યું કે દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ જાલોરનો સોનગરો કિલ્લો જીતી

---

આ કાવતરાની તમામ હકીકત પોતાના યારને કહી દીધી. જેણે તે તમામ હકીકત ખુરમખાનને પહોંચાડી.

* મારવાડના રાજ્યના સ્થાપક શીવજી રાઠોડના બીજા પુત્ર સોનીગજીના વંશમાં રાવ રણમલ થયો છે. આ રાજા ઘણો શૂરો અને બહાદૂર હતો. તેણે ઇ. સ. ૧૩૯૮માં ઝફરખાન અને ઈ. સ. ૧૪૧૧માં અમદાવાદ વસાવનાર સુલતાન અહમદશાહ સાથે ભારે લડાઇઓ કરી હતી.

લઇ જાલોર પરગણાને ઇસ્લામી હકુમત સાથે જોડી દીધું હતું. પરંતુ થોડા વખત પછી રજપૂતોએ તેનો કબજો ફરી લીધો હતો. પણ બાદશાહના ઇકબાલથી અને ઇશ્વરી કૃપાથી હાલ જાલોર ઉપર રાજ્ય કરનારૂં ચહુઆણ કુટુંબ નાબુદ થયું છે, અને મેં જાલોરનો કબજો કરી સોનગરા કિલ્લા ઉપર ઇસ્લામી ધ્વજા ઉડાડી છે. બાદશાહની કૃપા હશે અને વખતો વખત મને મદદ મળતી રહેશે તો હું તે ઝંડો તે કિલ્લા ઉપર મજબૂત રીતે કાયમ રાખી શકીશ.

**જાલોરની હકુમત માટે બાદશાહ તરફની સનદ.**

મલેક ખુરમખાનનો આવો પત્ર વાંચીને અને મુસલમાની રાજ્યને જાલોરમાં ફરી સ્થાપન થએલું જોઇને ગુજરાતનો સુબેદાર બહુ ખુશી થયો. તેણે ખુરમખાનની વિનયવાળી માગણી સ્વિકારીને જાલોરની હકુમતની બાદશાહી સનદ સારા પોશાક સાથે બક્ષીસ કીધી, અને તેજ વખતે સોનગરા કિલ્લા ઉપર બાદશાહી થાણું સ્થાપ્યું. આ પ્રમાણે મલેક ખુરમખાન ઇ. સ. ૧૩૯૪ માં બાદશાહ તરફની સનદની રૂએ જાલોર તથા તેના આસપાસના પરગણાઓની હકુમત સાથે જાલોર રાજ્ય ઉપર કાયમ થયા.

બાદશાહ તરફથી મલેક ખુરમખાનને જે જવાબ લખવામાં આવ્યો હતો, તેમાં તેમના નામની આગળ " **ખાને મલેક** " નો તેમના વડીલોનો ખિતાબ પણ લખેલો હતો.

**ખુરમખાનનું માર્યા જવું.**

રજપૂતાનામાં જુના વખતથી એવો રિવાજ ચાલ્યો આવતો હતો કે નવો રાજા ગાદીએ બેસે ત્યારે દુશ્મનો ઉપર દાબ પાડવાને અને પાડોશી રાજ્યો ઉપર શૌર્યની ધાક બેસાડવાને તે આસપાસના કોઈ માથા ફરેલ જુલ્મી રાજા ઉપર ચડાઇ લઇ જતો. આ રિવાજને તેઓ "**ટીકા દોડ**" ના નામથી ઓળખતા. ગાદીએ બેસતો રાજા આ રીવાજ પાળવાનુ કામ અતિ અગત્યનું ગણતો. મલેક ખુરમખાને આ રિવાજને અનુસરી ઇ. સ. ૧૩૯૫ માં સિરોહી ઇલાકાના લાસના જમીનદાર સોલંકી રજપૂત ઝાંભણા ઉપર ચઢાઇ કરી. ઝાંભણા જાગીરદાર માથા ફરેલ હતો. તે મલેક ખુરમખાનની સામે થયો અને શોચનિય એ છે કે આ નજીવી લડાઇમાં મલેક ખુરમખાન માર્યા ગયા.

---



## મલેક યુસુફખાન.
### ઈ. સ. ૧૩૯૫-૧૪૧૯.



પોતાના પિતા ખુરમખાનને મારનાર સોલંકી ત્રીભણુ ઉપર વેર ન લેવાય ત્યાંસુધી ગાદીએ બેસવું નહિ, એવો દ્રઢ નિશ્ચય કરી યુસુફખાને ત્રીભણુના લાસ ગામ ઉપર ચઢાઇ લઇ જવાની સામ્રગીઓ કરવા માંડી. ત્રીભણુનો વિવાહ ડોડીયાળી ગામના જમીનદાર ચંદરાય બાલુતની બેન સાથે થયો હતો; તેથી તે બન્ને વચ્ચે સગપણ હતું; પરંતુ ચંદરાય બાલુતના અદેખા સ્વભાવને લીધે તેમને એક બીજા સાથે બનતું નહોતું. મલેક યુસુફખાને યુક્તિ વાપરી ચંદરાય બાલુતને પોતાની બાજુએ કરી લીધો.

**પિતાના ખુનનો બદલો.**

ચંદરાયને પોતાના પક્ષમાં લઇ મલેક યુસુફખાને તેને છુપી બાતમી મેળવવાનું કામ સોંપ્યું. લાસ ગામ ઉપર ચઢાઈ લઈ જતાં લશ્કરના પહેલાજ પડાવની જગોએ મલેક યુસુફખાનને ચંદરાય દ્વારા ખબર મળી કે ત્રીભણુએ ગોઠવેલ મોરચાઓની સંભાળ રાખનારા પહેરેગીર સિપાઇઓ બપોરે મોરચાઓ છોડી ગામમાં ખાવા ચાલ્યા જાય છે, અને તેથી કરીને તે ટાણે મોરચાઓ ખાલી પડેલા હોય છે. આ ખબરથી ધારેલી મતલબ સહેલાઇથી પાર પડશે એમ વિચારી યુસુફખાને લશ્કરને એકદમ હુમલો કરવા હુકમ આપ્યો. મોરચાઓ ઉપર ગોઠવેલ આદમીઓ હાજર નહિ હોવાથી ત્રીભણુને લાસ ગામના બચાવની આશા ઓછી જણાઇ; તેથી તે ગામ છોડી નાસી ગયો. યુસુફખાનનું લશ્કર તેની પાછળ પડયું; અને બન્ને લશ્કરો મેડાના મેદાનમાં સામસામાં મળ્યાં. યુદ્ધ ઘણો વખત ચાલ્યું; અને બન્ને બાજુનાં ઘણાં માણસો માર્યાં ગયાં. ત્રીભણુ પોતે યુસુફખાનના ભાલાનો ભોગ થઇ પડયો. ત્રીભણુની લાસને જાલોરમાં લાવી ખીજડા* લીલા કાંટામાં બાળાવી નંખાવી.

**ત્રીભણુનું માર્યા જવું.**

---

* ખીજડો કાંટાવાળું ઝાડ છે. તેના પાન ઝીણા અને તેજ હોય છે. કોઇ કોઈ ઝાડ આંબા જેવડાં ઉંચાં થાય છે. ખીજડાના કાંટામાં મડદાને બાળવું હિંદુઓમાં અશુભ મનાય છે.

મલેક યુસુફખાનનું ગાદીએ બેસવું.

મલેક યુસુફખાનની આ ફતેહથી આસપાસનાં રાજ્યો ઉપર તેમના શૂરવીરપણાની અને મક્કમપણાની ઉંડી છાપ બેઠી. શ્રીભણને માર્યા પછી તે ઈ. સ. ૧૩૯૫ માં ગાદીએ બેઠા.

મરણ

ચોવીસ વર્ષ રાજ્ય ભોગવી યુસુફખાન પોતાના બેટા હસનખાનને વારસ મુકી ઈ. સ. ૧૪૧૯ માં મરણ પામ્યા. કેટલાક તેમને લોહાની વંશના પ્રથમ રાજ્ય કર્તા ગણે છે. તેમણે ચોવીસ વર્ષ રાજ્ય કર્યું; પરંતુ તેમના વખતમાં કોઈ મહત્વનો બનાવ બન્યાનું જણાતું નથી તેમના વખતમાં ગુજરાતમાં મુઝફ્ફરશાહ પહેલા બાદશાહ હતા.

---



# મલેક હસનખાન.
## ઈ. સ. ૧૪૧૯-૧૪૩૯.



ગાદીએ આવતાંજ મલેક હસનખાને આસપાસના મુલક જીતી જાલોર રાજ્યને વધારવા માંડયું. નાડોલી, સીવમાણા, બાડમેર અને સુરાચંદ વિગેરે આસપાસના ગામોના ભોમીયા જમીનદારોને તેમણે જીતી તાબે કર્યા, અને જાલોરની હકુમત કબૂલ કરાવી તેમની પાસેથી **નાળબંધીનો*** કર વસૂલ કીધો. આ વખતે ચિતોડમાં રાણા મોકલસિંહ રાજ્ય કરતો હતો. તેના વખતમાં રાજ્ય કારોબારમાં અંધેર ચાલતું હતું; અને તેના દિકરાઓ દિલ્હીના બાદશાહ સામે બહારવટું કરતા હતા. આ સમયનો લાભ લઈ મલેક હસનખાને મેવાડ ઈલાકામાં ગોઢવાડની સરહદ ઉપર આવેલ કેટલાંક ગામો જાલોરસાથે જોડી દીધાં. આ ઉપરાંત તેમણે સીરોહીના મઢાડ પ્રગણા સુધી મુલક જીતી રાજ્ય વધાર્યું.

ગાદીએ આવવું અને રાજ્યને વધારવું.

આ પ્રમાણે જાલોર રાજ્ય વધારી મલેક હસનખાન ઈ. સ. ૧૪૩૯ માં મરણ પામ્યા. તેમને સાલારખાન, ઉસ્માનખાન અને હેતમખાન† નામે ત્રણ દિકરા હતા.

મરણ.

---

* નાળબંધી એક જાતનો કર હતો. એક રાજ્ય બીજા રાજ્યને જીતે ત્યારે જીતનાર રાજ્ય પોતાના ઘોડાઓની સંખ્યાના પ્રમાણમાં જીતાએલા રાજ્ય પાસે " નાળબંધી " કરના નામથી દંડ લેતું હતું.

† પાલણપુરના રાજ્ય કર્તાઓ હેતમખાનના ઑલાદના છે. તેથી તેઓ હેતાણી વંશના કહેવાય છે. મલેક હસનખાન (જાલોરના ત્રીજા રાજ્ય કર્તા) ને ત્રણ દિકરા હતા. ૧ સાલારખાન, ૨ ઉસ્માનખાન અને ૩ હેતમખાન મલેક હસનખાન પછી સાલારખાન ગાદીએ આવ્યા. ત્યારબાદ તેમના ભાઇ ઉસ્માનખાન આવ્યા. ત્યારબાદ ઉસ્માનખાનને પુત્ર ન હોવાથી સાલારખાનનો બેટો ગાદીએ આવ્યો ત્યારબાદ હેતમખાનના દિકરા ગાદીએ આવ્યા.

પાલણપુરની ગાદી હાલ પણ હેતમખાનની ઓલાદમાંજ છે. હેતમખાનનું ખરૂં નામ હાતીમખાન અથવા હયાતખાન હતું. પણ મારવાડી ભાષામાં તેનો અપભ્રંશ થઇ હેતાનખાન અને પછી હેતમખાન થયું હતું.



## સાલારખાન.
### ઈ. સ. ૧૪૩૯–૧૪૬૧.



**ગાદી ઉપર આવ્યા પછી નાશી જવું**

મલેક હુસનખાનના મોટા દિકરા મલેક **સાલારખાન** ઈ. સ. ૧૪૩૯ માં ગાદીએ બેઠા. તેમણે પોતાના બન્ને ભાઈ ઉસ્માનખાન અને હેતમખાનને જાલોર ઇલાકામાંથી બારબાર ગામ જાગીર તરીકે આપ્યાં. ગાદીએ આવ્યા પછી દશેક વર્ષ સુધી તેમને નાનાભાઇ ઉસ્માનખાન સાથે સંપ રહ્યો; પરંતુ તે પછીથી ટકયો નહિ અને આખરે બન્ને વચ્ચે બહુજ કડવાશ થઇ ગઇ. **સાલાર**ખાને ઉસ્માનખાનની જાગીર જપ્ત કરી; જે ઉપરથી ભાઇના અન્યાય અને જુલમની ફરીયાદ કરવા ઉસ્માનખાન ગુજરાતના બાદશાહ પાસે ગયા. ત્યાંથી ઈ. સ. ૧૪૬૧ માં મદદ લાવી તે **સાલાર**ખાનની સામે થયા. **સાલાર**ખાનની હિંમત ન ચાલવાથી તે જાલોર છોડી નાશી ગયા, અને સીરોહીના રાવનો આશ્રય લઇ અરવલ્લીના પહાડોમાં સંતાયા. ત્યાર પછી તેમનું શું થયું તે તવારીખો ઉપરથી જણાતું નથી.

---

## ઝુબ્દ-તુલ-મુલ્ક દિવાન ઉસ્માનખાન.
### ઈ. સ. ૧૪૬૧-૧૪૮૪.



મલેક સાલારખાનને આઠ દિકરા હતા. તેઓ ખટપટીઆ લોકોની સલાહથી દોરવાઈ તેમના કાકા ઉસ્માનખાનની જાગીરમાં લૂંટફાટ કરવા લાગ્યા. તેમના ભાઇ મલેક સાલારખાને પણ પોતાના દિકરાઓથી મળી જઇ ઉસ્માનખાનની જાગીર જપ્ત કરી. આવા સંયોગોમાં લાચાર થઇ ઉસમાનખાન પોતાનું નસીબ અજમાવવા અને ભાઇએ કરેલા અન્યાયની ફરીઆદ કરવા ગુજરાતના સુલતાન મહમદ બેગડા પાસે ગયા.

**જાગીરનું જપ્ત થવું અને મુસાફરી.**

ઉસ્માનખાન શૂરવીર, હોશિઆર અને બાહોશ હતા, છતાં પણ તે કેટલોક સમય સુલતાનની હઝુરમાં પોતાની દાદ પહોંચાડવા શક્તિમાન્ થયા નહિ. કેટલીકવાર તે નાઉમેદ થયા; પણ પોતાના દૃઢ નિશ્ચયમાં અચળ રહ્યા. તે તંગ હાલતમાં એટલા બધા આવી ગયા કે તેમના વફાદાર નોકરની કમાઇ ઉપર તેમને ગુજરાન કરવાની ફરજ પડી. તે નિમકહલાલ નોકર ગાડીનું ભાડું કરી પોતાના માલિકનું ગુજરાન ચલાવતો. એક દિવસ એવું બન્યું કે તેને ગાડીનું ભાડું મળ્યું નહિ; તેથી તે સાંજે નિરાશ થઇ ઘર તરફ પાછા ફરતાં રસ્તામાં તેના મિત્રની દુકાન પાસે આવી પહોંચ્યો. મિત્રે તેને દિલગીરિનું કારણ પુછ્યું, અને કહ્યું કે તારી ગાડીમાં થોડાં લાકડાં ભરી લાવે તો હું તને તેના પૈસા આપીશ. ગાડીવાન આ સાંભળી દુઃખનો વિચાર કરતો લાકડાં લેવા શહેરની બહાર આવ્યો. તેણે એક ઝાડનું થડ જમીનમાં ઉભેલું દીઠું. અને તે ખોદવા માંડ્યું. કોદાળો થડમાં કોઇ બીજી ચીજ ઉપર લાગતાં અવાજ થયો; તેથી તેણે અનુમાન કર્યું કે અંદર ધાતુનું વાસણ દટાયેલું હોવું જોઇએ; અને તેની અંદર માલ હશે. રાત પડશે ત્યારે હું બહાર કાઢીશ, એવો વિચાર કરતો તે ત્યાં ઉભો રહ્યો. સૂર્યાસ્ત થયો, એટલામાં ઉસ્માનખાન તેને શોધતા શોધતા ત્યાં આવી પહોંચ્યા. નોકરે સર્વ હકીકત નિવેદન કરી. રાત પડતાં તેમણે ખોદ્યું તો મોહોરોનો ચરૂ હાથ લાગ્યો.

**મુસીબતનો વખત.**

**ગેબી મદદ.**

આ પૈસો હાથ લાગવાથી ઉસ્માનખાનનો ભાગ્યોદય થયો. કુદરત અકળ શક્તિ ધરાવે છે. સુખ અપાવવાને અને ચઢતી કરવાને માટે કેટલીક વખત માણુસ જાત ઉપર સંકટનાં વાદળ તે લાવી નાખે છે. ઉસ્માનખાનને આવી આફતો નડી તે ફક્ત તેમના સદ્‌ગુણોને પ્રકાશમાં લાવવાને, તેમના ભાગ્યને ખીલવવાને અને તેમના શૌર્યની પરીક્ષા કરવાને ઇશ્વરે નિર્માણ કરી હતી. પૈસો હાથ લાગવાથી અને એક અમીરની વગથી ઉસ્માનખાન ગુર્જરાતના સુલતાન પાસે પહોંચવા શક્તિમાન્ થયા.

**ફકીરો ઉપર આસ્થા.**

ઉસ્માનખાન* ફકીરો અને દરવેશો સાથે પરિચય રાખતા હતા. એવું કહેવામાં આવે છે કે એક દિવસ છેક તંગ હાલતમાં આવી પડવાથી તેમણે એક ભક્ત પુરૂષની સહાયતા માગી. ઉસ્માનખાનની સાચી આસ્થા ઉપર પ્રસન્ન થઇ તે ભક્ત પુરૂષે કેટલાક મંત્રો વિધીપૂર્વક જપવાને બતાવ્યું. આ મંત્રો જપતા હતા તેવામાં તેમને એક દિવસ સ્વપ્નામાં એક વલીનાં ( મહાત્માનાં ) દર્શન થયાં; જેણે એવો અવાજ દીધો કે તમને ખજાનો મળશે, તેની સાથે રાજ્ય પણ મળશે, જે વંશ પરંપરા તમારા ખાનદાનમાં કાયમ રહેશે. જ્યારે ઉપર કહેલ ખજાનો તેમને હાથ લાગ્યો ત્યારે સ્વપ્નામાં આવેલ મહાત્માના શબ્દો તેમને યાદ આવ્યા અને રાજ્ય પણ મળશે એવી આશા બંધાઈ.

ઉસ્માનખાન શૂરવીર અને ચતુર છે એવી સુલતાનને ખાત્રી થવાથી તેણે તેમને લડાઈમાં જતા બાદશાહી લશ્કરની મદદાર્થે એક ટુકડીના અમલદાર નીમી સાથે મોકલ્યા. આ લશ્કરે દુશ્મનોના લશ્કરને હરાવી તેમના મજબૂત કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ વખતે સુલતાનના તોપખાનાનો ઉપરી એક પોર્ટુગીઝ અમલદાર હતો,જેને "દાના-એ-ફીરંગ" કહેતા. તેણે કિલ્લાની ફતેહ માટે એક ઇલાજ શોધી કાઢયો; અને ચાર પાચ માણસો બેસી શકે એવો એક કમાનદાર હીંડોળો બનાવ્યો. ઉસ્માનખાનને પોતાનું નશીબ અજમાવવાની આ સારી તક હાથ

**ઉસ્માનખાનની બહાદુરી**

લાગી. જો આ કિલ્લો ફતેહ કરવામાં હું આગળ પડી બહાદુરી બતાવીશ, તો ગુજરાતનો બાદશાહ ખુશી થઇ મને જાલોરની ગાદી સોંપશે; એવી ખાત્રી થવાથી

---

* કાજી ફતેહમહમદ જાલોરીને ત્યાંથી એક જુનો લેખ મળી આવેલ છે, તે ઉપરથી આ બિના લખી છે

આ સાહસ કામ કરવા તેમણે માથે લીધું, અને ચાર પાંચ વિશ્વાસુ માણસો સાથે હીંડોળામાં બેસી કિલ્લામાં કૂદી પડી દરવાજો ઉઘાડી દીધો. બાદશાહી લશ્કરે કિલ્લામાં દાખલ થઇ કિલ્લાને જીતી લીધો. ઉસ્માનખાનની બહાદુરી અને રાજ્યભક્તિની ખબર મળતાં બાદશાહ બહુજ ખુશી થયો. તેણે તેમને જાલોર રાજ્યની સનદ આપી અને તે ઉપરાંત તેમના વડીલોના ખીતાબ " મલેક " ના શબ્દ આગળ "ઝુબ્દા" શબ્દ વાપરી "ઝુબ્દ-તુલ-મુલ્ક*" નો ખીતાબ બક્ષીશ કીધો તથા નિમકહલાલ નોકરી માટે ભીનમાળ અને સાચોરનાં પરગણાં આપ્યાં. જાલોર જતી વખતે બાદશાહે મદદ માટે હસનખાન લોદીને લશ્કર સાથે મોકલ્યો. ઇ. સ. ૧૪૬૧ માં ઉસ્માનખાન જાલોરની ગાદી ઉપર બેઠા. તેમના વડીલબંધુ સાલારખાન અરવલ્લીના પહાડમાં નાશી ગયા. મલેક ઉસ્માનખાને હસનખાન લોદીના પુત્ર અલેદાદખાનને પોતાનો વજીર બનાવ્યો.

જાલોરની ગાદી ઉપર બેસવું.

ઉસ્માનખાન સમયસૂચકતાવાળા રાજા હતા. એક વખતે દિલ્હીના લોદી બાદશાહના બે અમીરો દક્ષિણ તરફ જતા હતા. જાલોર મુકામે તેઓ ઉસ્માનખાનના પરોણા થયા. તેમની મહેમાનગીરી તથા આદરસત્કાર એવા સારા થયા કે તેઓ ઉસ્માનખાનથી બહુ ખુશી થયા, અને તેમણે લોદી બાદશાહ આગળ તેમનાં વખાણ કર્યાં. દિલ્હીના બાદશાહે ખાસ ચુનંદા માણસો સાથે ખરીતો મોકલી તેમને બોલાવ્યા, અને બહુ કીમતિ શિરપાવો આપ્યા. ઉસ્માનખાને જાલોર પાછા આવ્યા પછી દિલ્હીના બાદશાહે આપેલ કીમતિ પોશાકો ખાસ મુસાહિબ સાથે અમદાવાદના બાદશાહ પાસે મોકલાવી દીધા. આ પ્રમાણે કરવું તેજ તેમને ઘટતું હતું કારણ કે જાલોરની રાજગાદી માટે તે તેમનાજ આભારી હતા.

ઉસ્માનખાન અને દિલ્હીના બાદશાહ બહલોલ લોદી.

ઝુબ્દ-તુલ-મુલ્ક ઉસ્માનખાનને પુત્ર ન હોવાથી તેમણે પોતાના મોટા ભાઇ સાલારખાનના દિકરા બુઢનખાનને પોતાની દિકરી પરણાવી દત્તક લીધા.

---

* મારવાડી બોલીમાં " ઝુબ્દ-તુલ-મુલ્ક " નો અપભ્રંશ થઇ " જબદલ " બોલાતો હતો. આ ખીતાબ એવો લોકપ્રિય થઇ પડયો છે કે ચારણ, ભાટ, મીરાશી વિગેરે કાવ્ય બનાવનારા લોકો હેતાણી ખાનદાનના રાજ્યકર્તાઓની તારીફ કરતાં " જબદલ " ની ઉપમા આપે છે. જેઠાજી ચારણવાળા લેખમાં એમ લખેલું છે કે બાદશાહી સનદમાં " ઝુબ્દ-તુલ-મુલ્ક દિવાન ઉસ્માનખાન " લખેલ હતું. આ ખીતાબ પ્રથમ " ઝુબ્દ-તુલ મલીક " હતો પણ તે " ઝુબ્દ-તુલ-મુલ્ક " તરીકે પ્રખ્યાત થયો છે.

બુઢનખાને તથા તેના બીજા ભાઇઓએ ઉસ્માનખાનને દુઃખ દેવામાં કંઇ બાકી રાખ્યું નહોતું, તોપણ તેમણે પોતાના સારા દિવસોમાં મોટા મનથી તે બધું દરગુજર કરી દીધું, અને મોટા ભાઇના દિકરા બુઢનખાનનેજ ખરા વારસ કરી પોતાની પાછળ જાલોર ઉપર રાજ્ય કરવા નક્કી કર્યા. ઉસ્માનખાને પોતાની દિકરીના વિવાહની ખુશાલીમાં ગોપાળજી નામના ચારણને લખપસા† આપી, "કલોટીનો *સાંસણ" આપ્યો અને "પોળબારોટ" નો ખીતાબ આપ્યો.

ગાદી વારસ બુઢનખાન પણ શૂરવીર હતા. એક દિવસ ગામ બહાર તે શિકારે ગયેલ ત્યાં તેમણે જોઇયા જાતના સિંધી લુટારૂઓનું એક ટોળું ગુજરાતમાંથી ભારે લૂટ કરી આવતું જોયું. બુઢનખાને તેમની પાછળ પડી લૂંટનો માલ તેમની પાસેથી છિનવી લીધો, અને પોતાના પિતા ઉસ્માનખાન આગળ રજુ કીધો. ઉસ્માનખાને તે માલ ગુજરાતના બાદશાહ પાસે રજુ કર્યો; અને અરજ કરીકે મારી અવસ્થા વૃધ્ધ થઇ છે માટે મારા દિકરા બુઢનખાનને પાટવી તરીકે સનદ આપ ઇનાયત કરશો તો હું આપનો બહુ આભાર માનીશ. મોકલેલ ભેટોથી રાજી થઇ બાદશાહે ઉસ્માનખાનની ઇચ્છા અનુસાર સનદ આપી અને અમીરો સાથે બુઢનખાન સારૂ કીમતિ પોષાક મોકલ્યો. ઉસ્માનખાને પોતાની હયાતીમાં બુઢનખાનને પોતાને હાથે ગાદીએ બેસાડી રાજ્યકારોબાર સોંપ્યો; અને ઇશ્વર ભક્તિમાં પોતાની બાકીની જીંદગી ગુજારી. તે ઇ.સ. ૧૪૮૪ માં સ્વર્ગવાસી થયા. તેમના મરણથી દેશને ઘણો રંજ થયો; કારણ કે તેમની લોકપ્રિય વર્તણુંકથી રૈયતને તેમના રાજ્યમાં બહુ સંતોષ અને સુખ પ્રાપ્ત થયાં હતા.

ઉસ્માનખાન શૂરવીર, દૂરંદેશી, ઉદાર અને સમયસૂચક રાજ્ય કર્ત્તા હતા. જો કે લોહાની વંશના જાલોરના પહેલા રાજ્યકર્ત્તા ખુરમખાન તવારીખ મુજબ ગણાય છે; પરંતુ તે વંશને ખ્યાતીમાં લાવનાર અને બીજા સ્તુતિપાત્ર ગુણોને લીધે તે વંશને મગરૂરી આપનાર પહેલા રાજ્યકર્ત્તા ઉસ્માનખાનનેજ ગણવામાં આવે છે. તે બહુ લોકપ્રિય હતા દરેક માણસ તેમને "ઝબ્દલ" ના નામથી ઓળખે છે. અને લોહાની કુટુંબમાં જે જે મહાન્ રાજકર્ત્તા નીવડયા

† લખપસામા અમુક ગામો હાથી વગેરે બક્ષીસ અપાય છે

* હાલસુધી કલોટ ચારણો પાલણપુરના રાજ્યકર્ત્તાઓએ આપેલ ગામો ભોગવે છે જ્યારે તેઓએ જાલોર છોડી પાલણપુર રાજ્યગાદી જમાવી ત્યારે તેઓની સાથે ચારણો પણ પાલણપુરમા આવી વસ્યા આઠ વધુ ગામ તેઓને પ્રસંગોપાત બક્ષીસ મળ્યાં. જેનાં નામ –૧ સાબરડ, ૨ પેડાગર, ૩ મોટિદ્ર, ૪ માણુકુ, ૫ વીરપુર, ૬ નેસ્તી ૭ (ભાભીસણું) નોનુડું, અને ૮ ગણોદરા છે

છે તેમને બીજા " અબ્દલ " કહી ઓળખાવે છે. કવીઓએ તેમના ગુણો, બહાદુરી, અને સમયસૂચકતાનું કાવ્યોમાં બહુ વર્ણન કર્યું છે.

ઉસ્માનખાન, ઉદાર દીલના, રૈયતને પાળનાર, ન્યાયી અને ધૈર્યવાન રાજ્ય કર્ત્તા હતા. પોતાની જીંદગીમાં ઘણી ઘણી મુશીબતો વેઠી; પણ તેમણે વિપત્તીના વખતમાં ધૈર્ય તજ્યું નહિ. આવા મહાન્ ગુણોને લીધે મુશીબતોમાં શરૂ કરેલ જીંદગીને પોતે પૂર્ણ આબાદીએ પહોંચાડી શક્યા હતા. ધર્મઉપર તેમની પૂર્ણ શ્રદ્ધા હતી, પણ ધર્મ ઝનુની નહોતા. ધર્મને બહાને રાજ સત્તા વાપરી રૈયતને દુઃખ દેવું પસંદ કરતા નહોતા. ઉસ્માનખાને આવા અણીના મામલામાં રાજ પાટ પોતાની હયાતીમાં બુઢનખાનને સોંપી દુનિયાના પ્રપંચી મામલાઓથી દૂર થઈ છેવટની જીંદગી એકાંત વાસમાં ઈશ્વર ભક્તિમાં ગુજારી; એ તેમનું શુદ્ધ અંતઃકરણ અને પ્રભુ પરાયણતા દેખાડી આપે છે. ઉસ્માનખાને મુસલમાની ધર્મનો મહેદવી પંથ અખત્યાર કીધો હતો; જે હાલ પણ પાલણપુરના રાજ કર્ત્તાઓનો મઝહબ છે.

મહેદવી પંથ સ્વીકારવો.

## कवत.

गजंद्र कालेटी गांम–सतन सेलार समप्पे,
लाख पसा कव ग्रेह–एम इसप हर अप्पे.
परणे पहेलो पुत्र–वंश सह कोइ वेहारी,
वीर मुंठ वर वस्त्र–साथ फदीया मज सारी.
तण दीह भुप जवदल तके–तोरण घोडो कर दीयो,
कर ग्रहे करव दे कलटने–थर कर वारट थपीयो.

## कवत.

वेढे के वनवास–केक वने झर झंगर,
लोपे घाट दघाट–कव लोपे गीर कंदर.
नळ छांडे नेसरे–वेग हल जाय वहलोरो,
गण जंपे घेहलो–अमां दस ना वीस ओरो.
मंदरां मांहे मम मा रहे–रहसी तुं कढसी जडा,
असमांन मलक तुठ्यो अमां–जा जा दालीद्र बपडा.

कवत.

उंचो जेहडो आभ-पृथी प्रमांणे पोहोलो,
जग चारे जीवणो-ससध सह दीह सवलो.
सभागीयो सरुप-सही चक्रवेस चराचर,
गण गहीर गेलणो-कुंवर जेहडो कासेसर.
दातार वडो जांणणदनी-कळ दीपक कह्यागरो,
हेंदुए नकुं तरके हुए-जवदलरे जस दीकरो.

कवत.

कहो करन केम मरे-जेणे सोव्रण समप्यो,
कहो सवर केम मरे-जेणे पळ खंडर अप्यो.
बलराजा नहमरे-हाथ वामण होडायो,
वीक्रमाजीत नहमरे-प्रथी दख हुंत छोडायो.
उत्तराद दखण पुर्व पछम-क्रीत वीहारी जग करे,
अ दतार कोड मरमर गया-मलेक जवदल नहमरे.

गीत.

कह्यो गढ कनक सणे एहडी कथ,
सणेया भड जवदल सेलार.
भाजे मती कहे एम भाखर,
वतां उगरसी राव वेहार.
डर मत राख कहे भड डारण.
लखां भडां तणी मोय लाज.
अबुवलरा दाखे अतळी बळ.
अनड भळे केम उभां आज.
जांरे सीस धणी भड जवदल.
धन त्यांगे चत धीर धरे.
मां उभेतांने कुंण मेटे.
कणीया गर डर मती करे.

वाहां त्रजड सत्रांरण वाढां.
अंग भाजां साजां अवशांण.
फावे वरद दरंग तो फवत्ते.
जवदल धणी अमां सर जांण.
घर दाळा हुरां रथ वेठा.
अल्ला समरण कीध अछे.
पेहेला सुर वढे रण पड्या.
पालव्यो गढ हमां पछे.

दुहो.

जवदलरे जस दीकरो-मरे न बुढो थाय,
सुंमांने सो दीकरा-अवतर मरमर जाय.

दुहो.

जवदल जहतणीयुं-घाडुं जका घडावीयुं,
झांपे झणकतीयुं-दीसे दातारां घरे.

दुहो.

जवदल जाते·दहाडे-गढ पथरा खसंत,
कीरत हंदा कोटडा-पाड्यानो पडंत.

दुहो.

आसी जासी ओर-रूंख पतां ज्युं राजवी,
जवदलने जालोर-जुना हुवे न चार जग.

---







**ગાદી ઉપર આવવું અને શિરોહી ઉપર ફત્તેહ મેળવવી.**

જો કે બુઢનખાનને તેમના પિતા ઉસ્માનખાને પોતાની હયાતિમાં ગુજરાતના બાદશાહની સનદ મંગાવી વારસ નક્કી કરી ગાદી સોંપી હતી, તોપણ ખરેખર રાજ્યકર્તા તરીકે બુઢનખાન પોતાના પિતાના સ્વર્ગવાસ પછી ઈ. સ. ૧૪૮૪ માં જાલોરની ગાદીએ બેઠા.

ઉસ્માનખાન જેવા બાહોશ અને પ્રતાપી રાજ્યકર્તાના હાથ તળે ઉછરેલા અને જાતે પણ અક્કલમંદ અને કૌવતવાન હોવાથી, બુઢનખાન પ્રસિદ્ધિમાં જલદી આવ્યા.

ફારસી લેખોમાં લખેલ છે કે, બુઢનખાને ગુજરાતના બાદશાહની મદદથી શિરોહી જીત્યું હતું, અને દેવડા વંશનો રજપૂત રાજા રાવ જગમાલ જે તે વખતે શિરોહીમાં રાજ્ય કરતો હતો, તેને તાબે કરી શિરોહીને ખંડીયું રાજ્ય બનાવ્યું હતું.

**શારીરિક બળ.**

કહેવાય છે કે, બુઢનખાનના હુકમનો અમલ થવા હરેક વખતે એક હજાર સવારો તૈયાર રહેતા હતા. તેમની તાકાદ વિષે એટલે સુધી કહેવાય છે કે, પોતે સવા મણ ( ગુજરાતી મણ ) નો ભાલો બાંધતા હતા. વળી ઉંટોથી કાઢવામાં આવતા પાણીથી ભરેલા કોસને એક હાથથી રોકી રાખી બીજે હાથે ખીલી કાઢી ઉંટોને છોડી દેતા હતા.

બુઢનખાને પણ કવિઓને કેટલાંક ગામો તેમના અમલમાં આપ્યાં હતાં. બાવીસ વર્ષ રાજ્ય કરી તેઓ ઈ. સ. ૧૫૦૬ માં સ્વર્ગવાસી થયા. તેમને મુજાહિદખાન ઉર્ફે મુઝા મલેક ( પાટવી ) અને અલીશેરખાન નામે બે પુત્ર હતા.

कवत–छप्पे.

खरमखांन दीलाख–लाख ईसप्पें अप्पें,
सात लाख अलीसेर–दोय सेलार समप्पें.
अभें लाख असमाल–हुओ कळवट वेहारी,
बुढण समर वंबाळ–तेणे लखो लखदे आरी.
मारीयो दळद्र राव मारूए–हुओ सभागी आज हुं,
अचरज कसुं होवे अवे–तेण पाट जवदलतुं.

गीत.

डुंगर डुंगरे चडीया दळ देखे–बोहोत गरथरा वावु,
खंड दसमो पालट्यो खांने–आवे लेवा आवु.
अनड ममार तणां एम आखे–जोय वजाधर जातो.
वढवा आवे राव वीहारी–वाय जेवुं वेडातो.
हुं तल माल धनो हेतांणी–कांकल कथा कहांणी.
काळे धुंए सांमळी कीधी–रावजीरी पटरांणी.



## મલેક મુઝાહિદખાન ( પહેલા ) ઉર્ફે મુઝા મલેક.

ઇ. સ. ૧૫૦૬–૧૫૧૦.



લેક બુઢનખાન પછી તેમના પાટવી કુંવર મુઝાહિદખાન ઉર્ફે મુઝા મલેક ઇ. સ. ૧૫૦૬ માં જાલોરની ગાદીએ બેઠા.

ગાદી ઉપર આવવું.

મુઝા મલેક બહાદુર હતા, પણ મોજીલા દોસ્તો સાથે મોજમજામાં વખત ગાળતા હતા. એક દિવસ પોતાના મિત્રો સાથે ગોઠગમત કરવા શિરોહીની હદમાં ગયા અને મોજમજામાં તલ્લીન થયા, તેવામાં શિરોહીના રાવ અખેરાજ જેમના બાપ જગમાલને બુઢનખાને જીતી ખંડીઆ રાજા બનાવ્યા હતા, અને જે પોતાના પિતાનું વૈર વાળવાનો અવસર શોધતા હતા, તેમણે પહેલાંથી આસપાસ ગોઠવેલા માણસોની મદદથી મોજમજામાં બેદરકાર બેઠેલા મુઝા મલેકને તેના મોજીલા દોસ્તો સાથે પકડી લીધા. મુઝા મલેકને રાજ્ય કેદી તરીકે તેમના દરજ્જા મુજબ સારા મકાનમાં રાખ્યા અને એશઆરામની દરેક વસ્તુનો બંદોબસ્ત કરાવી આપ્યો.

એશઆરામ.

આ બનાવની ખબર જાલોર પહોંચતાં મુઝા મલેકના બે ડાહ્યા અને લડવૈયા લશ્કરી સરદારો નામે મલેક મેના તથા મલેક પ્યારા જેઓ દૈવયોગે તે ગોઠગમતમાં હાજર નહોતા, તેઓ મુઝા મલેકના પિત્રાઇ દાદા ઉસ્માનખાનના નાના ભાઇ હૈતમખાનને જાલોરના કિલ્લાની ભલામણ કરી અને ત્યાંનો કારભાર સોંપી શિરોહી ગયા. રાસંજી નામના ચારણ મારફત તજવીજ કરાવી, ભારે જોખમ ખેડી, મુઝા મલેકની જગ્યાનો પત્તો મેળવી, તેઓ ત્યાં જઇ પહોંચ્યા. મુઝાહિદખાન તે વખતે મોજશોખમાં એવા ગરક થઇ ગયા હતા કે તેમને આ બહાદુર સરદારોના આગમનની ખબર પહોંચાડવી મુશ્કેલ થઇ પડી. તેઓને ખબર પહોંચાડવાનો બીજો રસ્તો નહિં સુજવાથી રાસજી ચારણે મુઝાહિદખાન સાંભળે એવા મોટા અવાજથી નીચેનો દુહો કહ્યો—

गढपत गमागमा, खमाखमा आखे खलक;
साहेब ईंद्रसमा, मांजो दे मुझा मलेक.

ઉપરનો દુહો મુઝા મલેકે સાંભળ્યો,અને બહાર ડોકું કાઢી જોયું તો તેમણે આ બે અમીરો તથા રાસજી ચારણને ઓળખ્યા. મલેક મેના તથા મલેક પ્યારાએ તેમને પુછયું કે આ શું બન્યું ? અને આપ આવી સ્થિતિમાં કેમ આવી પડયા ? મુઝા મલેકે જવાબ આપ્યો કે ભાવી પ્રબળ છે, અને ઈશ્વરેચ્છાજ પાર પડે છે. અમીરોએ અરજ કરી કે આપ નીચે ઉતરો અને અમારી સાથે પધારો, અને જુઓ કે અમો કેવી રીતે આપને સ્વદેશમાં લઈ જઇએ છીએ. મુઝા મલેકે તેમની વફાદારી અને બહાદુરીનાં વખાણ કરી, આ સાહસ કામની બહુ પ્રશંસા કરીને કહ્યું કે છુપી રીતે નીકળી જવું એ મરદનું કામ નથી. ઈશ્વરે જે ધાર્યું હતું તે થયું. તમે સાવચેતીથી અત્રેથી નીકળી જાઓ; કેમકે જો ખબર પડી તો તમને પણ રાવ પકડશે, અને જાલોરને બહુ નુકશાનમાં ઉતરવું પડશે. આ બન્ને વફાદાર અમીરો સહીસલામત નીકળી જઇ જાલોર આવ્યા, અને આનો બદલો શિરોહીના રાવ લાખાજીથી લેવા અહોનિશ કોશિશમાં રહ્યા. ચો તરફ રાખેલ જાસુસોએ એવી ખબર આપી કે રાવ લાખાજીના કુંવર માંડણસિંગની જાન જાલોરની હદમાં થઇને જાય છે, તેથી બન્ને અમીરો લશ્કર સાથે તેમના ઉપર તૂટી પડયા અને કુંવર માંડણ* અને તેની સાથેના માણસોને પકડી જાલોર લાવ્યા. જાલોર આવી રાવ લાખાજીને તેમણે કહેવરાવ્યું કે મુઝા મલેકને કેટલાંક ગામો દંડ પેટે આપી નહિ છોડો તો અમે અહીં તમારા કુંવર અને તેમની સાથેના તમામ માણસોને મુસલમાન કરીશું.

શિરોહીના પાટવી કુંવર માંડણનું પકડાઇ જવું.

રાવ લાખાજીએ આ સંદેશા ઉપર ધ્યાન આપ્યું નહિ, તેથી મલેક મેનાએ થોડે થોડે રજપૂતોને મુસલમાન કરવા માંડયા. દરરોજ અમુક સંખ્યાને મુસલમાન કરતા, અને આ રીતે તેમણે ૭૦૦ થી ૮૦૦ રજપૂતોને મુસલમાન કર્યા. રાવ લાખાજી આ સાંભળી ગભરાયા, અને ડર્યા કે કુંવરને પણ મુસલમાન કરી

રજપૂતોને મુસલમાન કર્યા.

* કેટલાક એમ કહે છે કે, કુંવર માંડણસિંગ જાલોરની હદમાં થઇ પરણવા જતા નહોતા, પણ તે હદમાં શિકાર માટે આવેલ હતા. વધુ માનવાલાયક હકીકત જાન પકડવાની ગણવામાં આવે છે, કારણ કે કુંવર માંડણ સાથે પકડાએલ માણસોની સંખ્યા ઘણી હતી.

દેશે, તેથી મુઆહિદખાનને વડગામ નામે ગામ નજર કરી જાલોર મોકલી દીધા. જાલોરી સરદારોએ પણ કુંવર માંડણને વગર વિલંબે શિરોહી પહોંચાડી દીધા.

**મુસલમાન થએલ રજપૂતો અને તેમનો જ્ઞાતિ વ્યવહાર.**

મુસલમાન થએલ રજપૂતો શિરોહીમાં પાછા આવ્યા, ત્યારે તેમના કુટુંબીઓએ ખાવાપીવા વિગેરેનો કાંઇ પણ વ્યવહાર તેમની સાથે ન રાખવાથી તેઓ જાલોર જતા રહ્યા. ત્યાં તેમને બહુ સારી રીતે રાખવામાં આવ્યા. ખાને મુલ મુરશેદ સૈયદ મેહમૂદ સાહેબ જેમણે તેઓને મુસલમાની ધર્મમાં લીધા હતા, તેમની પાસે જઇ તેઓ કહેવા લાગ્યા કે શિરોહીમાં અમારા કુટુંબીઓ તેમજ જાલોરના મુસલમાનો પણ અમારી સાથે સંબંધ રાખતા નથી. સૈયદ મેહમૂદ સાહેબે તેમને જાલોરમાં વસવા કહ્યું અને બાહુજી સીંધી જે જાલોરમાં એક વગદાર આસામી હતો, અને મુસલમાનોમાં બહુ વગ ધરાવતો હતો, તેને બોલાવી જાલોરના મુસલમાનો સાથે કન્યા લેવડદેવડ વિગેરે વ્યવહારનો બંદોબસ્ત કરાવી આપ્યો, અને આશિષ આપી કે તમારા વંશજો બહાદુર નીવડશે અને ભુખે મરશે નહિ.

મુસલમાન થએલ રજપૂતો, સીંધી, ચાવડા, ઘસૂરા, મડારી, દાયમા, દેપાળ, પરમાર, રાઠોડ, પડીઆર, ચહુવાણ વિગેરે જાતના હતા. તેઓ બધા **જાલોરી*** ગણાવવા લાગ્યા અને હાલ પણ તેજ નામથી ઓળખાય છે.

**હિંમત અને સાહસ**

મલેક મેના અને મલેક પ્યારા જેઓના દૃષ્ટાંતો વફાદાર નોકર તરીકે અપાય છે, તેઓ છેવટ સુધી મુઝા મલેકના વફાદાર નોકરો રહ્યા અને વફાદાર નોકર કેવા હોવા જોઇએ તેનો ખરો ખ્યાલ તેમની નોકરી આપે છે.

મુઆહિદખાન જાલોર આવી થોડા વખતમાં ગુજરાતના બાદશાહ મેહમૂદ બેગડા પાસે અમદાવાદ ગયા. એક વખત બાદશાહની હજુરમાં તેઓ સલામ કરવા ગયા, ત્યારે ચોમાસાની ઋતુ હોવાથી બાદશાહ સાબરમતી નદી ઉપર

---

* અહિં તેઓ 'સીધવા સાથ"ના નામથી ઓળખાય છે જુદી જુદી જાતના રજપૂતો હોવાથી મારવાડમા તેમને " સધગો સાથ " કહેતા હતા સવળા સાથનો અપભ્રંશ થઇને " સીધવો સાથ " નામ પડયુ છે. લોહાની રાજ્યકર્તાઓએ જાલોર છોડી પાલણપુરમા રાજ્ય સ્થાપ્યું, ત્યારે આ " સીંધવો સાથ " પણ પાલણપુર સાથે સાથે આવ્યો છે તેઓ ઘણા ભાગે બહાદુર નીવડયા છે. તેઓએ આ રાજ્ય કુટુંબની બહુ કિંમતી સેવા બજાવી છે, અને મુલક વધારવામા ઘણો અગત્યનો ભાગ લીધો છે હાલ તેઓ આ રાજ્યમા કેટલીક જાગીરો ભોગવે છે, અને હંગામી પ્રસંગોએ કામ આવે છે

બંધાવેલ મહેલના ઝરૂખામાં નદીમાં આવેલ પૂર જોવા બેઠા હતા. કાંઇક જોવા સારૂ ઝરૂખાથી નીચે ઝુકતાં તેમની કમરમાંથી એક કિમતી રત્નજડિત છરો નીકળી પડયો. તે પડતો જોઈ, બાદશાહે અવાજ કીધો કે આ છરો જે લાવે તેને ઈનામ અને ખિતાબ મળશે. આ સાંભળતાંજ મુઝા મલેક જેમની બહાદુરી શિરોહી સાથેના બનેલા બનાવને લીધે કંઈક કલંકિત થઇ હતી, તેઓ એકદમ નદીમાં કુદી પડયા, અને સારા તારૂ હોવાથી, છરો નીચેથી લઈ પાણી ઉપર તરવા લાગ્યા. બાદશાહે આ દેખાવથી ખુશી થઇ કમનદોરી* નદીમાં નંખાવી, મુઝા મલેકને ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો. પણ કમનશીબે તે દોરી તૂટી ગઇ, અને મુઝા મલેક નદીના પ્રવાહમાં

મરણ.

તણાયા અને જોતાં જોતાં ઘસડાઇ જઇ ગુમ થયા. ઈ. સ. ૧૫૧૦ માં મુઝા મલેકની જીંદગીનો આ રીતે અંત આવ્યો. મુઝાહિદખાનને પુત્ર નહિ હોવાથી, જાલોર ગુજરાતના બાદશાહે મોકલેલ અમીર જીવાખાન બલુખાનની દેખરેખ નીચે ત્રણ વરસ રહ્યું, અને ઇ. સ ૧૫૧૩ માં બાદશાહ મુઝફ્ફરશાહે મુઝા મલેકની બહાદુરી દિલમાં લાવી તેમના ભાઈ અલીશેરખાનને જાલોરની ગાદી ઉપર બેસાડી, કિમતી શિરપાવ સાથે જાલોર અને સાચોરના પરગણાની સનદ આપી.

### कवत.

कुटळ तेरा वाप-जेणे सीरोही कुटी.  
कुटळ तेरा वाप-जेणे पाटण ही लुटी.  
कुटळ तेरा वाप-जेणे धुंवडा धपोया.  
कुटळ तेरा वाप-जेणे वाहड घढ वोया.  
कुटीया तींआं कोटां घढां-खमां हथ वाहे खरा.  
मो कुटळ मकह मुंजा मलेक-कुटळ तुं कणीयागरा.

---

* કમનદોરી રેશમની મજબુત દોરી હોય છે. ભારે વજનથી તેમજ ભારે ઝટકાથી તે તુટી જતી નથી.

## મલેક અલીશેરખાન.

### ઈ. સ. ૧૫૧૩–૧૫૨૫.




**રાજ્યાભિષેક અને જાલોર ઉપર મારવાડ રાજ્યની ચડાઈ**

લેક મુઝાહિદખાનના મરણ પછી ત્રીજે વર્ષે એટલે ઈ. સ. ૧૫૧૩ માં મલેક અલીશેરખાને ગાદીએ બેસી, અલીદાદખાન લોદીના દિકરા તુગાખાનને બહુ માન સાથે પોતાનો વજીર બનાવ્યો. અલીશેરખાનના ગાદીએ આવ્યા પછી આશરે ત્રણ ચાર વર્ષ વિત્યા બાદ મારવાડના રાઠોડ લશ્કરે જાલોર ઉપર ચડાઇ કરી. મારવાડી લશ્કર જાલોરના કિલ્લાને ઘેરી બહાદુરીથી લડ્યું; પરંતુ શૂરવીર અલીશેરખાન અને વજીર તુગાખાને તેને હાર ખવરાવી પાછું વાળ્યું. આ હારથી લશ્કર પાછું વળી ગયું.

**વિહારી અને જાલોરી વચ્ચે અણબનાવ.**

અલીશેરખાનને આ ફતેહથી બહુ સંતોષ થયો; તેમણે વિહારી પઠાણો અને જાલોરીઓ જેઓ તેમના લશ્કરમાં બહુ સારી પેઠે લડયા હતા તેમને ઇનામો વહેંચ્યાં. આ ઈનામો ઓછાં વત્તાં લાગ્યાથી જાલોરી મંડારી ટોળી અને વિહારી પઠાણોમાં મોટી ખટપટ ઉભી થઈ, અને અરસપરસ ઈર્ષા અને વેરભાવ વધ્યાં. આ કુસંપથી અલીશેરખાન અને તુગાખાનને રાજ્ય ચલાવવામાં બહુ અડચણો આવી, અને પરિણામ એ આવ્યું કે રાજ્યને ભારે નુકશાનીમાં ઉતરવું પડ્યું, જે પાછળની હકીકતથી જણાશે.

**ચારણો અને ભાટો અતિ મોટી મોટી સખાવતો**

અલીશેરખાન ઉદાર દિલના હતા, તેમજ કવિતાના બહુ શોખીન હતા; તેથી તેમણે પોતાના વખતમાં ભાટચારણોને બહુ દાન આપ્યાં હતાં. કોઈ કોઈ સમયે એક દિવસમાં "નવ લાખ પસા" આપેલ હતા. આ સખાવતને લીધે કવિઓએ તેમનું નામ "નવ લખો" રાખેલ હતું. તેમનામાં કરકસરનો ગુણ હતો, જેને લીધે કમ ખર્ચ રાખી પોતે જે પૈસા બચાવતા તે સખાવતમાં વાપરતા હતા.

અલીશેરખાને લશ્કરમાં માણસોની ભરતી કરવાની જે રીત* દાખલ કરી

---

* લશ્કરમાં ભરતી કરવાની આ રીત આ કુટુંબના રાજ્યકર્તા દિવાન ફીરોઝખાનના વખત

હતી, તે કરકસરવાળી, બહુ ઉપયોગી, અને સ્તુતિપાત્ર હતી. તે મુજબનો વહિવટ હજુ સુધી રાજ્યમાં ચાલ્યો આવે છે.

**મશાલચી અને અશ્વપાલોની ભરતી.**

તેમણે બહાદુર ભિલ્લ લોકો જેઓ પહાડી લડાઈમાં બહુ હોંશિઆર લડવૈયા ગણાતા હતા, તેમને મશાલચીની જગ્યાઓ આપી, અને અશ્વપાલોની જગ્યાએ મુસલમાન લડવૈયાઓને આપી. જ્યારે લડાઈમાં મુખ્ય લડવૈયા કામ આવતા ત્યારે આ લોકો ખોટ નહિ પડવા દેતાં તેમની જગ્યાએ આવી લડાઇમાં કામ આપતા. વળી રાજાથી મુખ્ય લશ્કર બેદિલ થઈ સામું થતું, ત્યારે આ લોકો રાજ્ય જાળવવામાં ઉપયોગી થઇ પડતા.

**રાજ્યવ્યવસ્થા કરવાની શક્તિ.**

અલીશેરખાનની રાજ્ય કરવાની પદ્ધતિ દીર્ઘ દૃષ્ટિવાળી અને કુનેહ ભરેલી હતી. તેમનો સમય બારીક મામલા વાળો હતો. એક તરફ રાઠોડ અને બીજા રજપૂત રાજાઓ જાલોર ઉપર વખતો વખત ચડી આવતા, અને બીજી તરફ જાલોરી સાથ અને વિહારી પઠાણો વચ્ચેની માંહોમાંહેની ખટપટ અને ઈર્ષા ચાલતીજ હતી. તેમ છતાં મુશ્કેલીઓ ઓળંગી પોતે સારી રીતે રાજ્ય ચલાવ્યું, એ તેમની હોંશિઆરી, ચાલાકી અને સમયને અનુસરતા ગુણોનું પ્રતિબિંબ પાડે છે. મલેક અલીશેરખાન પોતાની પાછળ સિકંદરખાન નામે એક પુત્રને મુકી ઈ. સ. ૧૫૨૫ માં સ્વર્ગવાસી થયા.

**અલીશેરખાનનું મરણ અને તુગાખાનની વફાદારી.**

મલેક ઉસ્માનખાનના નાનાભાઇ મલેક હેતમખાનના ત્રીજા દિકરા ગજનીખાને, અલીશેરખાનના મરણ પછી ગાદીએ બેસવાની ખટપટ કરી, અને મુખ્ય વજીર તુગાખાન પોતાનો સસરો હોવાથી આ કામ પાર પડશે એવું ધાર્યું. પરંતુ તુગાખાન નિમકહલાલ, ન્યાયી નોકર હતો, તેથી જમાઇ સાથે આ વિચારમાં એક મત થયો નહિ, અને તેણે ખરા હકદાર વારસ સિકંદરખાનને ગાદીએ લાવવા પસંદ કર્યું. ગજનીખાને આડકતરી રીતે તુગાખાનને બહુ ધમકી આપી પણ બહાદુર તુગાખાને આની પરવા કરી નહિ, અને અલીશેરખાનના ખરા વારસ સિકંદરખાનને ઇ. સ. ૧૫૨૬માં ગાદીએ બેસાડયા.

---

સુધી જારી હતી અને તે લડાઇને પ્રસંગે બહુ ઉપયોગી થઇ પડતી અશ્વપાલો, મશાલચીઓ, ફરાસો વગેરે લોકોએ ઘણી વખત બહાદુરી બતાવી છે, હાલ પણ તે લોકો એવીજ નોકરી આ રાજ્યમાં કરે છે, પણ સુલેહનો જમાનો હોવાથી રીવાજી નોકરી સિવાય બીજી નોકરી તેમને કરવાની હોતી નથી.







લેક સિકંદરખાન ગાદીએ આવ્યા ત્યારે ગજનીખાન સમજ્યા કે, તુગાખાને મને કાંઇ પણ મદદ કરી નહિ, તેથી પોતે બહારવટે નિકળ્યા, અને સુંધા તથા બીજા પહાડોમાં લૂટફાટ કરવા લાગ્યા. જોધપુરના રાજ્યકર્તા પાસેથી મદદ લઇ, જાલોર ઉપર ગજનીખાને ચડાઇ કરી, અને શહેરને ઘેરો ઘાલ્યો. તુગાખાને લશ્કર એકઠું કરી જોધપુરના લશ્કર તથા ગજનીખાનને હરાવી, નસાડી મુક્યા. આ હારથી સિકંદરખાન ગાદી ઉપર કાયમ થયા. ગજનીખાન નિરાશ થયા પણ બીજી વખત નસીબ અજમાવવા મેવાડ તરફ ગયા. મેવાડના રાણાની તથા બીજા અમીરોની સહાયતા લઈ જાલોર ઉપર તે ફરી ચડી આવ્યા, પણ તુગાખાનની બહાદુરી આગળ ટકી શકયા નહિ. તેમણે જાણ્યું કે તુગાખાન જીવે છે, ત્યાં સુધી જાલોરની ગાદી ઉપર આવવું મહા વિકટ છે, તેથી તુગાખાનને મારી નાંખવાની તેમણે પેરવી યોજી અને અંદર અંદર ફાટફુટ કરાવી તેને* મરાવી નંખાવ્યો.

સિકંદરખાનનું ગાદીએ આવવું અને પહેલા ગજનીખાનનું બહારવટે નિકળવું.

તુગાખાનનું માર્યા જવું.

તુગાખાન જેવા બાહોશ વજીરના મરણથી સિકંદરખાન ઘણા નાહિંમત થયા, અને તેમની બધી યોજનાઓ ભાંગી પડી. જાલોરી અને વિહારી પઠાણો વચ્ચે ફેલાએલ અસંતોષનો લાભ લઇ ગજનીખાને જાલોર જીતવા પુનઃ પ્રયત્ન કર્યો. તે વખતે સિકંદરખાનના કેટલાક અમીરો ફૂટી સામા પક્ષમાં જવાથી ગજનીખાનને વધુ હિંમત આવી અને અરવલ્લીના પહાડમાંથી નીકળી જાલોર ઉપર તેમણે ચડાઇ કરી અને સિકંદરખાનને ગાદી ઉપરથી ઉઠાડી ઇ. સ. ૧૫૩૧ માં પોતે જાલોરની ગાદીએ બેઠા.

---

* તુગાખાનને ઝેર દઇ મારી નાંખ્યો કે કતલ કરી મારી નાંખ્યો એ નક્કી જણાયુ નથી.



મલેક ગઝનીખાન ( પહેલા ).

## મલેક ગઝનીખાન (પહેલા.)
### ઈ. સ. ૧૫૩૧–૧૫૩૩.



**ગઝનીખાનનું ગાદી ઉપર આવવું તથા તુગાખાનના દિકરાઓને પજવવું.**

ગાદી ઉપર આવતાંજ ગઝનીખાને પ્રથમના દુશ્મનો ઉપર વેર લેવું શરૂ કર્યુ; તેવીજ રીતે તુગાખાનના બન્ને દિકરા એહમદખાન અને મેહમુદખાને વિચાર કર્યો કે કોઇ પણ રીતે પોતાના બાપના મોતનો બદલો લેવો. તેઓએ તે માટે પેરવી રચી; પણ કમનસીબે આ પેરવી ગઝનીખાનના જાણવામાં આવી, જેથી ગુસ્સે થઇ (ખાતિમે સુલેમાનીમાં લખ્યા મુજબ ) તેમણે સઘળા લોદીઓને તેમનાં ઘરબાર લૂટી લઇ જાલોરમાંથી હાંકી કાઢવાનો, અને તેમનાં ઉપર ઘણો જુલમ ગુજારી દેશપાર કરવાનો હુકમ પોતાના નાનાભાઇ મલેકખાનને ( હેતમખાનના પાંચમા દિકરાને ) આપ્યો.

તુગાખાનના કુટુંબની તેના મરણ પછી આવી સ્થિતિ થઇ. તેમનું ઘર લૂટતાં કોઇ શત્રુએ પરસ્પરની અદાવતને લીધે આગ લગાડી, જેથી જે કાંઇ બચ્યું હતું, તે સઘળું નાશ પામ્યું. દુર્દશામાં આવી પડેલા તુગાખાનના બન્ને દિકરા મલેક સિકંદરખાનને તથા બીજા લોદી પઠાણોને લઇ ગુજરાતના સુલતાન બહાદુરશાહ પાસે ગયા, અને ત્યાં તેમણે પોતાના ઉપર ગુજરેલ જુલમ અને અન્યાયની ફરીયાદ કરી. બાદશાહે તેમની અરજ વ્યાજબી ગણી દયા લાવી તેરવાડાના જાગીરદાર ફતેહખાન બલોચને તેમની મદદે જવા હુકમ કર્યો, અને કહ્યું કે જો સિકંદરખાન જાલોર જીતવામાં તારી મદદથી ફતેહ પામશે, તો જાલોરની પેદાશનો ચોથો ભાગ હું તને આપીશ. ફતેહખાને પોતાના ભત્રિજા શેરખાન અને અન્વરખાન સાથે મળી જાલોર ઉપર ચડાઇ કરવા લશ્કર તૈયાર કરી, જાલોર તરફ રવાના કર્યું. ખાતિમે સુલેમાનીમાં લખેલ છે કે બલોચોએ જાલોર રવાને થયા પહેલાં ભવિષ્યની જીતના એક શુકન તરીકે એક લીલોતરીનો કિલ્લો રાધનપુરમાં બનાવ્યો, જેને જાલોરનો "સોનગરો કિલ્લો" નામ આપી જીતવાની ગોઠવણ કરી. દૈવયોગે એવું બન્યું કે જાલોરના બે સિપાઇ વેંશ અને તુંવર જેઓ ઝાલાવાડથી જાલોર

**ગુજરાતના બાદશાહની હજુરમાં ફરીયાદ.**

**જાલોરી સિપાઇઓનું સ્વદેશાભિમાન.**

જતા હતા, તેઓએ રસ્તામાં આ હકીકત સાંભળી, અને દૃઢ નિશ્ચય કીધોકે આવો બનાવટી લીલોતરીનો કિલ્લો જેનું નામ "સોનગરો કિલ્લો" આપ્યું છે, તેને પણ જીતવામાં બલોચોને આપણે હરકત કરવી. બલોચોએ તેમને ઘણા સમજાવ્યા, અને વિનાકારણ નહિ મરવા શિખામણ દીધી, પણ તેઓએ માની નહિ. તેઓ માત્ર બે જણ હોવાથી બહાદુરીથી લીલોતરીના કિલ્લાને બચાવતાં માર્યા ગયા; પરંતુ બલોચોને જાલોર માટે કેવા બહાદુર સ્વદેશાભિમાની પુરૂષો સાથે લડવાનું છે તેનો આભાસ તેઓએ આપ્યો.

મેવાડના રાણાની મદદ માગવી અને તેની શરતો.

સિકંદરખાનને જાલોરની ગાદી ઉપર લાવવા, બલોચો તૈયારી કરી રહ્યા હતા; એ વાતની ખબર પડતાં ગઝનીખાને પોતાના ભાઈ ખુરમખાનને સાચોરની સંભાળ માટે રાખી, કેટલાક નામીચા અમલદારોને મેવાડના રાણા પાસે મદદ માટે મોકલ્યા. રાણાએ નીચેની શરતોથી ગઝનીખાનને સહાયતા આપવા કબૂલ કર્યું.

શરતો:—

૧ ગોઢવાડ અને જાલોરની સરહદને લગતાં બીજાં પ્રગણાંના હકો, તેમજ મેવાડનાં કેટલાંક ગામો, જેને મલેક હસનખાને રાણા મોકલસીંગના વખતમાં તેમજ મેવાડ રાજ્યના બહારવટાના સમયમાં છીનવી લીધાં હતાં અને જેને મલેક હસનખાનના વંશજો અત્યાર સુધી ભોગવે આવ્યા છે, તે હકો તથા ગામો પાછાં સોંપવાં.

૨ જરૂરીના પ્રસંગે ગઝનીખાને જાતે લશ્કર સાથે આવી મેવાડને મદદ આપવી.

૩ મેવાડનું લશ્કર જાલોર મોકલવામાં આવે તેનું સઘળું આવક જાવક ખોરાકી ખરચ ગઝનીખાને આપવું.

વખત એવો બારીક હતો કે, ગઝનીખાનને ઉપરની શરતો કબૂલ કરવી પડી, જેથી મેવાડના રાણાએ સુજા બાલીશાહ અને રતનસીંગ સોલંકીને દોઢ હજાર સ્વારો સાથે ગઝનીખાનની મદદ માટે મોકલ્યા.

ગઝનીખાનનું કિલ્લામાં રહીને લડવું.

ફતેહખાન બલોચનું બલોચી લશ્કર અને મેવાડી લશ્કર મેવાડની હદમાં લડ્યું, જેમાં મેવાડના લશ્કરની હાર થઇ. ગઝનીખાને પોતાના ભાઈ ખુરમખાનને તથા મલેકખાનને સાચોરથી બોલાવી લઇ તેઓ બધા જાલોરમા ભરાયા; અને

આસપાસ માટી અને કાંટાનો કિલ્લો બનાવી અંદર રહી લડવા લાગ્યા. આ કિલ્લાને મારવાડના લોકો **"ભવનકોટ"** કહેતા હતા. બલોચોએ જાલોરને ઘેરો ઘાલ્યો. **મલેકખાન** અને **ખુરમખાને** કેટલાક છાપા માર્યા. પાંચ દિવસ લડાઇ ચાલી તેમાં ખુરમખાન બહાદુરીથી લડતાં માર્યા ગયા. બલોચોએ ખોરાક આવતો બંધ કરવાથી **ગઝનીખાન** પોતાના કુટુંબ સાથે જાલોર છોડી અરવલ્લીના પહાડમાં ચાલ્યા ગયા, જ્યાં તેમણે પોતાનો આગળનો વખત પણ ગુજાર્યો હતો.

**ગઝનીખાનનો પસ્તાવો.**

આવા સંકટના સમયે ગઝનીખાનને લોદી કુટુંબ ઉપર પોતે ગુજારેલ જુલમ યાદ આવ્યો, જેથી તે બહુ પશ્ચાતાપ કરવા લાગ્યા.

**સિકંદરખાનનું બીજી વખત ગાદી ઉપર આવવું.**

લોદી પઠાણોના પ્રયત્નને ઇશ્વરે ફતેહ આપી, અને બલોચોની મદદથી **સિકંદરખાન*** મહાન સંકટો વેઠી ફરીથી જાલોરની ગાદી ઉપર ઇ. સ. ૧૫૩૪ માં આવ્યા. એક વર્ષ એટલે ૧૫૩૫ સુધી બલોચો સાથે સલાહ શાન્તિથી રાજ્ય ચાલ્યું. **સિકંદરખાન** જાતે અક્કલમંદ અને હોંશિઆર નહોતા, તેથી લોદી પઠાણો જેમની બહાદુરી અને ડહાપણ ઉપર તેમનો સંપૂર્ણ આધાર હતો, તેમની અને બલોચોની વચ્ચે ખટપટ ઉભી થઇ. બલોચોએ વિચાર્યું કે જો લોદી પઠાણો દૂર થાય, તો અમે સર્વ કામમાં ફાવી શકીશું, તેથી તેમને ઝેર દઇ નાશ કરવાનું કાવતરૂં તેમણે રચ્યું, જે લોદી અને લોહાની કુટુંબના સુભાગ્યે જલદીથી અજવાળામાં આવી ગયું. લોદી પઠાણો ચેતી ગયા, અને ઇ. સ. ૧૫૩૫ માં **સિકંદરખાન** સાથે જાલોર છોડી પહાડમાં ચાલ્યા ગયા; જ્યાંથી તેઓએ જાલોર ઉપર લૂટફાટ ચલાવવી શરૂ કરી. આવી મુશ્કેલીઓમાં કેટલોક વખત ગુજાર્યા બાદ તેઓએ મારવાડના રાજ્યકર્તા **માલદેવ** પાસે મદદ માટે અરજ મોકલી. **માલદેવે** તેમની સાથે ઉપરનો દેખાવ સારો રાખી નિભાવ માટે ધુનાડાનો પટ્ટો આપ્યો, અને મદદ આપવા કબૂલ કર્યું. પરંતુ જાલોર સંબંધમાં લોદી પઠાણો સાથે મારવાડ રાજ્યને બહુ વૈરભાવ હોવાથી **માલદેવને** અંતરમાં તેમના ઉપર ઘણો દ્વેષ હતો.

* કેટલાક એમ માને છે કે ઇ. સ. ૧૫૨૫–૨૬ થી ૧૫૪૮ સુધી સિકંદરખાનનું રાજ્ય રહ્યું. ફારસી લખાણોથી એમ સિદ્ધ થાય છે કે, પાચ વર્ષ ગઝનીખાન પહેલાની પહેલાં અને એક વર્ષ તેમની પછી કુલ છ વર્ષ સિકંદરખાને રાજ્ય કર્યું છે. ગઝનીખાને આશરે બે વર્ષ રાજ્ય કર્યું; તે પછી ૧૫ વર્ષ જાલોર બલોચોના કબજે રહ્યું. જેઓ સિકંદરખાને ૨૨–૨૩ વર્ષ રાજ્ય કર્યું એમ કહે છે તેઓ બલોચોના અમલનો વખત ભેગો ગણતા હોવા જોઇએ

માલદેવે આ તકનો લાભ લઈ વૈર વાળવા અને તેમનો નાશ કરવા કાવતરૂં રચ્યું. આની ખબર પડવાથી લોદી પઠાણો આ રચેલ જાળમાંથી સટકી જઈ ગુજરાત તરફ પલાયન કરી ગયા. માલદેવને તેમના નિકળી જવાની ખબર પડતાંજ તેના માણસોએ તેમનો પીછો લીધો. સિકંદરખાન કમનસીબે ધુનાડા નજીક પકડાઈ ગયા, પણ લોદી પઠાણો સહીસલામત ગુજરાત તરફ નાશી ગયા. સિકંદરખાનને માલદેવે કેદી બનાવ્યા, અને તે કેદખાનામાં કેટલોક વખત દુઃખ ભોગવી મરણ પામ્યા.

લોદી પઠાણો સિકંદરખાનથી છુટા થઈ બહુ જગોએ નોકરી માટે ફર્યા.* આખરે તેઓ મેવાડ ગયા જ્યાં રાણાએ તેમને નોકર રાખ્યા.

**લોદી પઠાણોનું નોકરીમાં રહેવું.**

સિકંદરખાન અને લોદી પઠાણો જાલોરમાંથી નિકળી જવાથી બલોચો નિર્ભયપણે જાલોર ઉપર અમલ ચલાવવા લાગ્યા. આસરે ૧૫ વર્ષ સુધી એટલે ઇ. સ. ૧૫૪૮ સુધી જાલોર બલોચોને કબજે રહ્યુ.

હવે આપણે ગઝનીખાન તરફ નજર ફેરવીએ. ગુજરાતના બાદશાહે જુનાગઢના એક હાકેમ શાહાબુદ્દીન ગોરીને તેની સારી નોકરીની કદર કરી અણહિલપુર ઈલાકામાં આવેલ ઉંઝા ગામ બક્ષીસ કર્યું. આ જાગીરના માલીક મલેકકુશશર્ક હતા. બાદશાહના આ અન્યાયી પગલાથી ક્રોધાયમાન થઈ તેણે બાદશાહ સાથે લડાઇ કરવાનો ઈરાદો કર્યો, અને ગઝનીખાનને મદદ માટે બોલાવવા પોતાના બેટાને મોકલ્યો. ગઝનીખાન તે સમયે ખરા સંકટમાં સહકુટુંબ સાથે અરવલ્લીના પહાડમાં ગુજરાન કરતા હતા. મલેક કુશશર્કનો દિકરો ત્યાં પહોંચ્યો, અને ગઝનીખાનને બધી હકીકત કહી; જે ઉપરથી ગઝનીખાને કહ્યું કે તમારી ફતેહ થાય તો, ઉંઝાનું અર્ધ ગામ મને તમારે આપવું. આ શરત કબૂલ થયાથી ગઝનીખાન પોતાના ભાઇ મીરખાન, બિહારખાન અને મલેકખાનને સાથે લઇ લડાઈમાં સામીલ થયા. લડાઈ બહુ જોરથી ચાલી અને ગઝનીખાન, મિરખાન અને બિહારખાન માર્યા ગયા. મલેકખાન જખમી થયા; પણ સુભાગ્યે કેટલાક દિવસે તેમને આરામ થયો; તેથી પોતાનું કુટુંબ સાથે લઇ પોતે અમદાવાદમાં આવ્યા, જ્યાં તેમણે કેટલોક વખત સિપાઇની નોકરી કરી ગુજરાન ચલાવ્યું.

**ગઝનીખાનું તેમના ભાઇઓ સહ માર્યા જવું.**

* લોદી પઠાણો નોકરી માટે ફરતા ફરતા પાલણપુર પ્રગણામાં આવી માલણ ગામમાં રહ્યા, જ્યા તેઓએ ઘોડાની સોદાગીરીનો ધંધો શરૂ કીધો આ વૃત્તિ દ્વારા તેઓ મેવાડના રાણાની હજુરમા જવા શક્તિમાન્ થયા.



મલેક મલેકખાન

## મલેક મલેકખાન.

### ઈ. સ. ૧૫૫૩-૧૫૭૬.



મલેકખાનનું જીવનચરિત્ર મોગલ શહેનશાહ બાબર સાથે મળતું આવે છે. મલેકખાને પણ એક કરતાં વધુવાર રાજ્ય મેળવ્યું અને ખોયું. હેતાણી કુટુંબમાં મલેકખાન એકલાજ બચી ગયા હતા, અને તે અમદાવાદમાં સિપાઈની નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા.

મલેકખાનનો વિવાહ બાડમેર માલાણીના જાગીરદાર રાઠેડ અર્જુનસિંહ ભીમાવતની દિકરી અમરાબાઇ સાથે થયો હતો. અમરાંબાઇ પોતાના પતિ સાથે આ વખતે અમદાવાદમાં હતાં.

**મલેકખાનને ઈડર બોલાવવું.**

આ વખતે ઇડરમાં રાવ નારાયણદાસ રાજ્ય કરતો હતો. એને વિરમદેવ, રાયસિંગ અને કલ્યાણમલ નામે ત્રણ દિકરા હતા. તેમાં વિરમદેવ પાટવી હતો. પોતાના પિતા સાથે કંઇ કારણસર અણબનાવ થવાથી તે જુદો થઇ ઇડર પ્રગણામાં લૂટફાટ કરવા લાગ્યો. રાવ નારાયણદાસે આ તોફાન અટકાવવા સારૂ મલેકખાનને અમદાવાદથી બોલાવ્યા, અને બદલામાં ઇડર પરગણામાંથી કેટલીક જાગીર આપવાનું કબૂલ કર્યું. મલેકખાન અમરાંબાઇને સાથે લઇને અમદાવાદથી ઇડર આવ્યા. ત્યાં તેઓ કેટલોક વખત મદદ આપતા રહ્યા, પણ વિરમદેવ દિનપ્રતિદિન પ્રબળ થતો હોવાથી તે મલેકખાન ઉપર વૈર રાખવા લાગ્યો. મલેકખાન બારીક સ્થિતિમાં આવી પડ્યા; તેથી સૈયદ ખુદ મિરસાહેબ જેમની કબર ચાંપાનેરમાં છે તેમના ચેલા મલેક અલહેદાદ જે ઇડરના પહાડોમાં રહેતા હતા તેમની પાસે તે ગયા, અને તેમને તેમણે પોતાના દુઃખની સર્વ હકીકત જણાવી. મલેક અલહેદાદ સાહેબે તે વખતે કંઇપણ જવાબ આપ્યો નહિ, પણ મધ્યરાત્રીએ નમાજ પઢી બે શ્રીફળ મલેકખાનને મોકલ્યાં, તેમજ આશિષ દીધી કે તમારે બે ભાગ્યશાળી પુત્રો થશે અને જાલોરની ગાદી તમને પાછી પ્રાપ્ત થશે.

મલેક અલહેદાદ સાહેબની આશિષ ફળી, અને અમારાંબાઇને પેટે ઇડરમાં

મલેકખાનને ગઝનીખાન અને ફીરોઝખાન નામે બે પુત્રો થયા. આ પુત્ર થવાથી તેમણે લાંબી આશાઓ બાંધી. મલેકખાન ઇડરથી પાછા અમદાવાદ ગયા. ત્યાં તેમને માટે સંયોગો પાછા કેવી રીતે અનુકુળ થવા લાગ્યા અને તેમને જાલોર કેવી રીતે પુનઃ પ્રાપ્ત થયું તેની હકીકત દર્શાવ્યા પહેલાં લોદી પઠાણોની મેવાડમાં શી સ્થિતિ થઇ અને હેતાણી ખાનદાનને જાલોરની ગાદી ઉપર ફરી લાવવા માટે તેમણે શી કારવાઇઓ કરી તેનું ટુંકામાં દિગ્દર્શન કરવું આવશ્યક છે.

**લોદી પઠાણોની ચાલાકી.**

લોદી પઠાણોએ મેવાડના રાણાની નોકરી એવી સારી રીતે બજાવી કે રાણાએ તેમને અમીરોની પંક્તિમાં લાવી મૂકયા. નસીબના સંયોગે રાણાને શ્વેત હાથીનો* શોખ થયો અને તેને ગમે તેટલા ખર્ચે અને મહેનતે મેળવવાનો રાણાએ દૃઢ નિશ્ચય કર્યો. લોદી પઠાણોએ સોદાગીરીના ધંધા અર્થે હિંદુસ્તાનમાં બહુ પર્યટન કરેલું તેથી તેઓ આ ચીજ મેળવવામાં ઉપયોગી નીવડશે એમ ધારી રાણાએ તેમને આ કામ માટે પસંદ કર્યો. એહમદખાન અને મહેમુદખાન લોદી જેઓને રાણાએ પસંદ કર્યા હતા, તેઓએ શ્વેત હાથી લાવવાને બ્હાને રાણા પાસેથી પુષ્કળ પૈસા કઢાવ્યા. રાણાની રજા લઈ તેઓ ગુજરાત તરફ આવ્યા અને તે પૈસા વડે હથીઆરો વગેરે લડાઇનો સામાન ખરીદ કરી એક વધુ વખત હેતાણી કુટુંબને જાલોર ઉપર સ્થાપવા તેઓએ નિશ્ચય કર્યો. આ પ્રમાણે હેતાણી કુટુંબ પ્રતિ જે લાગણીઓ લોદી પઠાણોના દિલમાં સદંતર રહેલી હતી, તે પુનઃ જાગૃત થઇ.

અમદાવાદમાં મલેકખાનને પણ લોદી પઠાણોની વફાદારી સાંભરી આવી અને તેમના ઉપર પોતે ગુજારેલ જુલમનો પશ્ચાતાપ કરી તે બદલ માફી માગવાનો અને હવેથી તેમની સાથે શુદ્ધ અંતઃકરણથી વર્તવાનો પત્ર તેમણે લખ્યો.

**પાછલા બનાવો માટે માફી માગવી.**

આ પત્ર લઇ તેમનો ખીજમતદાર નુરજી કેટલીક ભેટો સાથે પઠાણોને મળવા નીકળ્યો. સારા નસીબે લોદી પઠાણો ગુજરાતમાં ફરતા હતા જ્યાં તેમને નુરજી મળ્યો. ખીજમતદારે લોદી પઠાણોને મલેકખાનનો પત્ર આપ્યો અને મોઢેથી કેટલીક હકીકત કહી, સાથે લાવેલ ઉપહાર પણ તેમને

* જુના વખતમાં શ્વેત હાથી અને ગુલામી ઘોડા મેળવવા રાજાઓ પ્રયત્ન કરતા તે વખતે રેલ્વે, તાર વગેરે સાધનો નહિ હોવાથી રાજાઓ દેશાટન ભાગ્યેજ કરી શકતા. કોઈ કહેતું કે અમુક રાજા પાસે અથવા અમુક સ્થળે શ્વેત હાથી છે, તો તેઓ માની લેતા. વળી તેવી વાતોને ધાર્મિક પુસ્તકોથી ટેકો મળતો, એટલે ગમે તેમ કરી આવી ચીજો મેળવવાને તેઓ ઉત્સાહી બનતા



અસલના લોદી પઠાણોના હયાત રહેલ વંશજો

સોંપ્યા. પઠાણોએ પત્ર વાંચ્યો અને મોઢાની બિના સાંભળી ત્યારે મલેકખાનની સ્થિતિએ તેમના હૃદયમાં ઉંડી અસર કરી. તેમણે મલેકખાનને પોતાના ખરા માલીક તરીકે સ્વીકાર્યા અને જે મીઠાઇ નુરજી લાવ્યો હતો તેને શુભ શુકન ગણી અવિશ્વાસ આણ્યા શિવાય ખાધી. તેમાંના એક પઠાણે અવિશ્વાસ આણી તે મીઠાઇ નહિ ખાવા સૂચના કરી પણ તેઓએ માન્યું નહિ અને જણાવ્યું કે મલેકખાન કોઇ દિવસ હલકું પગલું ભરે નહિ. વળતો જવાબ તેઓએ નુરજી સાથે મોકલ્યો. જેમાં જણાવ્યું કે અમો સર્વે લોદી પઠાણો પાટણ પાસે ખાંભેલ ગામમાં સૈયદ મહેમુદ સાહેબની જગ્યામાં ઉતર્યા છીએ અને તમારા પધારવાની રાહ જોઇએ છીએ, તેથી તમો આ પત્ર મળે કે તુરતજ નીકળી અમારી તરફ આવજો. તમારા આવ્યાથી આપણે બધા એક દિલથી વર્તવાના સોગન સૈયદ મહેમુદ સાહેબ રૂબરૂ લઈશું.

**સુલેહ અને કોલકરાર.**

આ પત્ર પહોંચતાં મલેકખાન ખાંભેલ ગયા; જ્યાં તેમને અહેમદખાન અને મહેમુદખાન મળ્યા. તેઓ બધાએ શુદ્ધ અંતઃકરણથી વર્તવા સૈયદ મહેમુદ-સાહેબ રૂબરૂ સોગન લીધા, અને એક મનથી જાલોર ઉપર ચઢાઈ કરવા તૈયારી શરૂ કરી.

**સૈયદ મહેમુદ સાહેબે તરવાર બંધાવવી.**

જાલોર ઉપર ચઢાઇ માટે રવાના થતી વખતે મલેકખાનને સૈયદ મહેમુદ-સાહેબે તરવાર† બંધાવી આશીર્વાદ આપ્યો કે ઈશ્વર તમારો જય કરશે અને આ તરવારથી જાલોરનું રાજ્ય મેળવવામાં તમો વિજયી થશો અને ભવિષ્યમાં તમારા કુટુંબના ગાદીવારસ મારા કુટુંબના માણસ પાસે તરવાર બંધાવશે તો ઈશ્વર ફતેહ કરશે.

વળી રવાનગી વખતે વિહારી કુટુંબમાંના એકે પોતાની આંગળી કાપીને શુભ શુકન તરીકે મલેકખાનને લોહીનું તિલક કર્યું હતું જે રિવાજ* હાલ પણ જારી છે.

**ભેદ ભરેલી બક્ષીસ.**

મલેકખાનને તરવાર બંધાવી ફતેહના આશીર્વાદ સૈયદ મહેમુદ સાહેબે આપ્યા ત્યારે લોદી પઠાણોએ એવી કોઈ શુભ શુકનની બક્ષીસ માટે અરજ કરી.

† હજુ પણ પાલણપુરના રાજ્યકર્તા ગાદીએ બેસતી વખતે પોતાના પીર પાસે તરવાર બંધાવે છે.

* પાલણપુરના રાજ્યકર્તાને ગાદી નસીન થતી વખતે હેબતપુર ગામના વિહારી જાગીરદાર આંગળી માંહેથી લોહી કાઢી તિલક કરે છે.

સૈયદ મહેમુદ સાહેબે એ ઉપરથી પોતાની ઓઢેલ ચાદરના બે કકડા કરી એક કકડો પઠાણ એહમદખાનને અને બીજો મહેમુદખાનને આશીષ સાથે આપ્યો. આ ચાદરના કકડા આપવાનો ભેદ એહમદખાન સમજી ગયો, અને તેણે પુછયું કે બનનાર વસ્તુ આપણ સાથ બનશે કે કેમ? સૈયદ મહેમુદ સાહેબે હા પાડી. મહેમુદખાન પઠાણ આ ભેદ સમજી શકયો નહિ, તેથી તેણે એહમદખાનને પુછયું; જેણે આ ભેદનો અર્થ સમજાવ્યો કે આ ચાદરના કકડા આપણને મળ્યા છે તે કફન સમજવાનુ છે. આપણે બન્ને જણ આ લડાઇમા કામ આવીશું, અને શહીદ* થઇશું અને મલેકખાનની ફતેહ થશે.

**જાલોર ઉપર હુમલાની તૈયારી અને રણજીત નગારૂં.**

બલોચોના જુલમથી કંટાળેલા જાલોરીઓ જેઓ જાલોરમાંથી જતા રહ્યા હતા તે બધાને મલેકખાને એકઠા કીધા લશ્કરની કુચ વખતે નિશાન અને નગારૂં નહોતું; તેથી આ જરૂરની ચીજો મલેકખાને ગુજરાતના બાદશાહના અમીર અને સિદ્ધપુર પાટણના હાકેમ મુસાખાન પોલાદી પાસે માગી. મુસાખાને પોતાના નગારચીને ઘોડાનગારૂં લઇને મલેકખાનના લશ્કર સાથે જવા હુકમ આપ્યો. નગારચીએ ભૂલથી રણજીત† નગારૂં સાથે લીધું જે નગારા વિષે કહેવામા આવે છે કે તેને ધર્મ શાસ્ત્રની અનેક વિધીઓ મુજબ બનાવેલ હોવાથી જે પક્ષમાં તે હોય તે પક્ષનો વિજય થતો. આ નગારૂં ભૂલથી ગયાની ખબર પોલાદીને પડતાં તેણે પાછું મેળવવા કોશીસ કરી, પરંતુ તે પાછું મેળવી શકયો નહિ અને હાલ પણ આ નગારૂં પાલણપુર રાજ્યમાં છે.

**જાલોરના વતનીઓની વફાદારી.**

મલેકખાનની ચઢાઇની ખબર જાલોર પહોચી, ત્યારે ત્યાના વેદ§, વડેરા, લુણીઆ, ગાધી મહેતા જેઓનો હેતાણી કુટુબ સાથે લાંબા વખતથી સંબધ હતો,

---

* શહીદ થવુ એટલે ધર્મની અથવા નીતિની લડાઈમા અને વિનાપરાધ માર્યાજવુ.

† પાલણપુર રાજ્યમા રણજીત નગારૂ હાલ પણ છે તેને વગાડવા માટે આવેલ નગારચીઓને ‘મુરસલ’ની અટકથી ઓળખે છે. ‘મુરસલ’ શબ્દનો અર્થ ‘મોકલેલ’ થાય છે રણજીત નગારા સાથે નગારચી તરીકે જેઓને મોકલેલા તેઓને મુરસલ કહે છે હાલ તેઓના કુટુબીઓ આ રાજ્યમા નગારચીની જ નોકરી કરે છે

§ હેતાણી રાજ્યકર્તાઓએ જાલોર છોડી પાલણપુરમા રાજ્ય ગાદી જમાવી ત્યારે વેદ, વડેરા, લુણીઆ, અને ગાધી મહેતાઓ પણ રાજ્યકર્તાઓ સાથે પાલણપુરમા આવી વસ્યા તેઓના કુટુબીઓ હાલ પણ પાલણપુર રાજ્યની નોકરી કરે છે તે વિષેની વધુ હકીકત આગળના ઇતિહાસથી અજવાળામા આવશે

તેઓએ મલેકખાનને પૈસો મોકલ્યો અને કહેવરાવ્યું કે અમો આપની ફતેહની રાહ જોઇએ છીએ, અને વધુ પૈસો જોઇએ તો ખુશીથી મંગાવજો. આવા અણીના સમયે આ પૈસો દુષ્કાળમાં મેઘવૃષ્ટિ રૂપ થઇ પડયો.*

મલેકખાનને આથી ઘણી હિંમત આવી અને તેમણે સાચોરમાં મુકામ કર્યો, ત્યાં ઉપર જણાવેલ મહેતાઓ તરફથી એવી મતલબનો પત્ર મળ્યો, કે બલોચોએ આપની સામે થવા પોતાનું લશ્કર અને બીજું ભેળાઉ ધાડનું (દેશના પરચુરણ લડવૈયાનું) લશ્કર કુલ લગભગ બાર હજાર માણસોનું ભેગું કર્યું છે, અને ગુજરાતના બાદશાહ પાસે મદદ માટે અરજ કરી છે, માટે આ પત્ર વાંચતાંજ એકદમ જાલોર ઉપર હલ્લો કરવા આપ રવાને નહિ થાઓ, અને ઢીલ કરશો તો જાલોર જીતવું મુશ્કેલ થઇ પડશે.

પત્ર વાંચતાંજ મલેકખાને બધા લડવૈયા સરદારોને એકઠા કીધા અને તેમની સલાહ લીધી. સરદારોને મહેતાઓની સલાહ બહુ પસંદ પડી, તેથી જાલોર ઉપર એકદમ હુમલો કરવો એ સર્વાનુમતે પસાર થયું.

**લાસડાના મેદાનની લડાઇ.**

વળી આ મહેતાઓ મારફતે શિરોહીના રાવ ઉદયભાણે મલેકખાનને મદદાર્થે દેવડા રજપુત રતનસિંગને દોઢ હજાર પ્યાદલ અને સવારો સાથે મોકલ્યો. બલોચોના જુલમથી કંટાળી ગએલ જાલોરના જાગીરદારોને સાથે લઇને સરતાનસિંગ કાબા પણ તેમને સાચોરમાં ભેગો થયો. વળી માર્ગમાં ગુંદાવનો જાગીરદાર ભાકરસિંગ અમટ બાર હજાર ફીરોજીનું નજરાણું લઈ લડવૈયા સાથે આવી મળ્યો. મલેકખાન સાચોરથી જેમ જેમ જાલોર તરફ વધતા ગયા તેમ તેમ રસ્તામાં કેટલાક ભોમીઆ જાગીરદારો પણ જોડાયા.

બલોચોને મલેકખાનના ઈરાદાની ખબર પડી ત્યારે તેઓ બાર હજાર લશ્કર સાથે તેમને મળવાને સાચોર નજીક આવ્યા. લાસડા નામના મેદાનમાં બન્ને લશ્કરનું યુદ્ધ થયું. બલોચોએ એક ઉન્મત્ત હાથીને લશ્કરને મોખરે એવા ઈરાદાથી રાખ્યો હતો કે શત્રુઓના હુમલા વખતે તેને તેમના ઉપર છોડવો.

* આ મહેતાઓના સમજાવવાથી જાલોર ઇલાકાના ભોમીઆ રાઠોડ જમીનદારોમાંના સરતાન, કાબા અને ઠાકરસી ઉમટ વગેરેઓએ મલેકખાનને મદદાર્થે પૈસો મોકલ્યો હતો, જેને કેટલાક લોકો એમ માને છે, કે રાઠોડોને મલેકખાને હરાવ્યા હતા તે સમયે આ પૈસો તેમને મળ્યો હતો. આ હકીકત આગળ વિસ્તારથી આવશે.

બલોચોના સરદાર જાલોરના માલીક શેરખાન અને અન્વરખાન પાલખીઓમાં અને બીજા કેટલાક સરદારો રથમાં બેસી યુદ્ધમાં આવ્યા હતા.

લાસડાના મેદાનથી જાલોરના રસ્તાની બન્ને બાજુએ જબરી વાડ હતી. તેમજ થુંમડા અને પથરાઓની ટેકરીઓ હતી. બલોચ લશ્કર આ સાંકડી નાળ બહાર નીકળી મેદાનમાં ઉભું હતું. મલેકખાને શત્રુનું લશ્કર આવી સ્થિતિમાં ઉભેલું જોઇ પોતાના સરદારોને કહ્યું કે જો તમે શત્રુના લશ્કર ઉપર હુમલો કરો, તો હું હાથી તરફ જઉં; અને જો તમે હાથી તરફ જાઓ, તો હું દુશ્મનના લશ્કર ઉપર ધસું. સરદારોએ શત્રુના લશ્કર ઉપર જવું કબૂલ કર્યું. પછી મલેકખાન પોતે મસ્ત હાથી તરફ ગયા. મલેકખાને હાથી સામે જઇ યુક્તિથી તેના મુખ ઉપર તરવારનો એવો સખત ઘા કીધો કે તેથી તે વધારે ચીડાયો, અને મલેકખાનની પાછળ પડયો. મલેકખાને ઘોડાને મંહળ દઇ યુક્તિથી લોઢાની સાંગ હાથીના મસ્તકમાં એટલા જોરથી મારી કે તે ગભરાઇ ચીસ પાડી પુંઠ ફેરવી બલોચ લશ્કર તરફ ધસ્યો, અને પાલખી, રથ, ઘોડા, મેયાનાં વગેરે જે જે તેના રસ્તામાં આવ્યું તે સઘળાનો તેણે કચ્ચરઘાણ વાળ્યો. આ બનાવથી બલોચી લશ્કરમાં ગભરાટ પેદા થયો અને ભંગાણ પડયું. બીજી તરફ મલેકખાનના સરદાર એહમદખાન અને મેહમુદખાને એવા જોસ બંધ સખત હુમલા કર્યા કે બલોચોના મેળાઉ ધાડ લશ્કરે નાસભાગ શરૂ કરી. મહેમુદખાન અને એહમદખાન બહુ બહાદુરીથી લડતાં માર્યા ગયા. બલોચ સરદાર શેરખાન અને અન્વરખાન પણ આ સાંકડી નાળમાં એવી ખરાબ રીતે ફસાયા કે તેઓ પણ ત્યાંજ લડતાં મરાયા. બલોચોનો કારભારી ગંગાદાસ, ડેરા, ડાંડા તથા કેટલાંક હથીઆરો ત્યાંજ છોડી દઇ નાસીને જાલોરના સોનગરા કિલ્લામાં ભરાયો.

**મલેકખાનનો વિજય.**

મલેકખાન સાચોરની બધી ગોઠવણ કરી એકદમ જાલોર ગયા. ત્યાં તેમને માલૂમ પડયું કે ગંગાદાસે જાલોરનો કિલ્લો પકડયો છે; તેમણે તેને કહાવ્યું કે કિલ્લો ખાલી કરી અમને સોંપીદો. ગંગાદાસે ઘણી નમ્રતાથી રજા માંગી કે આઠ દિવસ મને રહેવા દો; તેટલી મુદતમાં હું મારો સામાન લઇ ચાલ્યો જઇશ. મલેકખાન રણજીત હતા, તેથી ગંગાદાસનો આ પ્રપંચ સમજ્યા નહિ; અને તેમણે તેને રહેવાની રજા આપી. સિંધળ કોમના રજપુતો જેઓ તે કિલ્લામાં રહેતા હતા તેઓને ગંગાદાસે માલદેવ રાઠોડ પાસે મોકલ્યા, અને કહાવ્યું કે જો તમે મને

**કામદાર ગંગાદાસની છેતરપીંડી.**

પાટણ સુધી સહીસલામત પહોંચાડો તો હું તમને આ કિલ્લાની કુંચીઓ સોંપી દઈશ, તથા તે ઉપરાંત એક લાખ ફીરોજી આપીશ.

**રાઠોડોનું સોનગરા કિલ્લામાં દાખલ થવું.**

**માલદેવ** રાઠોડ લાંબા વખતથી જાલોરનો કિલ્લો મેળવવા ઉત્કંઠિત હતો. તેણે આ ખબર વધાવી લીધી, અને રાઘા પનાવત, લુણા ગંગાવત અને તલુકસિંગ વગેરે કેટલાક સરદારોને ગંગાદાસના સંરક્ષણાર્થે જાલોર મોકલ્યા. તેમણે તેને પાટણ સહીસલામત પહોંચાડયો, અને પોતે સિંધલ રજપુતોએ બતાવેલ છુપે રસ્તે કિલ્લામાં દાખલ થયા.

**મલેકખાને** વિચાર્યુંકે જો રાઠોડો ત્યાં મજબુત થઈ જશે, તો કિલ્લો લેવો મુશ્કેલ થઈ પડશે; તેથી આ ખબર મળતાંજ તે કિલ્લા ઉપર તુટી પડયા. રાઠોડો આ અચાનક હુમલાથી ગભરાઇ નાસીપાસ થયા. તેમાંના ઘણાખરા માર્યા ગયા, અને બાકીનાઓએ કિલ્લો ખાલી કરી દીધો. આ જીતથી હેતાણી કુટુંબના હાથમાં જાલોર ઈ. સ. ૧૫૫૩ માં ફરીથી આવ્યું, અને **મલેકખાન** રાજ્ય ચલાવવા લાગ્યા.

**મલેકખાનના કબજામાંથી જાલોરનું ફરી છુટી જવું.**

આ બનાવની ખબર પડતાંજ માલદેવ રાઠોડ બહુ ગુસ્સે થયો, અને દિલગીર થયો. કેટલાક મહિના પછી અનુકુળ તક મળ્યાથી તેણે જાલોર ઉપર ચડાઇ કરવા એક મોટું લશ્કર રવાના કર્યું. **મલેકખાને** પણ સામે થવા સૈન્ય એકઠું કર્યું, પરંતુ કંઇ કારણસર તેમના લશ્કરી અમલદારોએ **માલદેવના** સૈન્ય સામે નહિ થવાનો મત આપ્યાથી તે લાચાર થયા, અને જાલોર છોડી સાચોર ગયા. આ પ્રમાણે સહેલાઈથી વિના યુધ્ધે રાઠોડાએ જાલોરનો કબજો લીધો, અને તે લગભગ બે વર્ષ રહ્યો.

**જાલોરનો ફરી કબજો લેવો.**

જાલોર છૂટી જવાથી **મલેકખાન** પોતાને સાસરે સામલી ગામે રહેવા ગયા. ત્યાં તેમણે જાલોર ફરી લેવા માટે એક લશ્કર એકઠું કર્યું. આસપાસના કેટલાક ભોમીઆ જાગીરદારો પણ તેમને આવી મળ્યા. ઇ. સ ૧૫૫૫ માં **મલેકખાને** અનુકુળ તકનો લાભ લઇ જાલોર ઉપર એક મોટા લશ્કર સાથે ચડાઇ કરી. રાઠોડ લશ્કર જાલોર નજીકના મલેક કુવા આગળ તેમની સામે થયું. આઠ દિવસ સુદ્ધ બહુ જોસથી ચાલ્યું, અને ભવન કોટનો દરવાજો તોડી **મલેકખાનના** લશ્કરે શહેરમાં પ્રવેશ કર્યો. રાઠોડાએ હાર ખાધી પણ સોનગરા કિલ્લા ઉપર ચઢો તેઓ

અંદરથી લડવા લાગ્યા. મલેકખાને કિલ્લાની આસપાસ ચારે તરફ લશ્કર ગોઠવી અંદર આવતો ખોરાક બંધ કર્યો. તેમજ તેમના સુભાગ્યે સોનગરા દરવાજાના ઉપરી સિપાઇઓ અને રાઠોડો વચ્ચે મતભેદ થવાથી ખટપટ ઉભી થઇ, જેનું પરિણામ એ આવ્યું કે વેંમ સિપાઇઓ રાઠોડોથી નારાજ થયા. તેમણે ચાપા અને માના રજપુતોથી દાવપેચ કરી મીરશાહ અને ગોહરશાહ વેસ સાથે મલેકખાનને કહાવ્યુ કે તમો સોનગરા કિલ્લા ઉપર એકદમ હુમલો કરો તો અમે તમને કિલ્લો કબજે કરવામા મદદ કરીશું. મલેકખાને ખોરાક આવતો બંધ કર્યાથી રાઠોડો ગભરાઇ કિલ્લો છોડી દેવાનુ કરતા હતા, એટલામા આ ફૂટ પડ્યાથી તેઓ બહુ ગભરાયા, અને કિલ્લો છોડી ચાલ્યા ગયા. આ પ્રમાણે બે વર્ષ પછી જાલોરનો સ્વતન્ત્ર પણે મલેકખાને કબજો લીધો. ઇ. સ. ૧૫૫૫

મલેકખાન જાલોરમા રાજ્ય ચલાવતા હતા, તેવામા એક બીજી આફત તેમના ઉપર આવી, અને તે જાલોર છોડી ફરીથી સામલી ગામે પોતાને સાસરે રહેવા આવ્યા

તૈમુર વ શના મહ મદ હુસેન મીરઝા તથા શરફુદ્દીન મીરઝાએ મલેકખાન પાસેથી જાલોર કેવા સ યોગોમા છોડાવ્યુ, અને તેનો કબજો પોતે લીધો તે હકીકત જેઠાજીના ચોપડામાથી નીકળે છે. તે બન્ને મીરઝા ભાઇઓ દિલ્હી બાદ શાહ સામે બહારવટે નીકળી જાલોર તરફ મુલક દબાવવા લાગ્યા મેડતા ગામે આવી, તેમણે મારવાડના મુલક ઉપર હુમલો કર્યો, પરતુ માલદેવ રાઠોડના પુત્ર ચદ્રસિ ગ રાઠોડે તેમને યુક્તિથી જાલોરના કિલ્લાનુ મહત્ત્વ બતાવી સવા લાખ ફીરોજી આપી જાલોર તરફ રવાના કર્યા

**મીરઝાઓએ જાલોરનો લીધેલો કબજો**

મીરઝાઓને માથુ છુપાવવાને સોનગરા જેવા મજબુત કિલ્લાની જરૂર હતી, તેથી ચદ્રસિગની સલાહ તેઓને પસદ પડી, અને તેમણે જાલોર ઉપર હુમલો કર્યો આ બાદશાહી કુટુબના માણસો સામે હથીઆર ઉઠાવવા દુરસ્ત નથી, એમ વિચારી મલેકખાન ઈ સ ૧૫૫૯ મા જાલોર છોડી સામલી ચાલ્યા ગયા ત્યા તેમનો વજીર ઉદેખાન (જે મહેમુદખાન લોદીનો દિકરો હતો) તેમના ખર્ચ માટે સાચોરની અર્ધી ઉપજ સામલીમાજ મોકલતો હતો મીરઝાઓએ આ પ્રમાણે જાલોરનો કબજો લીધો, અને તેઓ દિલ્હીની સત્તાને નુકસાન પહોચાડવાના હેતુથી દિલ્હીની આસપાસ લુટફાટ કરી મુલક દબાવવા લાગ્યા શરફુદ્દીન મીરઝા કુટુબ સાથે જાલોરમા

અમલ કરવા લાગ્યો, અને તેનો ભાઇ **મહંમદ હુસેન મીરઝાં** દિલ્હીની આસપાસ લૂટફાટ કરવામાં રોકાયો. આ **મીરઝાંઓ**ને શિક્ષા કરવા સારૂ **અકબર** બાદશાહે નવાબ* સાદીક **મહમદખાન** ભાડભુંજાને એક મોટું લશ્કર આપી મોકલ્યો.

**મીરઝાંઓએ જાલોર છોડયું.**

**મહમદહુસેન†** **મીરઝાં** બાદશાહી લશ્કરથી ડરી જઇ દક્ષિણ તરફ નાસતાં માળવાના કોઇ ગામે રહ્યો, અને ત્યાં તેના ભાઇ **શરફુદીન મીરઝાં**ને બોલાવી બન્ને ભાઇઓ ગુજરાત તરફ ગયા, અને વડોદરા, ચાંપાનેર અને સુરતના સુબા **ચંગીઝખાન** મારફતે તેઓ ગુજરાતના બાદશાહ **નન્નુ મુજફર**ને શરણે આવ્યા.

**મલેકખાને ત્રીજી વખત જાલોર લીધું અને રાજ્ય વધાર્યું.**

**મીરઝાંઓએ** જાલોર છોડી દીધેલું જોઇ **મલેકખાને** ઇ. સ. ૧૫૯૭ માં તે ફરીથી લીધું; અને રાઠોડો પાસેથી **મીરઝાં**ઓએ પડાવી લીધેલ નાગોર અને બીજાં પરગણાં ઉપર પણ હકુમત જમાવી, અને તેમનાજ વખતમાં નાગોરનો કિલ્લો બનાવવામાં આવ્યો. વળી શિરોહીના રાવ **સરતાનસિંગ**ને ગાદી અપાવવામાં **મલેકખાને** મદદ કરી, જેના બદલામાં ડોડીઆળી, સવાણા, વડગામ અને લોહાણા, ચારે પરગણાં શિરોહી તરફથી તેમને મળ્યાં. આ પ્રમાણે જાલોરનું રાજ્ય **મલેકખાને** વધાર્યું.

**શિરોહીના રાજ્યકર્તા સરતાનસિંગ.**

રાવ **સરતાનસિંગ**ને શિરોહીનું રાજ્ય અપાવવામાં **મલેકખાને** કેવા પ્રકારની મદદ કરી હતી તે તરફ આપણે લક્ષ ખેંચીએ.

શિરોહીના રાવ **માનસિંગ**ને તેના ચાકર કલાએ રાજ્ય ખટપટને લીધે કટાર વડે મારી નાંખ્યો. મરણ વખતે **માનસિંગ**ને તેના કારભારીએ પૂછયું કે

---

* નવાબ સાદીક મહમદખાન પાસે ભારે તોપખાનું હતુ, તેથી ભાડભુંજો દાણાને ભુંજે તેમ તે દુશ્મનોને લડાઇના સમયે ભુંજી નાંખતો હતો. આ કારણથી લોકોમાં તેનું ઉપનામ " ભાડભુંજો " પ્રસિધ્ધ થયું.

† મહંમદ હુસેન **મીરઝાં** એજ હતો કે જેણે જાલોર છોડયા પછી ગુજરાતના **ઇખ્તીઆર-ફુલ-મુલ્કથી** મળી જઇ ગુજરાતના સુબા **મીરઝાં** અઝીઝને અમદાવાદમાં ઘેરી લીધો હતો, જેની મદદ માટે અકબર બાદશાહ હીજરી સન ૯૮૧ માં ઉંટી સવારો લઇ દરરોજ કુચ કરતો બહુ ઝડપથી અમદાવાદમાં આવી પહોંચ્યો, અને તેણે ઘેરો છોડાવ્યો.

રાજ્ય કોને આપવું ? તેણે પામેરા ગામના જાગીરદાર સરતાનસિંગ દેવડાને ગાદીએ લાવવા કહ્યું. માનસિંગના મરણ પછી કારભારી વજાજી દેવડાએ સરતાનસિંગને ગાદીએ બેસાડયો, અને રાજ્યકારભાર પોતે ચલાવવા લાગ્યો. સરતાનસિંગ માત્ર નામનોજ રાજા હતો, અને વજાજી દેવડો કુલ સત્તા ભોગવતો હતો. પરિણામ એ આવ્યું કે રાજા અને કારભારી વચ્ચે ખટપટ ઉભી થઈ, અને કારભારીએ સરતાનસિંગના અંગરક્ષક અમીર સુજાને મરાવી નાંખી સરતાનસિંગને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો. ઉદેપુરના રાણાની મદદથી વજાજી પઉ ગાદીએ આવવા પ્રયત્ન કરતો હતો, તેટલામાં રાવ લાખાજીના વંશનો કુલાજી નામનો બીજો વારસ અકબર બાદશાહની સનદ મેળવી શિરોહીની ગાદીએ બેઠો. રાજયમાંનો ખજાનો તથા મંદિર અને શિવાલયોમાંથી હાથ લાગેલ દ્રવ્ય લઇ વજાજી ઇડર તરફ ચાલ્યો ગયો. કુલાજીએ ગાદીએ બેસી ચીંબા જાતના રજપુતને કારભારી બનાવ્યો. ચીંબા અને ડુંગરાવત રજપુતો વચ્ચે ઘણા વખતથી અણબનાવ હતો, તેથી ડુંગરાવત રજપુતો કલાજીના આ પગલાથી નારાજ થયા, અને સરતાનસિંગને ગાદીએ લાવવા કોશીસ કરવા લાગ્યા. તેઓ દુંદાવત રજપુતોથી મળી જઈ વજાજીને ઇડરથી બોલાવી બધા રામસણ મુકામે ભેગા થયા. સરતાનસિંગ પણ ત્યાં આવ્યો. ત્યાંથી તેઓએ મલેકખાનને મદદ માટે કહાવ્યું. મલેકખાને વડગામ, ડોડીઆલી, સવાણા અને લોહાણા લેવાની શરતે મદદ આપવા કબૂલ કર્યું, રાવ કુલાજીને આ વાતની ખબર પડતાં તે કાલંદરી ગામે આવ્યો, જ્યાં તેનું અને સરતાનસિંગનું લશ્કર સામસામું મળ્યું. લડાઇ પૂર જોસથી ચાલી. ચીંબા રજપુતો ઘણા મરાયા, અને કલાજી હાર ખાઇ મેવાડ તરફ પલાયન કરી ગયો. આ પ્રમાણે ડુંગરાવત રજપુતોના પ્રયત્નથી, અને મલેકખાનની મદદથી સરતાનસિંગ શિરોહીની ગાદી ઉપર ફરીથી આવ્યો, અને કરાર મુજબ મલેકખાનને ઉપરનાં પરગણાં મળ્યાં.

**મલેકખાનની કારકીર્દી.**

ઇ. સ. ૧૩૯૪ થી ઇ. સ. ૧૫૭૬ સુધી લગભગ પોણાખસો વર્ષ એટલે જાલોરના પહેલા રાજ્યકર્તા મલેક ખુરમખાનના વખતથી મલેકખાનના અમલ સુધી જાલોર ગુજરાતના બાદશાહના આધિપત્ય નીચે રહ્યું; પરંતુ મલેકખાનના સમયમાં ગુજરાતમાં ભારે ઉથલપાથલ થવાથી અને અકબર બાદશાહે ગુજરાત જીતી લીધાથી તે મોગલ શહેનશાહત નિચે આવ્યું. ગુજરાતની બાદશાહતના આ ભારે ફેરફાર અને ઉથલપાથલ વખતે ત્યાંનાં બીજાં રાજ્યો અને જાગીરોને નુકસાન ખમવું પડ્યું, ત્યારે મલેકખાનની હોંશીઆરી અને રાજ્યકુનેહને લીધે

જાલોર રાજ્ય આ તોફાની હવામાંથી બચી ગયું. દિલ્હીની શહેનશાહત દિનપ્રતિદિન જોરપર આવતી જોઇ **મલેક**ખાને **અકબર**ના અમીરો તથા સરદારો સાથે મૈત્રી કરી, તેમની પ્રીતિ અને વગ મેળવ્યાં. વળી જાલોર, ગુજરાત અને દિલ્હીની મધ્યમાં આવેલું હોવાથી, દિલ્હીના સરદારો ગુજરાત તરફ જતાં જાલોર રાજ્યમાં મુકામ કરતા. **મલેક**ખાન તેઓની બહુ આગતાસ્વાગતા કરતા, જેથી તેઓ ખુશી થઇ બાદશાહની હજુરમાં તેમની પ્રશંસા કરતા. ઈ. સ. ૧૫૭૩ માં **મીર**ઝાંઓનું બંડ બેસાડવા ફતેહપુર સિક્રીથી **અકબર** બાદશાહ અમદાવાદ જવા નીકળ્યા, ત્યારે રસ્તામાં જાલોર નજીક તેમનો મુકામ થયો. **મલેક**ખાને તેમની અને તેમના અમીરોની ઘણી સારી પરોણાગત કરી. **મલેક**ખાનની આ વર્તણુકથી તેમજ અમીર, સરદારોએ પ્રથમ કરેલ પ્રશંસાથી બાદશાહ બહુ ખુશી થયા, અને **મલેક**ખાન ગુજરાતના માહિતગાર હોવાથી તેમને બાદશાહે પોતાના લશ્કરના મદદગાર નીમ્યા. **અકબરે** ગુજરાત જીત્યું, ત્યાં સુધી **મલેક**ખાન બાદશાહી લશ્કરમાં રહ્યા. મિરાતે એહમદીમાં લખ્યું છે, કે મીરઝાંહુસેન સાથે બાદશાહી લશ્કરને યુદ્ધ થયું, ત્યારે હાપાજી ચારણે મોગલાઇ ખાનદાનના શૂરવીર વડવાઓની બહાદુરી સંભળાવી લશ્કરના ઉત્સાહમાં વધારો કર્યો. ચારણો કહે છે કે **મલેક**ખાનનો મુલક રજપુતાનામાં હોવાથી તેમજ પોતે ચારણોના પોરસ ચડાવવાની કુનેહથી વાકેફ હોવાથી તેમણેજ બાદશાહી લશ્કરને શૌર્ય ચડાવવા હાપાજી ચારણને સૂચવ્યું હતું.

દેહત્યાગ અને લક્ષણો.

**મલેક**ખાન વિલક્ષણ જીંદગી ભોગવી ઇ.સ. ૧૫૭૬ માં સ્વર્ગવાસી થયા. તે બહાદુર, પરાક્રમી, સમયસૂચક અને સંકટમાં ધૈર્યવાન્ હતા. પોતાના ઉપર આવેલ વિપત્તિઓ હિંમતથી સહન કરતા, અને દુઃખમાં પણ તેમનો આનંદી સ્વભાવ બદલાતો નહિ. સારી સ્થિતિમાં તેઓ સર્વથી હળીમળી વર્તતા. લોદી પઠાણો જેઓના ઉપર તેમણે તથા ગઝનીખાને જુલમ ગુજાર્યો હતો તેમની સાથે ફરી મૈત્રી કરી, છેવટ સુધી શુદ્ધ અંતઃકરણથી તથા પૂર્ણ સ્નેહથી તે મૈત્રી નભાવી, એ તેમની ઉદાર વૃત્તિ દર્શાવી આપે છે. **મલેક**ખાન ફકીરોને ચાહતા. તેમનાં વચનો ઉપર શ્રદ્ધા રાખતા. તે મહેદવી સૈયદો સાથે બહુ સંબંધ ધરાવતા અને પોતે તેમના અનુયાયી હતા.

---

गीत.

अतळी वळ अकळ अभनमा असमा
भुपत भलो तुंदारो भाग,
खेडेचेतो ताप न खमयो
खमयो पुरो वळोचे खाग.
खांनडनोसुं, वेर खोलते
सत्रे वडा परहार सह्या,
रेस खमे पोहोता जोधपरा
राव धणीयांरा खत्री रह्या.
हमल हलावी खांन हेताउत
टंट देवे तहां पालटीया,
एक धरा छांडी अण वढीए
एक खडग मुंह आवटीया.



દિવાન ગઝનીખાન ( બીજા )



## દિવાન ગઝનીખાન (બીજા)

### ઇ. સ. ૧૫૭૬–૧૬૧૬.



મલેકખાનના મરણ પછી ગઝનીખાન ગાદીએ આવ્યા, ત્યારે તેઓ જુવાન વયના હતા. ગાદીએ આવતાંજ તેમણે દાઉદખાન વલ્દે અહેમદખાન લોદી જે પોતાના પિતાનો વિશ્વાસુ મદદગાર હતો તેને મુખ્ય કારભારી બનાવ્યો અને કલોટ માઘાજીને લાખપસા તથા હરસુગામ ઇનામમાં આપ્યાં.

મોગલ સત્તા આ તરફ પરિપૂર્ણ જામેલ નહિ હોવાથી ગઝનીખાન પણ પોતાના પિતાની માફક વગર સનદે ગાદી ઉપર આવેલ હતા. તે સમયે ગુજરાતના કેટલાક અમીરોએ નન્નુમુજફ્ફર (મુજફ્ફર ત્રીજા) ને અમદાવાદની ગાદી ઉપર બેસાડવાને મોગલો વિરૂદ્ધ તોફાન મચાવ્યું. આની ખબર અકબર બાદશાહને પડતાંજ તેણે બહેરામખાનના દિકરા અબદુલ રહીમ ખાનખાનાને ગુજરાતનું બંડ સમાવવા. લશ્કર સાથે મોકલ્યો. ખાનખાનાએ દિલ્હીથી નીકળી જાલોર ઈલાકાના ભીનમાળમાં મુકામ કર્યો. ગઝનીખાન પોતે તેને મળવા ભીનમાળ આવ્યા. તેણે બહુ પ્યારથી તેમની મુલાકાત લીધી અને સારો શિરપાવ આપી કહ્યું, કે તમારા પિતાની માફક તમે પણ બાદશાહી લશ્કરને મદદ આપશો અને નોકરી બજાવશો તો હું બાદશાહ હજુર તમારી સિફારસ કરીશ, અને બાદશાહ તમારી કદર કરી જાલોર જેવો બીજો મુલક તમને બક્ષિસ આપશે. ગઝનીખાને ઉતાવળા થઈ જવાબ ન આપતાં કહ્યું કે, મારા મુસાહબો તથા સલાહકારો સાથે મસલત કરી આપને કાલે જવાબ આપીશ. પછી ગઝનીખાન નવાબ ખાનખાનાની રજા લઈ પોતાને ઉતારે ગયા. તેમણે સલાહકારોને અને મુસાહબોને એકઠા કરી મસલત કરી. મહમદખાન હેતાણી અને દાઉદખાન લોદીએ ખાનખાનાને મદદ આપીને દિલ્હીની શહેનશાહતની હકુમત નીચે આવવું પસંદ કર્યું નહીં. ગઝનીખાને તેમને બહુ સમજાવી કહ્યું કે અકબર બાદશાહની સત્તા દિન પ્રતિદિન વધતી જાય છે અને એક પછી એક રાજ્યો તેને આધીન થતાં

જાય છે, તેથી ખાનખાનાના શુકનનો અનાદર કરી તેના લશ્કરને આપણે મદદ નહિ આપીએ તો જાલોર ઉપર રાજ્ય કરવું મુશ્કેલ થઈ પડશે. પરંતુ ગઝનીખાનનું કહેવું પસંદ ન પડ્યાથી તેમણે પોતાનો અભિપ્રાય બદલ્યો નહિ અને આખરે ગઝનીખાનને તે અભિપ્રાય કબૂલ રાખવો પડયો. બીજે દિવસે તે ખાનખાનાની હજુરમાં આવ્યા અને વાત નીકળતાંજ તેમણે બહુ ચાલાકીથી જવાબ આપ્યો કે ભીનમાળમાં હું આપને મળવાને માટેજ આવ્યો છું, તેથી મારી પાસે લશ્કર તથા સંગ્રામની સામગ્રી તૈયાર નથી. હું જાલોર જઇ લશ્કર લઇ આપને અમદાવાદ પહોંચ્યા પહેલાં રસ્તામાં ભેગો થઇશ. ગઝનીખાનનું આ બહાનું છે એવું ખાનખાના સમજી ગયો તેથી તમો તમારા કામના મુખત્યાર છો, જેમ ઠીક લાગે તેમ કરો, એવો તેણે સભ્યતાથી જવાબ આપ્યો. પોતાને ગુજરાતમાં તાકીદે પહોંચવાની જરૂર હોવાથી તેણે તરતજ ભીનમાળથી કુચ કરી અને અમદાવાદનું બંડ સમાવી અકબર બાદશાહને મળવાને તે માળવાને રસ્તે થઇ લાહોર ગયો.

**ખાનખાનાની બીજી મુસાફરી અને છેતરપીંડી.**

કેટલાંક વર્ષો પછી ઈ. સ. ૧૫૮૧ માં નવાબ ખાનખાનાને કાંઇક નોકરી ઉપર ગુજરાત જવાને ફરીથી હુકમ મળ્યો. ગઝનીખાને પહેલાં બતાવેલ બેપરવાઇથી તે ગુસ્સે થયો હતો, તેથી અકબર બાદશાહને તેણે ગઝનીખાન સાથે બનેલ બનાવની તમામ હકીકત કહી દીધી, અને તેમને કેદ કરવાની પરવાનગી લીધી. ત્યાર પછી ખાનખાનાએ ગઝનીખાનને છેતરી કેદ કરવાનો ફરેબ રચવા માંડયો. તેણે મુલતાન આવી બહુ સભ્યતાથી ગઝનીખાનને એક પત્ર લખ્યો, જેમાં તેમની બહાદુરીનાં વખાણ કરી તેના ઉપર આવી પડેલ કામમાં તેમને સામેલ થવાની તેણે ઇચ્છા બતાવી અને જણાવ્યું કે બાદશાહ તમારાથી બહુ ખુશી છે, એકદમ મેડતા મુકામે મારી પાસે આવો અને ભવિષ્યમાં બાદશાહની વધુ મહેરબાનીના ઉમેદવાર થાઓ. આ પત્રની સાથે મહમદખાન હેતાંણી અને દાઉદખાન લોદી વગેરે ગઝનીખાનના અમીરોને માટે કિંમતી શિરપાવો તેણે મોકલ્યા. ખાનખાનાની આ પ્રપંચી યુક્તિ ગઝનીખાન સમજી શકયા નહિં. તે આ શિરપાવોથી બહુ ખુશી થયા, અને કેટલાક અમીરો અને સગાઓને મેડતા મુકામે ખાનખાનાની પરોણાગત કરવા માટે મોકલી દઇ પોતે અંદેશા વગર ખાનખાનાને મળવા મેડતા નજીક આવેલા ધુનાડા ગામે મુકામ કરી રહ્યા ખાનખાના જાહેરરીતે ગઝનીખાન ઉપર અત્યંત મહેરબાન બતાવતો હતો. તેણે કેટ-

લાક વધુ શિરપાવો મોકલ્યા, અને ગઝનીખાન મારફત મારવાડ તથા ગુજરાતના કેટલાક જમીનદારોની મુલાકાત લીધી. શિરોહીના રાવ સરતાન કાણાને પણ તેમનીજ મારફત ખાનખાનાની મુલાકાત થઇ, અને તેમની સિફારસથી તેમને શિરપાવ તથા ઘોડો ઇનાયત કરવામાં આવ્યો.

ગઝનીખાન અને તેના મુસાહબો સમજ્યા કે આ મર્યાદા ઉપરાંતનો વિવેક ભેદ ભરેલો છે, અને આપણને ફસાવવાની દગલબાજી છે, તેથી તેઓ બધા એકઠા થયા અને શું કરવું તે સંબંધી તેમણે મસલત કરી. ગઝનીખાને કહ્યું કે આપણે જાલોર ચાલ્યા જવું અને ગુજરાત તરફ આવતી બાદશાહી ફોજને રોકી ખાનખાનાને આપણી સાથે સલાહ કરવાની ફરજ પાડવી; અથવા જો તમારા ધ્યાનમાં આવે તો ખાનખાનાની મુલાકાત વખતે હું તેને મારી નાખી મોગલોની હિંમત તોડી પાડું. તાજખાન હેતાણી, મહમદખાન હેતાણી અને દાઉદખાન લોદીને આ વિચાર નાપસંદ પડયો.તેમણે મોગલ સલ્તનતની સામે થવાની ગઝનીખાનની વાતને વખોડી કાઢી અને આવા સાહસિક ઉદ્દગારો નહિ કાઢવા સલાહ આપી.

ખાનખાનાના જાસુસો.

નવાબ ખાનખાનાના જાસુસો છુપી બાતમી મેળવવાને ગઝનીખાનના ઉતારા આસપાસ કામે લાગ્યા હતા.તેઓએ ગઝનીખાનનો આ ઈરાદો ખાનખાનાને જાહેર કર્યો. ખાનખાનાના ગુસ્સાનો પાર રહ્યો નહિ અને પહેલીજતકે ગઝનીખાનને પકડવાની તે રાહ જોવા લાગ્યો. વાત ફૂટયાની ખબર પડતાંજ ગઝનીખાન પણ અમીરો અને લશ્કર સહિત જાલોર ચાલ્યા આવ્યા.

ગઝનીખાનનું પકડાઇ જવું.

ખાનખાનાએ ગુજરાતમાં ચડાઇ લઇ જવી શરૂ કરી અને ગઝનીખાનને પકડવાના ઈરાદાથી શિરોહીના રાયપુર* ગામે મુકામ કર્યો. પહેલાંની પેઠે ગઝનીખાન જાલોરથી તેને મળવા આવ્યા અને પોતાના કેટલાક નોકરોને દેવડીએ બેસાડી પોતે મહમદખાન હેતાણી સાથે તેના તંબુમાં દાખલ થયા. ખાનખાના વિવેક બતાવી ઉભો થઇ ગઝનીખાનને મળ્યો, અને તેણે જમણી બાજુએ તેમને બેસાડયા. પછી જે દરબારી તંબુમાં તેઓ બેસી વાતચીત કરતા હતા તેમાં ગઝ-

---

* રાયપુરના બદલે વડગામ ગામમાં ગઝનીખાનના પકડાયાનું ઇન્તે ખાબુલ તવારીખમાં લખ્યું છે. આ વડગામ ગામ હાલ જોધપુર તાબે છે. પહેલાં તે શિરોહી ઇલાકામાં હોઇ ગઝનીખાનના તાબામાં હતું.

નીખાનને એકલા છોડી પોતે કાંઇક બહાના સર પોતાના ખાનગી તંબુમાં ગયો. જેવો તે ખાનગી તંબુમાં ગયો તેવાજ પહેલાં ગોઠવી રાખેલ યુક્તિ પ્રમાણે તેના માણસો ગઝનીખાનને પકડવા તેમની ચારે તરફ ફરી વળ્યા. ગઝનીખાન અને મહમદખાન હેતાણી હથીઆર બંધ હતા તેથી અંદર અંદર તરવાર ચાલી અને ગઝનીખાનના હાથથી નવાબ ખાનખાનાનો સગો મુગલ માર્યો ગયો. આ ગરબડ દેવડીએ સંભળાઇ ત્યારે ગઝનીખાનના આદમીઓમાંથી ઉમરશાહ, ચાંદશાહ અને ગોપાળદાસ વેંસ અંદર આવી ધસ્યા અને લડતાં ત્યાંજ મરણ પામ્યા. ગઝનીખાન કેદ પકડાયા, અને તેમની સાથેના ઘણા આદમી જાલોર તરફ નાશી ગયા. ગઝનીખાનને રૂપાની બેડી પહેરાવી કેદી બનાવ્યા અને એક મુગલ સરદાર ખોજા બરદીખાનને જાલોરની હકુમત સોંપી, ખાનખાના ગુજરાત તરફ રવાના થયો. મુન્તખેબુ તવારીખ બદાઉનીમાં ગઝનીખાનના કેદ થયાની બાબતમાં નીચે પ્રમાણે લખ્યું છે.

"ખાનખાનાએ શિરોહીથી દસ ગાઉ ઉપર પહોંચીને શિરોહી અને જાલોરનો કબજો લેવાનો વિચાર કર્યો. નીઝામુદ્દીન અહેમદ અને સૈયદ કાસમ બારાહ ખાનખાનાનો સત્કાર કરવા લશ્કર સાથે હાજર થયા. શિરોહીનો રાજા પણ મોટું નજરાણું આપી તાબે થયો. ગઝનીખાન જાલોરી જો કે આ વખતે હાજર થયા હતા તો પણ ખાનખાનાને તેમની વૈર વાળી વર્તણુક નજરે આવેલી હતી, તેથી તે તેમને કેદ કરી અમદાવાદ લઇ ગયો. ખાનખાનાએ તેમની પાસેથી જાલોર છીનવી લઇ ત્યાં પોતાની ફોજ રાખી થોડા વખત પછી સૈયદ મહેમુદ બારાહના પુત્ર સૈયદ જમાલુદ્દીન જે કેટલાંક વર્ષોથી હમી નામની ગુણકાથી રંડીબાજીમાં લપટાયો હતો અને શહેનશાહ વિરૂદ્ધ કેટલીક ફોજ એકઠી કરી પહાડોમાં આશરો લઇ આસપાસના પરગણાંઓમાં લૂટફાટ કરતો અને ધાડ પાડતો છેવટે પોતાના કાકા સૈયદ કાસમના આશ્રય નીચે પાટણમાં આવી રહેલો હતો, તેને પણ બાદશાહી હુકમથી બોલાવી કેદ કરી ખાનખાનાએ ગઝનીખાનના ભેગો લાહોર મોકલી દીધો.

**કેદમાંથી છોડાવવાની કોશીસ.**

ગઝનીખાનના ભાઇ ફીરોઝખાનને જાલોરમાં તેમના કેદ પકડાયાની ખબર મળતાંજ તે માલાણી પરગણાના રાડધરા ગામમાં ચાલ્યા ગયા. કેટલોક વખત વિત્યા પછી ગઝનીખાનના વફાદાર નોકર તુંવર દરંગજી અણુજીએ દિલ્હીમાં તેમની ખબર કાઢવાનો વિચાર કર્યો, અને ત્યા જવા માટે તેમની માતા અમરાંબાઇ પાસે તે રજા લેવા આવ્યો. દિલ્હી જેવા મોટા શહેરમાં ગઝની-

ખાનની ભાળ મેળવવી, તેમજ બાદશાહી દરબારમાં તેમના નોકર દરૂંગજીનો પત્તો લાગવો મુશ્કેલ સમજી અમરાંબાઇએ પડેલ વિપત્તીઓ દર્શાવી એક પત્ર અકબર બાદશાહના માનીતા મુસાહબ બીકાનેરના રાજા રાયસીંગ રાઠોડ ઉપર લખી દરૂંગજીને આપ્યો. પત્ર તથા કેટલીક ભેટો લઇ તુંવર દરૂંગજી દિલ્હી આવ્યો. ત્યાં તેણે રાજા રાયસીંગની* હજુરમાં અમરાંબાઇનો પત્ર તથા ભેટો હાજર કરી મોઢેથી તમામ હકીકત નિવેદન કરી અને ગઝનીખાનના છુટકારા માટે અરજ ગુજારી.

કેદમાંથી મુક્ત થવું.

રાયસીંગ રાઠોડ હોંશિઆર, ડાહ્યો અને પરોપકારી નર રત્ન હતો. દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરી તેણે ગઝનીખાનના છુટકારા માટે બાદશાહની માનીતી બેગમ જોધબાઇને ભલામણ કરી. અમરાંબાઇ અને બેગમ જોધબાઇ બન્ને રાઠોડ પુત્રી હોવાથી પ્યારની લાગણીઓથી દોરવાઇ જોધબાઇએ પોતાના સ્વામીને ગઝનીખાનને કેદમાંથી મુક્ત કરવા માટે બહુ આગ્રહ પૂર્વક અરજ કરી. ગઝનીખાનના સુભાગ્યે જોધબાઇની આગ્રહવાળી અરજ બાદશાહે ધ્યાનમાં લઇ તેમને કેદમાંથી મુક્ત કર્યા. આ પ્રમાણે પાંચ વર્ષ કેદ ભોગવી ગઝનીખાન મુક્ત થયા.

ચારણો પાસેથી એવી હકીક્ત નીકળે છે કે જ્યારે બેગમ જોધબાઇએ પોતાના ખાવિંદ અકબર બાદશાહને ગઝનીખાનને છોડવા માટે અરજ કરી ત્યારે બાદશાહે પૂછ્યું કે ગઝનીખાન પઠાણ મુસલમાન હોઈ તમારો તથા રાજા રાયસીંગનો શું સગો છે કે તમો આટલા બધા આગ્રહથી તેમના માટે અરજ કરો છો. જોધબાઇએ કહ્યું કે ગઝનીખાન મારો ભાણેજ છે, કારણ કે તેમની માતા અમરાંબાઈ બારમેરના રાવ રાઠોડ ભીમદેવની પુત્રી છે, તેમજ મારો ભાઇ પૃથુરાજ† રાઠોડ જાલોર સાથે સંબંધ ધરાવતો હોવાથી તેની અને અમરાંબાઈ વચ્ચે ભાઇ બેનનો સંબંધ છે. અકબર બાદશાહ રજપુતોને ચાહતો હતો. ગઝનીખાનનું મોસાળ રાઠોડોમાં હોવાનું જાણી તેણે બેગમ જોધબાઇની અરજ ઉપર ધ્યાન આપ્યું અને ગઝનીખાનને એકદમ કેદમાંથી મુક્ત કર્યા.

---

* રાજા રાયસીંગ રાજા કલ્યાણસીંગનો દિકરો હતો, તેનો અને અકબર બાદશાહનો વિવાહ જેસલમેરમાં બંન્ને બહેનો સાથે થએલ હોવાથી તેઓ સગપણમાં સાઢુ થતા હતા. રાયસીંગ અકબર બાદશાહનો બહુ માનીતો સરદાર હતો. 'મુન્તખેબુત' તવારીખમાં તેને 'રાયસીંગ દરબારી'ના નામથી ઓળખાવેલ છે.

† પૃથુરાજ રાઠોડ મારવાડના રાજા માલદેવ રાઠોડના બાર પુત્રોમાનો એક હતો. તે જાલોરના જાગીરદારનો ભાણેજ હતો. ( જુઓ ટૉડ રાજ્યસ્થાન. )

આ પ્રસંગે ગઝનીખાનના મોટા મનનું એક દ્રષ્ટાંત અમે ટાંકીએ છીએ.

ગઝનીખાનનું મોટું મન અને તે ઉપર બાદશાહનું પ્રસન્ન થવું.

નવાબ ખાનખાનાએ ગઝનીખાનની સાથે પાટણથી સૈયદ જમાલુદ્દીનને કેદી બનાવી મોકલ્યો હતો. તેઓ બન્ને એકજ કેદખાનામાં હતા, અને એક બીજા ઉપર પ્રીતિ રાખતા. જ્યારે ગઝનીખાનને છોડવાનો દારોગા ઉપર હુકમ આવ્યો ત્યારે ગઝનીખાને કહ્યું કે હું તથા પાટણનો સૈયદ જમાલુદ્દીન* એકજ કેદખાનામાં લાંબા વખતથી કેદી તરીકે ભેગા રહ્યા છીએ, માટે બાદશાહ જો કૃપાવંત થઇ તેને પણ મારી સાથે કેદમાંથી છોડે તોજ હું મુક્ત થવા રાજી છું; નહિતો અમો બન્ને કેદખાનામાં રહી અધૂરી જીંદગી પુરી કરીશું. દારોગાએ આ ખબર બાદશાહને પહોંચાડી. બાદશાહે ગઝનીખાનના મોટા મન ઉપર પ્રસન્ન થઇ તેની સાથે સૈયદ જમાલુદ્દીનને પણ છુટો કર્યો.

અફઘાનો સાથેની લડાઈ. ગઝનીખાને બજાવેલ સેવા અને તેની કદર

પોતાની મહેરબાનીના એક વધુ ચિન્હ તરીકે અકબર બાદશાહે ગઝનીખાનને બાદશાહી દરબારમાં આવવાની પરવાનગી આપ્યાથી ગઝનીખાન દરરોજ રાજા રાયસીંગ સાથે બાદશાહી હજુરમાં હાજર થતા. ઈ. સ. ૧૫૮૫ માં સરહદ ઉપરની અફઘાનો સાથેની લડાઇમાં રાજા બીરબલ માર્યો ગયો, ત્યારે બાદશાહે ટોડરમલ તથા રાજા માનસીંગ કચ્છવાહાની સરદારી નીચે એક મોટું લશ્કર અફઘાનોને સજા કરવા મોકલ્યું. તેમાં ગઝનીખાનને પણ એક સરદારની જગ્યો મળી. તેમના ભવિષ્યના ઉદયનો આધાર આ નોકરી ઉપરજ હતો. જો આમાં જોખમ ખેડી જુન્દ-તુલ-મુલ્ક મલેક ઊસ્માનખાનની માફક બાદશાહી નોકરી હું બહુ બહાદુરીથી અને નિમકહલાલીથી બજાવીશ, તો બાદશાહ ખુશી થઈ મને જાલોરનો મુલક પાછો સોંપશે, નહિ તો મારી જીંદગી દુઃખમાં ગાળવી પડશે, એમ સમજી ગઝનીખાને આ લડાઇમાં બાદશાહની બહુ સારી સેવા બજાવી. રાજા રાયસીંગ પણ મોટા લશ્કરના સરદાર તરીકે સાથેજ હતો. તેણે ગઝનીખાનના શૌર્યની અને હિંમતની પ્રશંસા રાજા ટોડરમલ તથા માનસીંગ પાસે કરી, જેમણે તેની સારી સેવા બાદશાહને જાહેર કરી. આ ઉપરથી બાદશાહે ખુશી થઈ લડાઇમાંથી છુટા પડતાંજ તેમને કેટલાક કિંમતી શિરપાવો

---

* મુન્તખેબુત નામની તવારીખમાં લખ્યું છે કે સૈયદ જમાલુદ્દીનને કેદમાંથી મુક્ત કર્યો છતા પણ તેણે દુષ્ટ કૃત્યો કર્યાં જેથી અકબર બાદશાહ બહુ ગુસ્સે થયો અને તેને શૂળીએ ચડાવ્યો.



બાદશાહ અકબર તરફથી ઈનાયત થએલ તરવાર

બક્ષિ, પોતાના દરબારમાં ઉંચા પ્રકારની બેઠક આપી, "ચાર સદી" ના અમીરોની પંક્તીમાં દાખલ કર્યા. ( જુઓ આઇને અકબરી. )

ગઝનીખાનનું લગ્ન અને બાદશાહની બક્ષિસો.

અકબર બાદશાહને ગઝનીખાનની ચાલ ચલગત ઊમદી જણાયાથી તેણે તેમની સાથે પોતાની ધાવ બ્હેન બાનુ બેગમનું લગ્ન કીધું. મુન્તખેબુત તવારિખમાં આ લગ્નની બાબતમાં નીચે પ્રમાણે લખ્યું છે.

"છેવટે ગઝનીખાનનો વિવાહ ખજાનચી મીયાં મહમદ વફાની દિકરી સાથે કરવામાં આવ્યો" વળી બાદશાહે પોતાની સેવાના બદલામાં ગઝનીખાનને તેમના વડવાઓની જાલોર રાજ્યની સનદ નવી કરી આપી, અને ભીનમાળ, સાચોર વગેરે જપ્ત કરેલાં પરગણાં ઉપરથી જપ્તી ઉઠાવી દઈ પાલણપુર, ડીસા, તથા દાંતીવાડા વગેરે ચાર પરગણાં બાનું બેગમની પહેરામણીમાં તેમજ બક્ષિસ તરીકે આપ્યાં. આ ઉપરાંત ગઝનીખાનને અકબરે ગુજરાતના બાદશાહ તરફથી મળેલ "મલેક"ના ખીતાબ સાથે તેમના વડવાઓના "ખાન" અને "દિવાન"ના હોદ્દાઓ લખી લાહોરની સુબાગીરી આપી. ( જુઓ ઈમ્પીરીયલ ગેઝેટીયર વોલ્યુમ ૧૯ પૃષ્ટ ૩૫૩ ).

બાદશાહની વિશેષ નવાજેશો.

કેટલાક વખત પછી ઇ. સ. ૧૫૮૯ માં પોતાની માનવંતી બેગમને સાથે લઇ ગઝનીખાને જાલોર જવા રજા લીધી, ત્યારે નીકળતી વખતે અકબર બાદશાહે એક ભારે પોષાક, જગાએ મોરસ્સા, આરસ પહાણની જડતરની મુઠવાળી કિમતી તરવાર* બીજાં કિમતી હથિયારો, સોનેરી જીન લગામ સહીત એરાકી ઘોડો વગેરે શિરપાવમાં આપ્યાં.

નસીબના અજબ ફેરફાર અને ફતેહ સાથે મુગલાઇ સલ્તનતમાં ઉંચો દરજ્જો અને પાલણપુર ડીસા, વગેરે મુલક મેળવી, બાનુ બેગમને સાથે લઇ ઈ. સ. ૧૫૮૯ માં ગઝનીખાન જાલોર આવ્યા. વૃદ્ધ માતા અમરાંબાઈ જેમણે

* આ તરવાર પાલણપુર રાજ્યના તોષાખાનામાં હાલ પણ છે. દિવાન બહાદુરખાનના મરણ પછી પાલણપુર રાજ્યનો ખજાનો લુંટાયો ત્યારે આ તરવાર દિવાન સમશેરખાનને હાથ ગઈ. તેમના મરણ પછી દિવાન જોરાવરખાનના ભાઇ એહમદખાનના તોષાખાનામાં એ તરવાર ગઇ. એહમદખાન પાસેથી હાલના નવાબ શ્રી શેરમહમદખાને વેચાતી લીધી, અને પોતાના તોષાખાનામાં રખાવી જેની તસબીર અહીં મુકવામાં આવી છે.

ગઝનીખાનના કેદખાનાના દુઃખી દિવસો બહુજ રંજ અને દિલગીરીમાં પસાર કર્યા હતા, તેમને પોતાના દિકરાને ઉંચા દરજ્જા અને બાદશાહી મહેરબાની સાથે જાલોર આવતો જોઇ અત્યંત આનંદ થયો; અને બાનુ બેગમને લીધેજ આટલા લાભો પ્રાપ્ત થએલા જોઇ તેમણે ' રાજરાણી '* નો ઇલકાબ બાનુબેગમને ધારણ કરાવ્યો. બાનુબેગમ હવે રાજરાણીના નામથી ઓળખાવા લાગ્યાં.

ગઝનીખાન જાલોર આવ્યા પછી પોતાનો વખત રાજ્યમાં સુધારો કરવામાં અને સુખ શાન્તિ તથા પરોપકારી કાર્યોમાં પસાર કરવા લાગ્યા.

ગઝનીખાનનું શાહજાદા ખુરમની ફોજમાં સલાહકાર તરીકે નીમાવું.

ઇ. સ. ૧૬૦૫ માં મોગલ શહેનશાહતની જાહોજલાલીને પૂર્ણ કળાએ પહોંચાડનાર અને ધર્મનો ભિન્નભાવ નહિ રાખતાં સર્વ રૈયતને સમ દૃષ્ટિથી જોનાર મહાન્ અકબર હિંદની પ્રજાને ખેદ અને રંજમાં મૂકી આ ફાની દુનિયા છોડી સ્વર્ગવાસી થયા. તેની પછી શાહજાદો સલીમ જહાંગીર નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો. ઇ. સ. ૧૬૧૩ માં જહાંગીર બાદશાહે ખાન આજમને બદલે શાહજાદા ખુરમને ( જે જહાંગીર પછી શાહજહાં નામ ધારણ કરી દિલ્હીનો બાદશાહ થયો તેને ) સીપેહ સાલારની પદવી આપીને મેવાડના રાણા અમરસીંગના સામે મોકલ્યો. ગઝનીખાન જેને આ વખતે બાદશાહે વિજાપુરના ' મુંતજી મે આલા ' નીમ્યા હતા, તેમને તથા ઉબેદુલ્લાખાન સુબેદારને આ લડાઇમાં શાહજાદા ખુરમના લશ્કરી સલાહકારો બનાવ્યા હતા. રાણા અમરસીંગ સાથેની લડાઈ વખતે તેઓ બન્ને શાહજાદા સાથે હતા. તેઓ બહાદુર અને અનુભવી લડવૈયા હોવાથી શાહજાદો દરેક સમયે તેમની સંમતિ પ્રમાણે ચાલતો. લડાઇમાં અમરસીંગને હરાવી તેના પુત્ર કરણસીંગને પકડી શાહજાદો ખુરમ પોતાના પિતા પાસે અજમેર આવ્યો. ગઝનીખાન અને ઉબેદુલ્લાખાનની સલાહ પ્રમાણે જહાંગીર બાદશાહે મેવાડમાં ફરી બંડ ન થાય એ હેતુથી ઠેકાણે ઠેકાણે લશ્કરી થાણાં ગોઠવ્યાં.

વિજાપુરમાં દેહ ત્યાગ.

આ લડાઇ પછી ગઝનીખાન વિજાપુરમાં આવ્યા; ત્યાં તેઓ અચાનક બીમાર થઇ ગયા અને ઇ. સ. ૧૬૧૬ માં પોતાની ફરજો બજાવતાં સ્વર્ગવાસી થયા.

---

* આ રાજરાણી નામ એટલું શુભ ગણાયું કે હાલ પણ હેવાણી વગેરે કેટલીક પુત્રીઓના નામ ' રાજરાણી ' ધરાવવામાં આવે છે.

તેમના શબને ઘણા ઠાઠ અને માનથી જાલોર લાવવામાં આવ્યું, અને મલેક ઊસ્માનખાનના રોજામાં તેને દફન કરવામાં આવ્યું.

**તેમના પ્રશંસનીય ગુણો.**

ગઝનીખાન બહુજ ખુબસુરત ચહેરાના અને ડોળવાળા બાંધાના બહાદુર રાજા હતા. તેઓ કુટુંબ પાલન કરવાનો ઉચ્ચ સદ્ગુણ ધરાવતા હતા. તેમણે પોતાના ભાઇ ફીરોઝખાન તથા ભત્રિજા તાજખાનને રાજ્યમાં મોટી પદવી અને હોદ્દાઓ આપ્યા હતા, તેમજ બીજા સગાંવહાલાંને સારે દરજ્જે પહોચાડયાં હતાં.

જાલોરની ગાદી ઉપર ઝુબ્દ-તુલ્-મુલ્ક મલેક ઊસ્માનખાન પછી પ્રતાપી નરેશ ગઝનીખાનજ બીજા થયા. તેમના વખતથીજ જાલોર રાજ્ય મોગલ શહેનશાહતના આધિપત્ય નીચે બરોબર આવ્યું. મોગલ શહેનશાહતની સર્વોપરિ સત્તા કબૂલ કરવામાં તેમજ અકબર બાદશાહની તનમનથી સેવા કરવામાં પોતે પછાત રહ્યા નહિ, તેથી જાલોર રાજ્યને નુકશાન પહોચ્યું નહિ, એટલુંજ નહિ પરંતુ અકબર બાદશાહે તેમની કદર કરી " મહાખાન " અને ' દિવાન ' ના માનવંતા ખીતાબો વંશપરંપરા બક્ષિસ કરીને તેમજ તેમના માન મરતબામાં વૃદ્ધિ કરીને પાલણપુર, ડીસા, દાંતીવાડાનો મુલક આપ્યો. પોતાની ડાહી, દીર્ઘદૃષ્ટિવાળી અને સમયસૂચક રીતભાતથી પોતે મોગલ શહેનશાહતના અમીરોની પંક્તિમાં આવવા ભાગ્યશાળી થયા. તેમણે હેતાણી ખાનદાનને ઉચ્ચતર સ્થિતિએ પહોંચાડયું.

**ઈમારત વગેરે બાંધકામો.**

અકબરાબાદ અને દિલ્હી જેવાં નામીચાં શહેરોમાં બાદશાહી હજુરમાં ગઝનીખાને કેટલોક સમય ગાળેલ હોવાથી તેમજ તેવા શહેરોનો અનુભવ હોવાથી તેમણે જાલોર રાજ્યમાં ઘણો સુધારો કર્યો અને લોકોપયોગી બાંધકામો ઘણાં કર્યાં. તેમણે જાલોરમાં પાણીની તંગી મટાડવા સારૂ કેટલાક કુવા અને તળાવો બંધાવ્યાં, અને મુસાફરો માટે રહેવાની તેમજ ખાવાપીવાનું મળી શકે તેવી ધર્મશાળાઓ બંધાવી. આ ધર્મશાળાઓમાં ખાવાપીવાની સગવડ રહેતી અને તે ' ખાનકા ' ધર્મશાળાના નામથી ઓળખાતી. આ ઉપરાંત કેટલીક ઇમારતો તથા બગીચાઓ તેમણે બંધાવ્યા હતા. ભાટ ચારણોના ચોપડાઓમાંથી નીચે દર્શાવેલ બાંધકામો બંધાવ્યાનાં લખાણ મળી આવે છે.

(૧) સોનગરા કિલ્લા ઉપર એક જનાનખાના માટે તથા એક પુરૂષો માટે

એવા બે મહેલો તેમણે બંધાવ્યા હતા. મહેલોની આસપાસ એક સુશોભિત બાગ ફુવારા વગેરેની ગોઠવણવાળો કરાવ્યો હતો. તેમાં એક મોટો કુવો "ગઝની કુવો" ગઝનીખાને પોતાના નામથી બંધાવ્યો હતો. આ બગીચામાં અમીર માણસો હવા ખાવા આવતા હતા. આ બાગ પાસે એક તળાવ બંધાવ્યું હતું, અને તેમાં પહાડી ઝરણનું સ્વચ્છ પાણી વાળ્યું હતું. આ તળાવને સ્વચ્છ રાખવા સારૂ ખાસ સંભાળ લેવામાં આવતી હતી.

(૨) આ ઉપરાંત એક બીજો લોકોપયોગી બાગ જાલોર શહેર બહાર બનાવ્યો હતો. વળી એક બીજો બાગ પોતાની પુજ્ય માતુશ્રીના નામથી બંધાવ્યો હતો. તેમાં ઢોરોને પાણી પાવા સારૂ એક મોટો હવાડો રાખ્યો હતો. તેના એક ખુણામાં મુસાફરો માટે ધર્મશાળા બાંધી હતી.

(૩) ગઝનીખાને પોતાના ભાણેજ કાસમખાન અને જમાઇ નીજામખાનની કબરોને દુરસ્ત કરાવી તે ઉપર એક મોટો રોજો બાંધ્યો હતો, જેની અંદર પથ્થરનું કોતરકામ ઘણું સારૂં કરાવ્યું હતું.

## गीत.

भड नवडांत्रवध धडाके भंजीया—आया सामा करे अणी,
हाके गजनीखांन चडे हठ—धरपत कोटां गढां धणी.
खांना तणो चड्यो खळ खेघे—आजाळ रण सजे आगाह,
भालां तणी मंडाडे भाखळ—राव रांणा हाके रम राह.
हेता हरे हाकीया हेंदु—लागु लडे कीया सह लोट,
थट उथल सोजे सह ठांसे—कलव चडे सोजे गढ कोट.
पोंहके वळे परखते पेठा—के कुदे मृतभांय कुआ,
मारु राव सकार चडे महि—हाले दोखी हरण हुआ.

## गीत.

सोळेसे सवंत वरस चाळीसो—वार रवी तथ बीज वसेक,
अकबरशाह कह्यो उमरावां—धारो कोय अटक पर धेख.

गजण वडे कहीयो गाढांगर-तद मुज हुकम दीयो सुलतांण,
लश्कर चार लाख द्यो लारां-अटक परे जई फेरूं आंण.
हथसे पांन दीयो पत साहे-सीतरखांन उमराव सुणो,
अकबरशाह वगसीयो अणदन-पदवी देश दीवांणपणो.
बुढण हरो पठांण महावळ-तद चढीयो बांधे तरवार,
लश्कर चार अभे लेई लारां-वडो गजण अकबररी वार.
पणीए मास थयो अटकां पर-हाथी पग दावी धर हेठ,
वार वरस लडीयो धज बांधी-मण घर भोम कीयो डरभेट.
आयो जीत दलेसर आगे-पणीए अटकां हुंत पठांण,
सांदु माल कयो नृप सारो-दलसुं साह कयो दीवांण.

## दोहरा.

गेघड देखी गजनी-युं वधया भज दंड
आजुको उपाडसी-वेहारी व्रहमंड.

## दोहरो.

गजन अकबर युं कह्यो-ले वीडोश्री हथ्थ
तो सारीखे जीतणो-वेरीयां में भारथ.

## दोहरो.

नार कहे हदमां रहो-पीयु चोवटे मखेल
सुंणसे गजण महावली-तुं तुंवा हुं वेल.

---



## દિવાન પહાડખાન. (પહેલા)
## ઇ. સ. ૧૬૧૬–૧૬૧૮.



**ફિરોઝખાન અને રાજરાણી વચ્ચે ઝગડો.**

ઝનીખાનનો ઘણો વખત બાદશાહી નોકરીમાં તેમજ હાકેમ તરીકે વિજાપુરમાં ગયેલ હોવાથી તેમની ગેરહાજરીમાં જાલોરનો રાજ્યકારભાર તેમના ભાઇ ફિરોઝખાને ચલાવ્યો હતો. તેમના મરણ પછી ફિરોઝખાન અને બાનુ બેગમ વચ્ચે રાજ્ય પ્રકરણીય ઝગડો ઉભો થયો. ફિરોઝખાને જાલોરની સર્વ સત્તા હાથમાં લેવા, અને ગઝનીખાનના પુત્ર પહાડખાન જે ખરા હકદાર વારસ હતા તેમનો હક ડુબાવવાને માટે ભારે કોશીસ કરી. આ ખટપટની ખબર બાનુ બેગમને પડતાંજ તે પહાડખાનને લઇને બાદશાહ જહાંગીરની હજુરમાં તેમનો હક સાબીત કરવા ગયાં. તેમણે જહાંગીર બાદશાહને અરજ કરાવી કે જાલોરની ગાદીનો ખરો હકદાર વારસ મારો પુત્ર પહાડખાન છે. બાદશાહે બાનુ બેગમનું સગપણ ધ્યાનમાં લઇ પહાડખાનને ખરા હકદાર ઠરાવી જાલોરની સનદ આપી, અને ફિરોઝખાનને તેમના નિભાવ માટે ભીનમાળ અને સાચોરની જાગીર ઇનાયત કરી. વળી પહાડખાનની પાસે જાલોરમાં સવારી માટે કોઇ સારો હાથી નહિ હોવાથી બાદશાહે એક ખુબસુરત હાથી અંબાડી સહિત તેમને બક્ષિસ કર્યો અને જાલોર જવા રજા આપી. આ પ્રમાણે ઈ. સ. ૧૬૧૬ માં બાદશાહી સનદ મેળવી દિવાન પહાડખાન જાલોરની ગાદી ઉપર આવ્યા.

**દક્ષિણ ઉપર ચડાઇ.**

ગાદીએ આવ્યા પછી તરતજ દિવાન પહાડખાન તથા તેમના કાકા ફિરોઝખાનને ખાનજહાન લોદીની સાથે દક્ષિણ ઉપરની ચડાઇમાં જવા જહાંગીર બાદશાહે મોકલ્યા. ત્યાં ફતેહ થવાથી તેઓની સારી સેવાની કદર કરી બાદશાહે દિવાન પહાડખાનને મધ્ય હિન્દુસ્તાનમાં આવેલ બુરહાનપુરની અને ફિરોઝખાનને બાલાપુરની હાકેમી આપી. ફિરોઝખાનની જાગીર દિવાન પહાડખાનના કરતાં બહુજ નાની હતી; પરંતુ પોતે તેમના કરતાં વધારે હોંશિયાર અને કાર્ય દક્ષ હોવાથી તે તેમના જેટલાજ મોભાથી રહી શકતા હતા.

ગાદીએ આવ્યા ત્યારે દિવાન પહાડખાન યુવાન્ વયના હતા. આ ઉમરે ધન અને રાજ્ય પ્રાપ્ત થવાથી પોતે એશ આરામમાં પડી ગયા. વળી પોતાના હોંશિયાર અને કાર્યદક્ષ કાકા ફિરોઝખાન સાથે અણબનાવ હોવાથી તેમને રાજ્ય કાર્યમાં વાકેફ કરનાર અને નીતિનો માર્ગ બતાવનાર કોઇ નહોતું. અક્કલમંદ અને ડાહ્યા મુત્સદ્દીઓને બદલે તેમની આસપાસ સ્વાર્થી, નીચ, અને ખુશામતખોર હજુરીઆનું ટોળું એકઠું થયેલું હતું. આવા પ્રતિકુળ સંયોગોમાં પહાડખાન નીચ લોકોની જાળમાં દિન પ્રતિદિન વધારે ફસાવા લાગ્યા. તેનું વિપરિત પરિણામ એ આવ્યું, કે તેઓ દારૂ પીતાં શીખ્યા, અને વ્યભિચારી બન્યા. કચેરીમાં અહોનિશ કેફી વસ્તુઓનો છૂટથી ઉપયોગ થવા લાગ્યો અને ગણિકાઓ આઠે પહોર પોતાના નાચ ગાયનથી રીઝવવાને હાજર રહેવા લાગી. હવાખાવાની જગ્યા ઉપર દરરોજ દિવાન પહાડખાન આ નીચ ટોળાને લઇને ગોઠો રાવણાં કરવા જતા; જ્યાં તેઓ કેફમાં ચકચુર બની એક બીજાની આબરૂ પર આવતા. એક તરફ નીચ ખટપટીઆ લોકો પહાડખાનના આ દુર્ગુણોનો લાભ લેવા લાગ્યા, ત્યારે બીજી તરફ લોકપ્રિય રાજ્યકર્તા ગઝનીખાનના સમયના વફાદાર મુત્સદ્દીઓ તથા શુભેચ્છકોને બહુજ અફસોસ અને રંજ થવા લાગ્યો. પહાડખાનના દુરાચરણની અને એશઆરામની ખબર તેમનાં પુજ્ય માતુશ્રી બાનુ બેગમને પડતાંજ તેઓ પોતાના પુત્રને આ દુષ્ટ મંડળીની સોબતમાંથી મુક્ત કરી તેમની ચાલચલગત સુધારવાને એકદમ બુરહાનપુર ગયાં. ત્યાં તેમણે પહાડખાનને દુષ્ટ વ્યસનો ત્યાગ કરવા ઘણી શિખામણ આપી; પરંતુ દુર્ગુણના ખાડામાં પતિત થયેલા પુત્રને આની કંઇપણ અસર થઇ નહિ. પહાડખાનને સુધારવાના સર્વ ઇલાજો પત્થર ઉપર પાણીની માફક વ્યર્થ ગયા, ત્યારે બાનુ બેગમે દુષ્ટ હજુરીઆ મંડળને ધમકી આપી પોતાના પુત્ર પાસેથી ખસેડવા કોશીશ કરી. આ યત્ન પણ નિષ્ફળ થયો.

એશ આરામ તરફ વલણ અને ખુશામતી મંડળી.

કુદરતને પહાડખાનના હાથથી રાજ્યનો અજબ ફેરફાર અને મહાન્ ઘોર કર્મ કરાવવાનું હોવાથી બાનુ બેગમની એકપણ કોશીસ સફળ થઇ નહિ. પહાડખાન બહુ દુર્ગુણી બન્યા, અને તેમના નીચ ખુશામતીઆઓએ બાનું બેગમની ધમકીની પરવા ન કરતાં તેમનુંજ કાસળ કાઢવા ઈરાદો કર્યો. તેઓએ જાણ્યું, કે જો પહાડખાનને આપણી જાળમાંથો છોડાવવા બાનુ બેગમ ફતેહમંદ થશે, તો આપણું ભવિષ્ય માઠું નીવડશે, આપણી માટી ચુંથાશે, અને દુર્દશા થશે; તેથી તેમની વિરુદ્ધ તેઓએ પહાડખાનના કાનમાં ઝેર રેડવા

માંડ્યું, અને મા દિકરા વચ્ચે ખટપટનું બી રોપ્યું. પહાડખાન મૂર્ખ અને અક્કલહીન હોવાથી આ નીચ લોકોના ભરમાવ્યાથી તેમની "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ થઇ." તેમણે પોતાની માતુશ્રીનું ખુન કરવાનું, કુળને કલંકિત કરનારૂં, નીચ, હીચકારૂં, ઘોર કૃત્ય કરવાનો ઇરાદો કર્યો, અને તે માટે દુષ્ટ રાયસીંગ દેવળ, ખુમજી દાયમા, ઠગજી દેપાળ, અને મલુખાખાન નામના ચાર નામકહરામ અસુરોને હુકમ આપ્યો. તેઓએ પહાડખાનની માતુશ્રી બાનુ બેગમ જેણે અત્યંત કષ્ટો સહન કરી ફિરોઝખાન જેવા સુજ્ઞ રાજ્યદ્વારી સગાથી દુશ્મનાવટ બાંધી પોતાના પુત્રનો ગાદી ઉપરનો હક હીંમતથી જહાંગીર બાદશાહ પાસે જઇ લાગવગ લગાડી કાયમ કરાવ્યો હતો, જે પહાડખાનને દુર્ગુણના અગાધ ખાડામાં સડતા જોઇ દિલગીરી અને અફસોસીમાં તેમને સુધારવાની કંઇક આશાએ આત્મસુખનો ભોગ આપી જાલોરથી ઘણે દૂર આવેલા બુરહાનપુરમાં એકદમ આવ્યાં હતા, અને જેણે તેમની નીચ મંડળીને ધમકી આપી પુત્ર વાત્સલ્યના લીધે પોતાના ઉપર આફતનું જોખમ વ્હોરી લીધું હતું, તેમને ઘોર રાત્રિએ તરવારથી કતલ કર્યાં, અને લાસને ખાડો ખોદાવી ત્યાંજ દટાવી દીધી. આ નીચ ખુનનો શક કોઇને પડે નહિ એ હેતુથી પહાડખાને ત્યાં તંબુ ઉભો કર્યો, અને આસપાસ પહેરો બેસાડયો. પણ કુદરતનો ભેદ વિચિત્ર છે. ગમે તેવા હોંશિઆર અને સાવધ નીચ કર્મ કરનારને તે ભૂલથાપ દઇ તેનું ઘોરકર્મ બહાર પાડી દે છે. આ બનાવ રાત્રીએ તો છૂપો રહ્યા, પરન્તુ દિવસ ઉગતાંજ જેમ સૂર્ય અંધકારનો નાશ કરી પ્રકાશને ફેલાવે છે, તેમ તે અજવાળામાં આવવા લાગ્યો. થોડીવારમાં ખાનજહાન લોદીને આની ખબર પડી. તેણે આ થયેલ ખૂનની અને પહાડખાનના દુર્ગુણોની હકિકત બાદશાહની હજુરમાં મોકલી. આ સાંભળી જહાંગીર બાદશાહ અત્યંત દિલગીર અને ગુસ્સે થયો. પહાડખાનને એકદમ કેદી બનાવી પગમાં બેડી નાખી પોતાની હજુરમાં મોકલી દેવા બાદશાહે ખાનજહાન લોદીને હુકમ લખ્યો. આ હુકમ લઇને તે પહાડખાન પાસે આવ્યો અને ત્યાંથી તેમને ચતુરાઇથી પોતાના મુકામે લઇ ગયો. પછી તેણે પોતાના વિશ્વાસુ માણસ સાથે તેમને કેદી બનાવીને જહાંગીર બાદશાહ પાસે મોકલી દીધા.

**પહાડખાનનું કેદી બનવું અને ગુન્હાની તપાસ.**

પહાડખાન કેદી થઇ જંજીર પહેરી બાદશાહ હજુરમાં હાજર થયા, ત્યારે બાદશાહે તેમના ઉપર રહેમ લાવી ફરમાવ્યું કે તમારા જે દુષ્ટ લોકોએ બાનું બેગમનું ખૂન કર્યું છે, તેમનાં મને

નામ આપો. હું તેમને પકડી મંગાવી દેહાંત શિક્ષા કરી તમને મુકત કરીશ. પણ પહાડખાનના શિર ઉપર મૃત્યુ ભમી રહ્યું હતું, તેથી તે શી રીતે બચી શકે ? તેમણે કહ્યું કે મારી માતુશ્રીનું ખૂન કરનાર હું પોતેજ છું, તેમાં બીજું કોઇ સામીલ નથી. પહાડખાનના આવા હઠીલા અને આડા જવાબથી બાદશાહ અત્યંત ગુસ્સે થયો અને તેમને દેહાંત દંડની સજા કરી.

હાથીના પગે બાંધી મારી નાખવાની સજા.

બેગમ નુરજહાનને આ હકિકતની ખબર પડી ત્યારે તેણે બાદશાહ આગળ પહાડખાનની સીફારસ કરી અરજ કરી કે ગુન્હેગાર પહાડખાન નિશાખોર અને વ્યભિચારી છે. તે હંમેશાં દારૂ પીને નિશામાં પોતાનું ભાન અને સાન ભૂલી જાય છે, તેથી નિશાની હાલતમાં તેની માતુશ્રીનું ખૂન તેણે કરાવ્યું હોય તો નવાઇ નથી. વળી તેણે આપ નામદારની હજુરમાં ગુન્હો કબૂલ કર્યો, તે ઉપરથી તેનું ભાન વગરનું મગજ જણાઇ આવે છે. વળી તેણીએ વધારામાં કહ્યું કે મુસલમાની ધર્મના કાયદા મુજબ આવી સ્થિતિમાં ખૂની ભારે સજાને પાત્ર થતો નથી. આવી રીતે પહાડખાનનો જીવ બચાવવાને બેગમ નુરજહાને સંપૂર્ણ કોશીશ કરી; પરંતુ નુરજહાનની અરજ જે હરવખત અત્યંત પ્રેમને લીધે બાદશાહ જહાંગીર કબૂલ રાખતો, તે પહાડખાનના કમનસીબે આ પ્રસંગે કબૂલ થઇ નહિ, અને બાદશાહ ઉલટો વધારે કોપાયમાન થઈ બોલ્યો, કે આવા મનુષ્યનું દુનિયામાં જીવવું એ વ્યર્થ અને બીજાઓને નુકસાન કર્તા છે. પહાડખાનને હાથીના પગે બાંધી બજારમાં ફેરવી રીબાવી રીબાવી મારી નાખવાનો હુકમ બાદશાહે કર્યો. ઇ. સ. ૧૬૧૮.

કહેવામાં આવે છે, કે હાથીઓનો દરોગો પહાડખાનના પિતા દિવાન ગઝનીખાનનો જુનો દોસ્ત હતો. જ્યારે તેને આ હુકમના ખબર મળ્યા, ત્યારે તેણે હાથીવાનોને ગુપ્ત હુકમ કીધો કે પહાડખાનની નીચે દોરડાં એવી રીતે ગોઠવી બાંધો કે પહાડખાનના શરીરને જરા પણ ઇજા આવે નહિ, અને ધમકી આપી કે જો પહાડખાનના શરીરને જરાપણ ઈજા થવા દીધી તો હું તમને શી શિક્ષા કરીશ તે કહી શકતો નથી. દરોગાના હુકમ અનુસાર આ લોકોએ તેમના શરીરને ઇજા થવા દીધી નહિ. તેઓ હાથીના પગે તેમને બાંધી બજારમાં ફેરવી પાછા લાવ્યા. દરોગાએ હાથીના પગે બાંધેલ પહાડખાનને બાદશાહની સામે ઊભા રાખી અરજ ગુજારી કે પહાડખાનને હુકમ મુજબ બાંધી બજારમાં ફેરવ્યા છે અને હાલ તે જીવે છે. બાદશાહ આ સાંભળી અત્યંત ગુસ્સે થયો, અને સખ્ત હુકમ કર્યો કે તેમના શિર ઉપર હાથીનો પગ દેવરાવી મારી નાખો.

**વફાદાર નોકરો**

પહાડખાનને કેદ કરી બાદશાહની હજુરમાં મગાવ્યાની ખબર જાલોરમાં પહોંચી, ત્યારે તેમના કેટલાક વફાદાર હિતેચ્છુ નોકરો જેઓ સમય ઓળખી પહાડખાનના દુરાચરણથી નારાજ થઇ પોતાનાં ઘર પકડી બેઠા હતા, તેઓ પોતાના ધણીને બચાવવાની કોશીશ કરવા માટે બાદશાહની હજુરમાં ગયા; પરંતુ તેમના પહોંચ્યા પહેલાં સજા અમલમાં મૂકાઇ ગઇ હતી.

**પહાડખાનના પુત્ર નિઝામખાન.**

બાનુ બેગમ સાથેના સગપણનો ખ્યાલ કરી જહાંગીર બાદશાહે પહાડખાનના સગીર વયના પુત્ર નિઝામખાન ઉપર દયા લાવી તેમને નુરજહાન બેગમના આશ્રય તળે ઉછેરવા અને કેળવણી આપવા હુકમ કર્યો. કમનસીબે નિઝામખાન જાલોરની ગાદી ઉપર આવવા પામ્યા નહિ. શાહજહાન બાદશાહે નિભાવ માટે ખેરાળુનું પરગણું તેમને બક્ષિસ કર્યું, જે ઉપર તે પોતાનું ગુજરાન સબુરીથી ચલાવવા લાગ્યા. તેમણે પણ મહેદવી પંથ સ્વિકાર્યો. સૈયદ રાજુને સાથે લઇ તે ખેરાળુ ગયા. ત્યાં તેમણે ડાઘરૂં બંધાવ્યું. પછી નિઝામખાનનું શું થયું તે જણાયું નથી. અફસોસ કારક છે, કે દિવાન ગઝનીખાન જેવા પરાક્રમી રાજ્યકર્તાની ઓલાદનો તેમની પછી ટુંક મુદતમાં આ પ્રમાણે અંત આવ્યો.

**શાહજાદા ખુરમની જાગીર સાથે જાલોરનુ જોડાઇ જવુ.**

પહાડખાનના સ્વર્ગવાસ પછી જાલોરને જહાંગીર બાદશાહે શાહજાદા ખુરમની જાગીરમાં જોડી દેવાનો હુકમ કર્યો, અને તેની સનદ શાહજાદાએ ફતેઉલ્લાબેગ મોગલને આપી. તે મોગલ આ સનંદ સાથે જાલોર આવ્યો, અને પહાડખાનની ગેરહાજરીમાં જે વફાદાર જાલોરીઓ રાજ્યકારભાર ચલાવતા હતા તેમને તેણે જાલોર સોંપી દેવા કહ્યું. લોહાની ખાનદાન સિવાય અન્ય હસ્તમાં જાલોરની ગાદી જતી દેખી આ જાલોરીઓ અત્યંત દિલગીર અને ગુસ્સે થયા. તે ખાનદાન તરફનો તેમનો પૂજ્યભાવ પુનઃ જાગ્રત થયો, અને ઉશ્કેરાઇ જઇ તેઓ બોલવા લાગ્યા કે અમો લોહાનો ખાનદાનને વફાદાર છીએ અને રહીશું; જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી અમો તે ખાનદાન માટે લડીશું, અને અમારી હયાતીમાં જાલોરની ગાદી બીજાને હાથ જવા દઇશું નહિ. લોહાનો ખાનદાન અમને અમારા પ્રાણથી અધિક પ્રિય છે, અને તેમના કબજામાંથી જાલોર છુટી બીજાના હાથમાં જતું જોવું, અને કલંકિત પરતંત્ર જીંદગી ભોગવવી તેના કરતાં લડીને પ્રાણ ગયા

કરવો એ અમે વધારે ઉત્તમ સમજીએ છીએ. પહાડખાનના કૃત્યો માટે જાલોરની ગાદી ઉપરથી લોહાની ખાનદાનનો હક દિલ્હી બાદશાહ ઉઠાવી દે અને તે બીજાને સોંપે તે અમો વફાદાર જાલોરીઓ શી રીતે સહન કરી શકીએ ? આવા સ્વદેશાભિમાની અને નિમકહલાલ જાલોરીઓના આવેશનું પરિણામ એ આવ્યું, કે સર્વ જાલોરીઓએ બાદશાહની ફોજ સાથે લડવાનો અને વગર લડાઈએ ફતે-ઉલ્લા-બેગને જાલોર નહિ સોંપવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેઓ ખીરની વાવ પાસે એકઠા થયા.. ફતે-ઉલ્લા-બેગે બાદશાહી સનદ સામે ન થવા તેમને બહુ સમજાવ્યા, અને કહેવરાવ્યું કે મારા કહેણ ઉપર જો વિશ્વાસ ન હોય તો તમારા માંના એકને મારી સાથે બાદશાહની હજુરમાં મોકલો, જ્યાં દરેક બાબતનો ખુલાસો થઇ જશે.

ફતે-ઉલ્લા-બેગની હાર.

ફતે-ઉલ્લા-બેગના આ સંદેશાથી જાલોરીઓ બહુજ ખીજવાયા અને બાદશાહની ફોજને સામે થવાથી પરિણામ શું આવશે, તેનો વિચાર કર્યા વિના એકદમ દુશ્મનો ઉપર તુટી પડયા. બેગે પણ પોતાના લશ્કરને લડવા હુકમ આપ્યો. પુર જોસથી કતલ ચાલી. ભાલા અને તરવારો ઉડવા લાગ્યાં, અને લડાઈમાં ભારે ખૂનરેજી થઈ. હેતમખાન મંડોરી, વિહારખાન ખુરમાણી, અમીરખાન નાગોરી વગેરે કેટલાક જાલોરીઓ બહાદુરીથી લડતાં કામ આવ્યા. છેવટે તેમની ફતેહ થઈ. બેગ પોતાના બચેલ લશ્કર સાથે નાઠો અને જહાંગીર બાદશાહની હજુરમાં જઇ તેણે સર્વ બીના રોશન કરી.

મહારાજા શૂરસીંગને જાલોરની સનદ મળવી

જહાંગીર બાદશાહે વિચાર્યું કે જાલોરીઓએ બેગને હાર ખવરાવી છે, એટલે તેને ફરી સનદ આપી જાલોર મોકલીશ તો તે ટકી શકશે નહિ; તેથી બાદશાહે તેને બદલે મારવાડના રાઠોડ શૂરસિંહને સનદ આપી. શૂરસિંહ બાદશાહી નોકરીમાં રોકાએલ હોવાથી તેણે પોતાના પુત્ર ગજસિંહને જાલોર ઉપર ચડાઇ કરી તેનો કબજો લેવા સારૂ જોધપુર લખી મોકલ્યું. કુંવર ગજસિંહે ભંડારી લુણાની આગેવાની નીચે એક ભારે લશ્કર લઇ, જાલોરના કિલ્લા ઉપર ચડાઇ કરી.

આ સમયે પહાડખાનના કુંવર નિજામખાન બાદશાહની હજુરમાં ઉછરતા હતા, તેમજ તેમના કાકા ફિરોઝખાન બાલાપુરની હાકમી ઉપર હતા, અને

તેમના દિકરા મુજાહીદખાન અને મલેમખાન પોતાના પિતાની જાગીરમા વખત પસાર કરતા હતા આ પ્રમાણે જાલોરો લશ્કર સરદાર વિના માથા વિનાની પાઘડી જેવુ થઇ ગયુ હતુ, તેથી વફાદાર મુત્સદીઓ અને જાલોરીઓ જેમણે ફતે-ઉલ્લા-બેગને હરાવી નમાડી મુક્યો હતો, તેઓ બધા વિખરાઈ જવા માડ્યા, અને આસપાસ લૂટ કરવા લાગ્યા જાલોરમા અ ધાધુધિ ફેલાઇ, જેનુ પરિણામ એ આવ્યુ કે રૈયત તથા તેમના વચ્ચે અણબનાવ થયો આવી સ્થિતિમા જાલોર નો કિલ્લો લેવો એ ગજસિહને મુશ્કેલ નહોતુ વળી તે કિલ્લાની કુચીઓ નાર ણદાસ કાળા રજપુતના હાથમા હતી તેણે ગજસિહથી મળી જઇ તેના લશ્કરને ખોડા બુરજ તરફથી કિલ્લામા દાખલ કરી દીધુ જાલોરીઓ બહુજ બહાદુરીથી લડયા, પરતુ સમય તેમને પ્રતિકૂળ હોવાથી તેમજ પરસ્પર અણબનાવ અને ફાટફૂટ થવાથી જાલોરીઓની બહાદુરી જોતા ગજસિહના હાથમા તે કિલ્લો જવો જોઇએ તેના કરતા બહુ સહેલાઇથી ગયો

જાલોરીઓનુ કેસરીયા કરવુ, અને મહાન્ યુદ્ધ

બીજે દિવસે ગજસિહે જાલોરીઓને કહેવરાવ્યુ કે તમારે જાલોર સોપી તાબે થવુ, જેના જવાબમા જાલોરીઓએ નીચેના દુહો કહેવરાવ્યો

दुहो:—

" आभ फटे धर उलटे, कटे वकतरा कोर,
माणपलटे पींड पडे, जद छूटे जालोर "

રાઠોડ લશ્કર દરવાજા અદર દાખલ થવા માડ્યુ, ત્યારે જાલોરીઓ રજપુત રિવાજ મુજબ પોતાની પ્રિય માતૃભૂમિને બીજાના હાથમા જતી બચાવવાને કેસ રીયા કરી દુશ્મનો સામે દરવાજા બહાર આવ્યા જોકે રાઠોડ લશ્કરકરતા પ્રમાણમા તેઓ બહુ થોડા હતા, તોપણ તેઓ બહાદુરીથી લડી ત્યાજ કામ આવ્યા આ લડાઇમા ઘણા બહાદુર અને આગળ પડતા જાલોરીઓ પોતાની ફરજ બજાવતા માર્યા ગયા તેઓમાના કેટલાકના નામ એક હિન્દી લખાણમાથી મળી આવ્યા છે તે નીચે પ્રમાણે છે ખુરમાણી અબદલખાન અને સાલારખાન, અબુવાણી તાજખાન અને કેસરખાન, મુગલાણી મહમદખાન અને જમાલખાન, તાજુજી ચડુવાણ અને અણુજી તુવર, હેતુજી સીપી, કારૂખાન મ ઝારી ખુમાજી બાલાવત, રાયસીંગ સીંધલ, અને સકરજી કલોટ વગેરે.

આપસની ફૂટનું પરિણામ અને રાઠોડોની જીત.

જોધપુરના બારોટ જાહુદાન જાલોર ઉપરની રાઠોડોની ચડાઇનું વર્ણન કરતાં પોતાના ચોપડામાં લખે છે, કે જાલોરીઓ કિલ્લા ઉપરથી રાઠોડોના લશ્કર ઉપર તોપોનો એવો સખત મારો કરતા હતા કે દુશ્મનોના પગ ઉખડવાની તૈયારીમાં હતા, પણ તેમના સુભાગ્યે જાલોરી લશ્કરમાં ફૂટ પડી ગઈ. ડોડીઆળીના ઠાકોર પુંજાજી અને કીરતસીંગ દેવડા વગેરે કેટલાક રજપુત જાગીરદારો બહારથી જાલોરીઓ સાથે મળતા રહી અંદરથી કુંવર ગજસિંહને મળી ગયા હતા. આ ફૂટનો લાભ ગજસિંહને મળ્યો, અને તે ફૂટેલ રજપુતોએ તોપોના મારાથી ગજસિંહની તોપોને બચાવી લઈ જાલોરીઓને હાર ખવરાવી, અને જાલોરને રાઠોડોને કબજે જવા દીધું. કુસંપ અને ફૂટનાં માઠાં પરિણામોનું વર્ણન કરતાં કવિ ગંગે નીચે પ્રમાણે કવિત લખ્યું છે.

## कवित.

"टुटे हीते हीराकी वीकानी कनी हाट हाट,
काहु घाट मोल काहु वाट मोल कुं लीयो;
छूट गई लंका फूट मिले ते विभीपण के,
रावण समान वंश आसमानको गयो.
कहे कवि गंग दुरियोधनसें छत्र धारी,
तनयकें फूटतें गुमान वाको ले गयो;
फूटतें नरद उठ जाय वाजी चोसरकी,
आपसके फूटे कहो कीनको भलो भयो."

ગજસિંહની જાલોર ઉપરની ચડાઇના બનાવને એક કવિએ વર્ણવેલ છે, જેનું વર્ણન ટૉડ રાજ્યસ્થાનમાં નીચે મુજબ આપ્યું છે. "ગજ (ગજ=હાથી) ને વિહારી પઠાણો સામે લડવાને હુકમ થયો ત્યારે લડાઇમાં રણશીંગાં વાગ્યાં, અર્બુદે સાંભળ્યું અને ધ્રુજ્યો." અલાઉદ્દીનને જે કાર્ય કરવામાં વરસો લાગ્યાં હતાં તે ગજસિંહે ત્રણ માસમાં સંપાદન કર્યું. તે જાલંદરા (જાલોર) ના કિલ્લા ઉપર હાથમાં તરવાર લઇ સીડી માંડી ચડી ગયો. ઘણા પ્રસિદ્ધ રાઠોડ માર્યા ગયા. પણ

સાતહજાર પઠાણોના* જીવને તેણે તરવાર આધીન કર્યા, અને તેમની પાસેથી મળેલ લૂટ બાદશાહની હજુરમા મોકલાવી દીધી.

ભિનમાળમાં ફરી યુદ્ધ

વિહારી પઠાણોના હાથમાથી જાલોર છુટી ગયુ, પણ ભિનમાળ તેમના કામદાર મોકલસિહે ટકાવી રાખ્યુ, અને કેટલોક વખત તેને જવા દીધુ નહિ દિવાન પહાડખાનનો ભરૂસાપાત્ર વજીર મેતા રાજસિહ § બચેલ વિહારીઓ અને જાલોરીઓ વગેરેને લઈ જાલોરથી ભિનમાળ આવ્યો રાઠોડ લશ્કર તેમની પાછળ પડયુ, અને તેઓ ઘેરાઇ ગયા વિહારી પઠાણો, મુત્સદ્દીઓ વગેરે જેઓ બહુજ ખીજવાયેલા હતા, અને રાઠોડો ઉપર વેર લેવાને તલપી રહ્યા હતા, તેઓ ક્રોધાયમાન થઇ ઘાયલ થયેલ સિહની માફક રાઠોડ લશ્કરમા તરવાર ચલાવતા આરપાર નીકળવા લાગ્યા, અને જોસબધ લડતા ધરતીને રક્ત વર્ણ કરતા દુશ્મનોની ફોજની મધ્યમા જઇ પહોચ્યા ઘણાખરા બહાદુરીથી લડતા ત્યાજ કામ આવ્યા મેતા રાજસિહ, મેતા મોકલસિંહ, જાગીરદારો તથા વિહારી પઠાણો જે જાલોરના યુદ્ધમાથી બચવા પામ્યા હતા તેઓ અત્રે માર્યા ગયા જુજ જાજ બચી ગયેલા પઠાણો ત્યાથી નાઠા અને ઇ સ ૧૬૧૯ મા પાલણપુરના કરઝા ગામમા આવી રહ્યા અહીં તેઓએ પહાડ સુધા તથા બીજા અરવલ્લીના ઘાટોને પોતાનુ રહેઠાણ બનાવ્યુ અને જાલોર પરગણામા એટલા જોરથી લૂટ ચલાવવા માડી કે તે ભાગ કેટલોક સમય ઉજડ પડી રહ્યો

દિવાન પહાડખાનના કાકા ફિરોઝખાન જે લાબા વખતથી બાલાપુરમા હાકેમ હતા, તે આ લડાઇ પછી ગુજરાત તરફ ચાલ્યા આવ્યા જાલોરીઓ અને વિહારીઓ કરઝે આવી રહ્યા છે, એવુ જાણવામા આવતાજ તે ત્યા આવ્યા, અને તેમને મળ્યા ત્યાથી ઈ સ ૧૬૩૫ મા તેમને બધાને સાથે લઇ ફિરોઝખાને પાલણપુર આવી રાજ્યગાદી જમાવી

---

* હિન્દુસ્તાનનો કેટલાક પ્રાચીન ઇતિહાસ ચારણ ભાટોના કવિતોમાથી તેમજ ચોપડીઓમાના લખાણોમાથી મળ્યો છે ટૉડ સાહેબે પણ રજપુતાનાના રાજ્યોનો ઇતિહાસ એવી રીતે સગ્રહ કીધા છે આ લડાઇમા ૭૦૦૦ પઠાણો મરાયાનુ લખે છે પરન્તુ બીજા દાખલા ઉપરથી ૭૦૦ તેમજ ૬૦ પઠાણો મરાયાનુ જણાય છે અમો સાતસે પઠાણો મરાયાનુ સભવિત અને વજનદાર ગણીએ છીએ કાવ્યોમા અતિશયોક્તિ વાપરવાનો રિવાજ હોવાથી આમા પણ ૭૦૦ ના બદલે ૭૦૦૦ લખાનુ હોય તો આશ્ચર્ય નથી

§ મેતા રાજસિહ અને મેતા મોકલસિહ બન્ને ભાઈ હતા એમ કેટલાક માને છે વળી કોઈ એમ પણ માને છે કે મેતા મોકલસિહ વડ મહેતા હતા અને રાજસિહ ઢુણીઆ મહેતા હતા

આ પ્રમાણે લગભગ ૬૨ વર્ષ સુધી ઈ. સ. ૧૬૧૮ થી ૧૬૮૦ સુધી જાલોર વિહારી રાજ્યકર્તાઓના કબજેથી છૂટી ગયું, અને દિલ્હીની શહેનશાહતની સીધી હકુમત નીચે રહ્યું. ત્યાર બાદ ઔરંગજેબ બાદશાહના સમયમાં તે ફરીથી દિવાન ફતેહખાનને સોંપાયું. દિવાન કમાલખાનના વખતમાં ઇ. સ. ૧૬૯૭ માં તે હમેશના માટે વિહારી રાજ્યકર્તાઓના હાથમાંથી છૂટી ગયું; જે હકીકત આગળની તવારીખમાં વિશેષ આવશે.

## गाहा.

सुंडाळा देव सदा समरसनं–आनंदं अती उपजावीतं
गुणपती गुणे गहीरं–सुकवी सदा सुख दायकं

## दोहरा.

जाघर जनमे गजनी–ताघर हुवो उछाह
रघ सघ घर आवे सही–वदे जगत सब वाह.

## निसांणीओ.

ज्याघर जनमे गजनी–अभया नखतरमें
सुख संपद् आणंद वोह–सबही ग्रह संमें.
क्रम धारी आ काय पुत्र–राय आंगण रमे
त्रीजा चोथा वरसमें–अन्न मुखही जमे.
पकडे खाग पधारीया–पर गह पांचमे
वध जांणण छट्ठे वरस–कहीए वड क्रंमे.
सब पढ लीना शास्तर–पुरा सप तंमे
राजनीत सब जांणही–अधकी आठंमे.
सीखे खेल शकारका–नीको द्रस नंमे
दत खग मांहे दीपयो–दातार दसंमे.
वेरी डर पण लागया–द्रस अग्यार द्रमे
गज घंटा थटां रमण–लग्यो वार द्रमे.
कीया मीर जंगर खेल के–पुरा तेर द्रमे

उदम फेता दमया-वरस चौद हमे.
केता सम हर जीतयो-ब्रस पंदर हमे
आबु खंडे काढीयो-हंडे सोड हमे.
धांण कढाके दोखीयां-सोही सतर हमे
के वेरी पाधोरया-वरस अढारमे.
सुर विचीक्षण सो भयो-सज ओगणीसमे
भलो भलो सब जग भणे-वडहथ वीसमे.
रावळ राजा राव रांणा-सवही दस थांणा
तो वीच जाळंधर दुरंग-बंका तुर काणा.
रणवंका वेहारीयां-गढ वंका सह माणां
तेण पहाडे पहाडखां-अणभंग दीवाणां.
आप वेहारी उडणो-चलतो असमांणां
गर हर त्रंबक वाजीया-अनहद नीसांणां.
मां मांणे फरजंदका-बोहमांन सोहांणां
धरा उपद्रव उठीयो-फरमांण लखांणा.
कोपे पहाडखांन पर-पतसाह रीसांणा
खूनी गरदन मारीये-कीधा जुलमांणा.
गइ फोज धर उपरां-गीरवर घेरांणा
रणवंका वेहारीयां-मरणो आपांणा
जाळोरी गढ पीठ दे-ले थाट जवांणा.
जे गजंदां जांहजे-करी गाजे अंबर
वीता ज्यां आधा वरस-धूंणण जाळंधर
झाटकीया रुमाल फेर-रज खेरी धेधंगर
सेवी घाले धड भीठ्या-जडी नाडी कंमर
दांत चहु जळ दीपया-गज काळा डंबर.
मारे रेख कपोळ लेख-दोई रेख समीसर
सारी जडी थर चोवडी-वंगडी दांतां भर
सोव्रन चाडे सोहीया-करी शक्ती दुनेकर

सवजे लाल सोरंग सेत-सरी त्राधा चमर.
फरके भूप पंग रण-रंगरेज तणी धर
लाल मुख मल ढांकीया-शीर ढालां फरहर.
उदे मस्तक सोहीया-लाल वभता पोगर
वहता छूटा ठाम ठाम-भळ हळता लंगर.
वजे झण हण घूघरां-ठण हणता धंटा सुर
उलटा मत वंध कळा-छूटा पटा झर.
हरी जांणे कहलावया-ग्रही जांण वडागर
सांहण रुप वखांणवा-वाहण थणी हंदा.
धाडे राव उलादीया-ए राक भरंदा
पहेला पाव परखजे-ते भ्या अतवंदा.
नख उलटा वाटका-सारी खत हंदा
देते शीरे पर मुठीयां-करी वीए फलंदा.
नळी द्रवंसी उजळी-मृग जेम चलंदा
बांण जनेहा जंत्रमे-संधाण वडंदा.
खवे वडफर वंध जे-उर जांण गयंदा
कांधा सींगनीहंग मही-उतंग धडंदा.
आरोगे जळ अंजळी-मुख कोळी रढंदा
लयन साळी गरामका-करी रुप दीपंदा.
कन दीपक चंपा कळी-पडवाज धूजंदा
तोस पडछी मोरते-धरदोड धरंदा.
जमी आग वाखांणीया-तम पुठी वळंदा
दुना जमर पासे दहु-सारीसम ढोळंदा.
हीलोत आकार देह-सालो तरहंदा
एह वळे दुजा नही-तील खंडहसंदा.
सांहण देवा सांहणी-वसवास करंदा
ते आवे अडकारया-तीम धीर धरंदा.
देप अताडा सलगां-लेहणलोपंदा
ज्युं गंगाजळ उजळा-तीम सदा रहंदा.

सीरमंडे परकंद सोह-करी खंभ धरंदा
नाग फुणा उठी दहे पांडव पीडंदा.
सादी साक त्यां सांभळी-मुख तुलखुलंदा
सो व्रंन हांने सोह्या-सो व्रंन सोहंदा.
हले मर मालीम कीया-नरनाहउडंदा
साहस श्रीसे दावया- झी मलपंदा.
आये वाहर आंणया-हे मर हींचंदा
तेर था पाउर के वदे वरीआम वीलंदा.
घोडे रावत चाढथा-दळ राव चडंदा
ते हंदा ते वारका-कया भाउतवंदा.
करी आरुढ प्रकासीया-उसास दुडंदा
चढया दुजा माल दे-दळ मेळ सहंदा.
पंच सवदां वाजया-सीरफेर उलटा
वीजड माडा छात्रहीक-जुध सत्रामटा.
तामद गगे चलया-हेज मह थटा
हेमक जांणे हलथा-दरीयावक फटा.
सो सील हांसा वांणस जे-संग्रही सामटा
जुग कट्टे हलया-करी श्रामण घटा.
गज पहाडवी राज्या-श्रीजीत उलटा
नाळी गाडा भारीया-गडगडे दहुवटा.
भार अढार हभंज जे-उगट उवटा
भोमी वधुसी हेमरां-रजवो मसहटा.
भालां सीर पंखी भमे-थाए मीर पहटा
हे खुर पगना पुरहोवे-उलट पालटा.
होरे मांण न हलया-थाटांण सुभटा
पग मंडे गढ झलया-खेलण जुवटा.
साका वंध कमंध आय-गज वंधन हटा
झाली घर साका प्रमांण-छाही जे छुटा.

राय जादी गढ धुंणवा–दळ होय सम्रांणा
चहु फेरा घेरा होवे–डेरा दरसांणा.
अनड हैये न उपडे–अनड सावांणा
लश्कर डंवर लुंबीया–गरवर घेरांणा.
पाखे घर हर पखरां–घर हरतर कांणा
गढी गम गम अदम दम–अरी अरमर झांणा.
वाजे नाळी जवर जोर–गजे गयणां णा
त्रखी धनख वजाडीया–करी पंख उडांणा.
पडछंदे गज पहाडां–न दे नीसांणा
थया धोरा रव वोमका–धुंवा रव वखांणा.
आगी दवंग खतंग उडी–एहा एह नांणा
गजट गजण न हटा रांमचंद–रघुवंस जुवांणा.
रावत सांमत राजडो–हडमंत वखांणा
खांन जबदलमा रणो–ज्युं रावण रांणा.
जालम देवां दांणवां–राठोड पठांणां
दोइ जे रामायण दहु–दीय जात दीवांणां.
दोइ जे कणीया गर दुरंग–दोइजाम दीवांणा
जे गढ खपया पत साह–दोयवरस दुवांणा.
चार पहोरे त्रोडवा–राठोड फरमांणा
मळे मछरती राठवड–वडवडा सह.
सेन सुणंदा पांचसेह–अधराती आंनह
उपर माळा चाडवा–करी चालां वीग्रह.
जरदाळां काळी पहाड–पाळां लगे रह
कुतेकवियां आधो फरे–अदभुत अलंगह.
जांण चमंके झुझया–नाखेत्रनी हंगह
उमंगे चड्या जुवांण–अलंगे देता धह.
गाजर हता उतरे–रखपाळ रजे गह
गढ सुता वेहारीयां–गढ ओट ग्रहे थह.

माथे के लाखां मुआ-भड लाखां ते रह
धाड लगी के आसमांन-पेहळ हुरे कह.
करी टीलो सीधां जमात-सयरात गहमह
जाळोरा असमांनहुं-जीवण त्रुटी सर.
गढ छूटो वेहारीयां-गरवर आयो फर
चडे हैये वेहु बाजुआं-वरे सरे अपछर.
चार पहोर वेहारीयां-छत्र मास बरावर
दुजे दीन उगेशमा-राठोड वहादर.
कीजे अणी वीलोकीया-पग झाले पाधर
जोधां रणमलां भलां-कील्ले हल्लां कर.
कुंपा चांपा कोप कर-मुह आगे धर
दुदा उदा दाहीमे ले घेर गीरवर.
कळह अर आया कमंध त्यां सुमांने कर
वांमे वीजड हर वधे-भाटी रण भंमर.
गजवंधी वांको पहाड-लागा गुडी पखर
ए काहे थट उलटे-सव दोय वरावर.
एका आतस उछळे-एका रज उभर
एका होय अलां अला-एका हरी उचर.
एक दरवाजे वज्या-के पाजे जरी हर
के कोसीसे कूदीया-के भुरी जे उभर.
जोधपुरे जाळोर भेळी-एम वंका उसर
लंका भेळी वांदरे-करी दांणव संधर.
भडभड अवाजां होवे-गडगड त्रंवके धर
लहथड जहाकायरां-अडवड वायके.
तडफड हाथुकां तके-वडचड नायके
खडखड ढोलवाजे योह-चडचड रसडखडके.
धडधड हुंत वीछूटकां-दडदड मस्तके
तडवड तारण वांणतो-दडचड सव थके.

हड वड सुरां पुंठे हुर–वड वडा वरके
फड फड कुंत भंभार हर–तड वड धड चके.
एक एकां भड आफळे–वीह लडता वके
गड गड रत सकेत पीध–परी दडवड खळके.
चड चड सख आमंख चुगे–झड पड सम हळके
कीध करं कर उकरड–मरगड़ा थरके.
जड काढी वेहारीए–घडी कीध सरके
मलेकां तड उठाडीया–अनड झाटके.
जेत्र माहा भड राठवड–पुगी चहु साटके
नरां नरपत हेमरां वढे पळचरां धपावे.
रथ वरे वर आपरां–अपछरां चलावे
वंधी कपाळ वीशालमाल–रूद्रमाळ झीलावे.
साकण डाकण जोगणी–जेजेकार जपावे
भड भेंसाघड भांजीया–भेळी घड पुज चलावे.
गाल वीसे रूही राळनीर–पीरखांन हलावे
ढाही जुवांण फीरवे अण–जीरांण रचावे.
गीरवर पाज वीराजमान–जुध साज लीखावे
चरी चडावे सेकडां–अरी धडां धखावे.
जध कीधो वेहारीयां–रण फते करावे
आवे पाधर वजीया–सम हर केवांणा.
धणी वेहुणा रावतां–कीधा धमसांणा
धड जुटी सेर वाहरा–करहुंत वखांणा.
जाळोरां जोगणपुरां–भगा नीरवांणा
रूठा साह महावळी–करी रूठ वीसांणा.
सेस परोधर धूजीया–तवधूज धराधर
साह पठांणां बुझया–जळ घोळ मंडोवर.
वेग वीसार पसारीया–राठोड वहादर
सुरतसीग महावळी–गज फोज भयंकर.

पतसाही रण गंजणा-पतसाह वदे कर
सुरवने पतसाहने-पतसाह वडी धर.
दे फरमांणा हुकम कर-ले मार नरभे नर
तु पखे कुण आंगमे-दोहु ठोड समहर.
ले फरमांण वखांण सुं-गंगेव कळोधर
आप समर कर उठीया-कस वंधी कंमर.
सुरती पुरा सेंधणी-सुर सेहां सवळ
आप रजा ले उठीआ-घाले मूछां वळ.
थाट गरटां मेळयां-दहुं वटां वीमळ
धर पटां जेता जहां-वळ फटा कागळ.
दळ देतां छेटा फरे-देतां उतामळ
मळ चहु पखां राठवड-सज्खाग झळामळ.
मोटांसु झध मांडणा-नव कोटां आगळ
जे नव लाख वीरोळया-दळ धाल दमंगळ.
दळ फाटे गयो माझीयां-उपाडे सब्वळ
वहतां हाथी राठवड-पाय लाजां संकळ.
फर हरता एरांकीयां-अडसाल असगळ
इसा दर गढ आवीया-दल थंभ तणा दळ.
माझी पण ग्रहेयो भडां-सुरां सत सलां
मांण द्रजोधन जे वहा-आ रेण असलां.
जुध करेवा जुटया-उथल पाथलां
आइस देतां ठांम ठांम-वरी आंम वेहेलां.
लेह पलांणां सांहणी-सादां मखमलां
साकत घोडे सुंपजे-पती हुंत पहेलां.
तंगी झुलां खोलजे-खागां सुखसलां
लेवा लागा फोज गढ-गज सुज अमलां.
होवे सतावी गेमरां-मद मोख गेहलां
सोर अराबी मंडीया-घाढां ही सलां.

कीया वधारा उधडे–खंधा रह भलां
थया ठणकारा चाढते–नीसांण तवलां.
थया होवाळा रावतां–घाली गलवलां
जाळंद्र गढ डोलया-इण होण दहलां.
होवे हर माथे हुइ-गेंमर नर हलां
वीज खीच ज्यु वंदया-रज धुवर डंमर.

---



## દિવાન ફિરોઝખાન* [પહેલા] ઉર્ફે કમાલખાન
### ઈ સ ૧૬૩૫-૧૬૩૮.



**ગાદીએ આવવુ અને નાગોરીઓને તાબે કરવા**

જ્યારે દિવાન ફિરોઝખાન કરઝેથી આવી પાલણપુરમા ગાદી નશીન થયા, ત્યારે નાગોરીઓ આ ઈલાકાના કેટલાક ભાગના જમીનદાર હતા, પણ અકબર બાદશાહે દિવાન ગઝનીખાનને પાલણપુર અને ડીસાની સનદ આપી હતી, અને તે સનદની રૂએ ફિરોઝખાન આ મુલકના ખરા હક્કદાર છે, એમ વિચારી તે નાગોરીઓ ધીમે ધીમે તેમને તાબે થઇ ગયા

**કાનજી કોળી સાથેની લડાઇ**

ખાતમ સુલેમાની તવારીખમાથી એમ જણાય છે, કે દિવાન ફિરોઝખાનની પાલણપુરની હકુમતના વખતમા માવડ ગામના લોકો સાથે તેમને ભારે લડાઈ

---

* ફિરોઝખાન કમાલખાનના નામથી પ્રખ્યાત હતા આ નામ બાદશાહી દરબારમા એમણે ખીતુ હોવાને લીધે મારવા દેશમા પ ઘણુ લોકપ્રિય થઇ પડયુ હતુ તેથી સાચોરમા ફિરોઝખાને બનાવેલી એક કચેરીને ત્યાના લોકો કમાલખાનનો ચારો કહે છે આ ચોરના સબધમા તેમણે કેટલાક ખેતરો બાટીન આપ્યા હતા જે તેઓ હજુપણ ભોગવે છે દર વરસે અમુક દિવસે ત્યાના ગામડીઆ લોકો તે ચોરામા ભેગા થાય છે અને તેની માનત કરે છે અને તે વખતે ભાટ ચારણો આ લોહાણી ખાનદાનની તારીફના કાવ્યો બોલે છે

આ કમાલખાનના પૌત્રનુ નામ પણ કમાલખાન હોવાથી કેટલાક એમ માને છે કે આ ચોરો ફિરોઝખાને (કમાલખાને) બધાવ્યો નથી પણ તેમના પૌત્ર કમાલખાને (કર ૧ કમાલે) બધાવ્યો છે ઇ સ ૧૬૩૫ મા શાહજહા બાદશાહના સમયમા ફિરોઝખાને (કમાલખાને) પાલણપુરમા રાજ્યગાદી સ્થાપન કરી હ ા અને પૌત્રના નામ એક હોવાથી કેટલાક ભૂલ ખાઇ કર કમાલખાન (પૌત્ર) ને પાલણપુરમા પ્રથમ રાજ્યગાદી સ્થાપનાર ગણે છે પણ ખરુ જોતા પાલણપુરમા પ્રથમ ગાદી સ્થાપનાર કરણ કમાલખાન નથી પણ તેમના દાદા ફિરોઝખાન ઉર્ફે કમાલખાન છે ઔરગઝેબ બાદશાહના જમાનામા લહોર બીજી વખતે લોહાણી રાજ્ય કુટુબના હાથમાથી સદાને માટે છુટી જવાથી અને મારવાડ રાજ્યમા લે ઇ જવાથી દિવાન કર ૧ કમાલખાને પાલણપુરની રાજ્યગાદી કાયમ કરી હતી.



દિવાન ફીરોઝખાન ( પહેલા ).

થઇ હતી. અહીંના લોકોમાં આ લડાઇની વાર્તા‡ નીચે પ્રમાણે ચાલે છે. ઈ. સ. ૧૬૩૬ માં શાહજહાંન બાદશાહ તરફથી ગુજરાતનો સુબેદાર આઝમખાન હતો. તેના વખતમાં તેણે ચુંવાળના મેહવાસી જાગીરદાર કોળી કાનજી ઉપર ચડાઇ કરી. કાનજી કોળીએ પોતાનાં બાળબચ્ચાંને પોતાના સ્નેહી બીજા મહેવાસી પાસે મોકલી દીધાં, અને પોતે ત્યાંથી નાસી નજીકના પહાડમાં ભરાયો. આઝમખાને આ કોળીને પકડવાને માટે ગુજરાતના પોતાના તાબાના અમલદારો ઉપર હુકમ લખ્યા; તેમાં તેણે સુચવ્યું કે જે કોઇ તેને પકડી લાવશે તેને શહેનશાહ તરફથી ઈનામ અને માન મળશે. આ હુકમોથી બીજા ઉમરાવો તેની શોધમાંજ હતા, એટલામાં દીવાન ફિરોઝખાનને એવી ખબર મળી કે કાનજી કોળી પાલણપુર તાબાના કરઝાના પહાડમાં છુપાયેલો છે, અને તેનાં બાળબચ્ચાં માવડના મહેવાસી કોળી ઠાકોર પાસે છે. આ ખબર મળતાંજ ફિરોઝખાને પોતાના પાટવી કુમાર મુઝાહીતખાનને* તે કોળીને પકડવા મોકલ્યા. મુઝાહીતખાન લશ્કરૂ સાથે કરઝે પહોંચ્યા નહિ તે પહેલાં કાનજી ત્યાંથી નીકળી ગઢવાડાના પહાડમાં સંતાયો. મુઝાહીતખાને માવડ જ્યાં તેનો કબીલો હતો તેને ઘેરો ઘાલ્યો.

એમ કહેવાય છે, કે આ વખતે એક અઘોરપંથીયોગી માવડ નજીકના પહાડમાં તપ કરતો હતો. જ્યારે મુઝાહીતખાને માવડને ઘેર્યું ત્યારે ત્યાંના

‡ કેટલાકો આ બનાવને નીચે પ્રમાણે વર્ણવે છે. શાહજાદા મુરાદબક્ષે પોતાની ગુજરાતની સુબેદારીના વખતમાં બહાદુરખાન બાબીના દિકરા શેરખાન બાબીને ચુંવાળ પ્રગણાની થાણદારી આપી હતી. ચુંવાળના બાગી મહેવાસીઓનું જોર તોડવાને શેરખાન બાબીએ તેમાંના અગ્રેસર કાનજી કોળીને પકડવાનો ઇરાદો કર્યો; પરંતુ તે ચાલાક કોળી ચુંવાળને છોડી દઇ પાલણપુર ઈલાકામાં પોતાના સગાવાહલા મહેવાસીઓને ત્યાં છુપી રીતે રહેવા લાગ્યો. શેરખાન બાબીનો દિકરો જાફરખાન બાબી આ વકરેલ કોળીને પકડવાને બાદશાહી હુકમ લઇ પાલણપુરમાં આવ્યો ત્યારે દિવાન ફિરોઝખાને બાદશાહી ફરમાનને માન આપી તેને મદદ કરવાને પોતાના પાટવી પુત્ર મુઝાહીતખાનને મોકલ્યા હતા, માવડ આગળ ભારે લડાઇ થઈ હતી.

* રાસમાળામાં કાનજી કોળીને કાનજી રાત લખ્યો છે. ( રાત=રાવતનો ટુંકો શબ્દ ) આ કોળી પાટણના સોલકી રાજાઓના વંશનો હતો. એની જાગીરનાં ચુંવાળીસ ગામો ચુંવાળ નામથી ઓળખવામાં આવતાં અને હજુ પણ તેજ નામથી ઓળખાય છે કાનજી કોળી આ બાદશાહી લશ્કરથી છટકીને ઝીંઝુવાડા ગામે જીતાજી ભોમીઆ ઠાકોર સાથે ગયો, અને ત્યાથી તે થરાદના કુંપાજી ઠાકોર તથા બીજા ઠાકોરોને લઇ પાલણપુરના કરઝાના પહાડમા ભરાયો.

§ દિવાન ફીરોઝખાને બાલાપુરથી આવી પાલણપુર રાજ્યગાદી જમાવી, ત્યારે તે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા હતા, ત્યાર પછીની બાકીની જીંદગી તેમણે પાલણપુરમાં ગાળી હતી. ગુજરાતના સુબા તરફથી બાદશાહી ફરમાનો જો કે દિવાન ફિરોઝખાનના નામથી આવતા, પણ રાજકાર્ય કુમાર મુઝાહીતખાન ચલાવતા હતા. આથી આ સમયના બનાવને કેટલાકે મુઝાહિતખાનના અમલનો અને કેટલાકે ફિરોઝખાનના અમલનો ગણ્યો છે.

અઘોરપંથીનો મંત્ર

મહેવાસીઓ ગભરાઈને આ અઘોરી પાસે ગયા અને તેમણે આ બારીક સમયે તેની મદદ માગી યોગીએ માવડની આસપાસ કાચું દોરડું બાંધ્યું, તથા ગામના ઝાંપા આગળ એક ઘેટો બાંધાવી તેના આગળ પાણી ભરેલ માટલું મુકાવી કહ્યું કે તમારે એક બાતમીદારને બેસાડી પહાડમાં સંતાઈ રહેવું મુઝાહીતખાનનું લશ્કર આ ઘેટાને કાપી માટલું ફોડી નાખી દોરડા તોડી ગામમાં પ્રવેશ કરે, ત્યારે તમારે તેમની ઉપર તુટી પડવું, જેથી તમારી ફતેહ થશે

મહેવાસી કોળીઓની લડાઈ માવડહેલા

મહેવાસી કોળીઓ આ અઘોરપંથીના કહેવા મુજબ બધી ગોઠવણ કરી પહાડમાં જઈ સંતાઈ રહ્યા, અને ત્યાં તેઓ મુઝાહીતખાનના લશ્કરની રાહ જોવા લાગ્યા જ્યારે ગામના ઝાંપે મેલેલ જાસુસે તેમને ખબર આપી કે મુઝાહીતખાનના લશ્કરે ઘેટાને મારી તાંતણો તોડી ગામમાં પ્રવેશ કર્યો છે, ત્યારે તેઓ એકદમ તે લશ્કર ઉપર તુટી પડયા યુદ્ધ બહુ જોસથી ચાલ્યું, તેમાં બન્ને પક્ષના ઘણા માણસો કતલ થયા ઉભયમાંથી એકે પક્ષને વિજય મળ્યો નહીં લોહાણી કુટુંબના કેટલાક સરદારો, કેટલાક વિહારીઓ, જાલોરીઓ, તથા પઠાણો માર્યા ગયા આ લડાઈ "માવડહેલા" ના નામથી પ્રસિદ્ધ છે મરાયેલ મુસલમાન સરદારોની લાસોને મુઝાહીતખાને ગાડામાં ભરાવી પાલણપુરમાં પોતાના મુરસદ સૈયદ અસરફ પાસે મોકલાવી દીધી સૈયદ અસરફે આ લાસોને સુરજ પોળના દરવાજા બહારના **કબરસ્તાનમાં** ધર્મ ક્રિયા સાથે દફનાવી આ કબરસ્તાનમાં ‡પાલનપુરના સ્વર્ગવાસી રાજ્ય કર્ત્તાઓને દફન કરવામાં આવે છે મર્યા ગયેલ હિંદુ સરદારોના શબોને ધર્મ ક્રિયાનુસાર માવડ ગામે મુઝાહીતખાને અગ્નિ દાહ દેવરાવ્યો

કાનજી કોળીનું શરણે આવવું

આ કામથી પરવારી મુઝાહીતખાને ફરી લશ્કર એકઠું કરી મહેવાસીઓ ઉપર બહુ સખ્ત હુમલા કર્યા અને તેમને તેમના બાળ બચ્ચાં સાથે પકડી લીધા આ પકડાયેલ માણસોમાં કાનજી કોળીનો કબીલો હતો, તેથી તે પણ લાચાર થઈ મુઝાહીતખાનને શરણે ગયો પછી કાનજી કોળી થરાદના ફોજદાર સૈયદ શેખન

---

‡ કબરસ્તાનની જગ્યા નગારચીઓના ગોરસ્થાનની હતી સૈયદ અસરફે તેમની પાસેથી રૂ ૮ આપી તે જમીન વેચાતી લીધી અને ત્યાં કબરસ્તાન બનાવ્યું આ કબરસ્તાનમાં પહેલવહેલી માવડથી આવેલ લાસોને દાટી.

અને ગરાસીઆ કોળી જગમાલ મારફત ગુજરાતના સુબાની હજુરમાં આવ્યો; અને તેણે દર સાલે દશ હજાર રૂપીઆ જાશુકના બાદશાહી ખઝાનામાં આપવાની જામીનગીરી આપી પોતાનાં બાળ બચ્ચાંને છોડાવ્યાં.

બાદશાહી કૃપાઓ.

બાદશાહી સેવા બજાવવાના ફિરોઝખાનના ઉમંગથી અને કાનજી કોળીને કબજે કરાવવામાં તેમના પાટવી કુમાર મુઝાહીતખાને બતાવેલ બહાદુરીથી ગુજરાતનો સુબો બહુ ખુશી થયો, અને બજાવેલ સેવાની કદર કરી તણે દિલ્હી બાદશાહની હજુરમાં તેમની ભલામણ કરી. આ ઉપરથી શહેનશાહે ફિરોઝખાન માટે કિમતી શીરપાવ તથા "શાબાશી" નો પરવાનો મોકલ્યો, અને ફિરોઝખાન પુખ્ત ઉમરના હોવાથી તેમજ પોતાની જીંદગીમાં પાટવી કુંવર મુઝાહીતખાનને પાલણપુરની ગાદી ઉપર કાયમ કરાવવાની ઉત્કંઠા ધરાવતા હોવાથી તે પરવાનાની સાથે કુંવર મુઝાહીતખાનને માટે પાલણપુર અને પરગણાની હકુમતની નવી સનદ મોકલી.

જાગીરદારોનું તાબે થવું અને ફિરોઝખાનનું મરણ.

મુઝાહીતખાન ઉપર ખુશી થઇ દિલ્હીના શહેનશાહે તેમને પાલણપુરની ગાદીની નવી સનદ મોકલી છે, એવી ખબર આસપાસના જાગીરદારોને પડતાંજ તેઓ મુઝાહીતખાનને તાબે થયા. આ વખતે દિવાન ફિરોઝખાન દીર્ઘાયુષ્ ભોગવી ઇ. સ. ૧૬૩૮ માં પાલણપુરમાં સ્વર્ગવાસી થયા.

દિલ્હીના બાદશાહે જાલોર ઉપર મોકલેલ હાકેમોનાં નામ ઈ. સ. ૧૬૧૮–૧૬૮૦.

જહાંગીર બાદશાહે ઈ. સ. ૧૬૧૮ માં દિવાન પહાડખાનને હાથીના પગે બંધાવી મરાવી નખાવેલ, ત્યારથી ઇ. સ. ૧૬૮૦ સુધી લગભગ બાસઠ વર્ષ જાલોર ઉપર લોહાની કુટુંબે રાજ્ય કર્યું નથી. તેટલો વખત તે દિલ્હી શહેનશાહતની સીધો હકુમત નીચે રહ્યું અને ત્યાંથી જે જે હાકેમો જાલોર ઉપર મોકલવામાં આવ્યા તેમનાં નામ વર્ષ સાથે નીચે આપવામાં આવ્યાં છે.

૧ મહારાજ શૂરસિંહ રાઠોડ ( મારવાડના રાજ્ય કર્તા ). ઇ. સ. ૧૬૧૮–૧૬૨૦.

૨ સીસોદીયા રજપુત ભીમસિંહ રાણા. ઈ. સ. ૧૬૨૦–૧૬૨૧.

૩ મહારાજ ગજસિંહ રાઠોડ. ( મારવાડના રાજ્ય કર્તા ) ઇ. સ. ૧૬૨૧-૧૬૩૮.

૪ નવાબ મીરખાંન. ઈ. સ. ૧૬૩૮-૧૬૪૩.

૫ નવાબ ફેજઅલીખાન. ઇ. સ. ૧૬૪૩-૧૬૪૩.

૬ હુંસદાસ રાઠોડ ઈ. સ. ૧૬૪૩-૧૬૫૫.

૭ મહારાજ જસવંતસિંહ રાઠોડ ( મારવાડના રાજ્ય કર્તા ) ઇ. સ. ૧૬૫૫-૧૬૭૯.

૮ મહારાજ સુજાનસિંહ ઇ. સ. ૧૬૭૯-૧૬૮૦.

ઉપર લખેલ હાકેમોનાં નામો ચત્રુમલ ભોજકના ચોપડામાંથી પ્રાપ્ત થયાં છે. જોધપુર મહારાજા શૂરસિંહ ગજસિંહ અને જસવંતસિંહે પોતાના તરફથી જાલોરમાં કોને મોકલ્યા હતા તે આ ચોપડામાંથી જણાતું નથી.

આલમગીર બાદશાહના જમાનામાં અને મારવાડના મહારાજા અજીતસિંહ રાઠોડના બારવટાના સમયમાં જાલોરના હાકેમોની બદલીઓ વારંવાર થતી રહેલી છે. ઇ. સ. ૧૬૮૦ માં બાદશાહે દિવાન ફતેહખાનને જાલોરના હાકેમ કરીને જાલોર મોકલ્યા ત્યાં સુધી થોડા થોડા વર્ષના અંતરે બદલીઓ કરવામાં આવતી એવું જણાય છે.



દિવાન મુઆહિદખાન ( બીજા )



## દિવાન મુઝાહીતખાન [બીજા]

### ઈ. સ. ૧૬૩૮–૧૬૬૩

**પાલણપુરની ગાદીએ આવવું અને રાજધાની મુકરર કરવી.**

દિવાન ફિરોઝખાનના મરણ પછી ઇ. સ. ૧૬૩૮ માં દિવાન મુઝાહીતખાન જાલોરને બદલે પાલણપુરની ગાદીએ બેઠા. તેમણે પાલણપુરને રાજ્યધાની ઠરાવી. ગાદીએ આવતાંજ તેમણે આજુબાજુનો મુલક વધારવામાં પોતાનું લક્ષ દોર્યું. જાલોરના જે જે લોકોને આ લોહાણી રાજ્ય કુટુંબ સાથે ગાઢ સંબંધ હતો, તેઓ આ સમયે રાજ્યકર્ત્તા સાથે પાલણપુરમાં આવી વસ્યા અને હાલ પણ તેમના વંશજો અહીં રહે છે. વેંદ, વડેરા, લુણીઆ, શાહુકાર મહેતા, સલાટ, માળી, ભીલ, જાગરી, કંદોઈ, સોની વિગેરે ઘણી જાતના લોકો દિવાન મુઝાહીતખાન સાથે અહિં આવી વસ્યા છે. હજુ સુધી પણ આ લોકોનો કેટલોક સંબંધ મારવાડ સાથે જારી છે. તેમના રીતરીવાજ, ભાષા, પહેરવેશ, તથા લખવાની શૈલી ગુજરાતી કરતાં મારવાડી લોકો સાથે વધારે મળતી આવે છે.

**લગ્ન.**

ચારણો પાસેના હિંદી લખાણોથી જણાય છે કે મુઝાહીતખાનનું લગ્ન ઇ. સ. ૧૬૨૮ માં જાડેજીબાઇ માનબાઇ સાથે થયું હતું. આ વિવાહ બહુ ઠાઠથી કરવામાં આવ્યો હતો અને ચારણોને બહુ દાન આપવામાં આવ્યાં હતાં. ચારણ ગોપાજી કલોટને લાખ પસાય સાથે મોટેટું ગામ મળ્યું હતું.

**માનસરોવર અને નગીના વાડી.**

બીજી બેગમો કરતાં માનબાઇ મુઝાહીતખાનને વધારે પ્રિય હોવાથી, તેમણે તેમના નામની યાદગિરીમાં પાલણપુરમાં એક તળાવ અને તેની આસપાસ એક બગીચો કરાવ્યો. આ તળાવનું નામ માનબાઇના નામ ઉપરથી *માનસરોવર અને બગીચાનું નામ નગીના વાડી પાડયું. માનસરોવર હાલ સારી સ્થિતિમાં છે.

---

* આ તળાવને સંવત ૧૯૫૬ ના ભારે દુષ્કાળમાં પાલણપુર રાજ્યે રીલીફવર્કના મજુરોને કામે લગાડી ઉંડું કરાવ્યું હતું. તેને લડબી નદી સાથે નહેરદ્વારા જોડી દેવામાં આવ્યું છે. તેમાં પાણી બારે માસ રહે છે તેની પાસેની નગીનાંવાડી કેટલાક વર્ષથી ઉજડ પડી છે.

**નાગણેજી માતા.**

કેટલાક એમ માને છે કે માનબાઇ જાલોટા ગામનાં હતાં, અને કેટલાકના કહેવા પ્રમાણે તે સુંથ અથવા સુંણસરનાં હતાં. એમના પિતા રહેશી પુંજાજી જાડેજા રજપુત હતા. માનબાઇના આંણાના દાયજામાં એક પેટી ભૂલથી આવી ગઇ હતી, જેમાં જાડેજા રજપુતોની કુલદેવી નાગણેજી માતાની છબીઓનું પુસ્તક હતું. એમ બન્યું કે માનબાઇના આંણાના દાયજાનો સામાન પેટીઓમાં ભરી પાલણપુર લાવવાને ગાડામાં નખાતો હતો ત્યારે એક દાસીએ ભૂલથી માતાની ૧૩૯ છબીઓના પુસ્તકોવાળી પેટી બીજી પેટીઓ સાથે ગાડીમાં મુકી. અહીં આવ્યા પછી પેટીઓ ઉઘાડતાં એકમાંથી માતાની છબીઓનું આ પુસ્તક નીકળ્યું. મુઝાહીતખાનનાં માતા ધીરાંબાઇ સાચોરા ચુહાણ રજપુત સુરજમલની પુત્રી થતાં હતાં. આ પુસ્તક જોઇ તેઓ બહુ ખુશી થયાં અને તેને શુભ શુકન ગણી પાછું મોકલવાનું ઉચિત નહીં માની તે પુસ્તક માટે રાજ્ય ગઢીમાં એક પૂજાસ્થાન બનાવ્યું, અને પૂજાનું કામ કરવાને સિદ્ધપુરના એક બ્રાહ્મણને બોલાવ્યો. હાલ આ રાજ્યમાં નવરાત્રીમાં માતાનો હવન થાય છે, અને રીવાજ પ્રમાણે પૂજારી બ્રાહ્મણ આ પુસ્તક લઇ અહીંના રાજ્યકર્તા પાસે દશરાને દિવસે હાજર થાય છે. અને શ્લોક ભણી અંદરની છબીઓનાં દર્શન કરાવે છે તથા માતાના સ્થાનમાં વાવેલા જવારા દશરાની સ્વારી ચઢતાં પહેલાં રાજ્યકર્તાને તેમજ બીજા રાજ્યકુટુંબીઓને આપે છે.

**મુઝાહીતખાનનો માનમરતબો.**

બુદ્ધિના પ્રભાવે મુઝાહીતખાને સુયશ પ્રાપ્ત કરી ગુજરાતના સુબાઓ અને મોગલ શહેનશાહતના શાહાજાદાઓનો એટલો ભરૂસો મેળવ્યો કે કેટલીક મુશ્કેલ અને હોંશીઆરીને કસોટી ઉપર મુકે તેવી નોકરીઓ તેમને સુપ્રત કરવામાં આવી. પોતે પણ આ નોકરીઓ ઘણી ખંત અને ઉમંગથી કરતા હોવાથી દિલ્હીના શહેનશાહની કૃપામાં દિનપ્રતિદિન વૃદ્ધિ કરાવવા ભાગ્યશાળી થયા. ઇ. સ. ૧૬૪૨ માં શાહજાદા ઔરંગઝેબે તેમને બીજાપુર, મહો અને સાબરકાંઠાના હાકેમ નીમ્યા હતા. મીરાતે એહમદીમાંથી જણાય છે કે ઇ. સ. ૧૬૫૩ માં શાહજાદા મહમદ મુરાદબક્ષે પોતાની ગુજરાતની સુબેદારીમાં મીર સમસ સૈયદ દીલેરખાનને પાટણથી બદલી ગોધરાની ફોજદારીમાં મોકલ્યો હતો અને તે જગ્યા મુઝાહીતખાનને આપી હતી.

**સાર્વજનિક કામો.**

મુઝાહીતખાન બિજાપુર હતા અથવા પાટણ હતા ત્યારે પાટણના સૈયદોને ગુજરાન અર્થે નોંદોત્રી ગામ તેમણે ધર્માદા આપ્યું હતું. હાલ તે ગામ પાલ-

ણપુરની હકુમતનું છે, અને તેજ સૈયદોના વંશજો ભોગવે છે. આ સૈયદો મહેદવી સૈયદ નથી. વળી વિજાપુરમાં મુઝાહીતખાને જીર્ણ થયેલ ઈદગાને ફરી બંધાવી હતી. હાલ પણ તે મકાન હયાત છે અને ઇસ્લામી હકુમતનું સ્મરણ કરાવે છે. ત્યાં કોતરેલ શીલા લેખ ફારશી કવિતામાં છે, જેનો અર્થ નીચે પ્રમાણે થાય છે.

"(૧) આ ઇદગાનો પહેલ વહેલો પાયો ઝફરખાંએ નાંખ્યો હતો, ઘણાં વર્ષો થયાથી તે જીર્ણ સ્થિતિમાં આવી ગઇ હતી.

(૨) ઇશ્વર પ્રેરણાથી નેક નૈયતના નીતિમાન્ અમીર મુઝાહીતખાને આ જીર્ણ ઈદગાને ફરી ચણાવી હતી.

(૩) જ્યારે આ તૈયાર થઇ ચૂકી ત્યારે ગેબી અવાજ આવ્યો કે

"જેનો જોડો નહી જડે એવી અનુપમ ઇદગા તૈયાર થઇ."

જે શબ્દો નીચે લીટી દોરી છે તેમાંથી અબ્જદની ગણત્રી પ્રમાણે હીજરી સન ૧૦૫૨ નીકળે છે જે વર્ષ આ ઈદગા બંધાવ્યાનું છે.

પાલણપુરની ઇદગા પણ દિવાન મુઝાહીતખાંનેજ બંધાવી છે. તે વિષેની વધુ હકીકત હાલના નવાબ શ્રી શેરમહમદ ખાનજીના રાજ્ય અમલના પ્રકરણમાં લખવામાં આવશે.

**પન્ની પઠાણો અને આલમગીરના આલીમો,**

મુઝાહીતખાનના રાજ્ય અમલમાં ઘણો જાણવા લાયક બનાવ મીયાં સૈયદ રાજુની " શાહાદત " નો છે. હીજરી સન ૧૦૫૬ માં એટલે ઇ. સ. ૧૬૪૬ માં ઓરંગઝેબની ગુજરાતની સુબેદારીના સમયમાં મહેદવી મઝહબના કેટલાક પન્ની પઠાણો ઘોડા વેચવાની સોદાગીરીનો ધંધો કરતા બુરહાનપુરથી અમદાવાદ આવ્યા. ઓરંગઝેબ ધર્મ ઝનુની હોવાથી બીજા પંથના માણસોને કેટલીક વખત બહુ દુઃખ દેતો. તેની હજુરમાં બેસનારા મોલવી મુલ્લાંઓ તેનું ધર્માંધપણું જોઇને તેને પ્રિય લાગે તેવીજ ધર્મની દલીલો કરતા. આ રસ્તે તેઓ ઔરંગઝેબની પ્રીતિ મેળવી પોતાનો સ્વાર્થ સાધતા. કેટલીક વખતે તેઓ ધર્મને બહાને ખાનગી દુશ્મનાવટ સાચવતા અને પરાયાને ખરાબ કરતા. એવું બન્યું કે આ પન્ની પઠાણો અને આ હજુરીઆઓ વચ્ચે અમદાવાદમાં મુલાકાત થઈ અને ધર્મ સંબંધી ચર્ચા ચાલી. પઠાણોને મહેદવી મઝહબની જેટલી માહીતિ હતી તે પ્રમાણે

તેઓએ દલીલો કરી અને કહ્યું કે આ મહેદવી પંથ સંબંધી વધારે જ્ઞાનની ઇચ્છા હશે તો અમારા પાલણપુરમા રહેતા મહેદવી પંથના વિદ્રાન્ સૈયદ રાજુ પાસેથી મળશે.

**મહેદવી મઝહબના આલીમોને ઔરંગઝેબનું તેડું.**

પાટણના રહીશ મુફતી (મુસલમાની ધર્મના ફરમાનો સમજાવનાર અધિકારી) અબ્દુલ કવી અને કાજી અબદુલ વાહદ ઔરંગઝેબના મુખ્ય હજુરીઆ હતા તેઓ તેના સ્વભાવને રૂચતી ધર્મની ચર્ચાઓ કરી તેને વધારે ઝનુની બનાવતા અને ભોગજોગે કોઇ બીજા પંથનો ધર્મોપદેશક ત્યા આવી ચડે તો તેને તકલીફ અને સંકટમા ઉતારતા. જ્યારે તેમણે પન્ની પડાણીનો આવો જવાબ સાભળ્યો ત્યારે પાલણપુરના સૈયદ રાજુને અમદાવાદ બોલાવવા ઔરંગઝેબને શીખવ્યું, અને તેણે એક હુકમ દિવાન મુઝાહીતખાન ઉપર લખી હૈદર બેગ હેદી સાથે સિદ્ધપુરના હાકેમ અશ્કરી બેગ ઉપર મોકલ્યો વળી અશ્કરી બેગે જાતે જઇ પાલણપુરમા મુઝાહી તખાનને આ હુકમ આપવો, એવો બીજો હુકમ લખી મોકલ્યો. હુકમ મુજબ અશ્કરી બેગ, બીજા સાત હેદીને સાથે લઇ પાલણપુર આવ્યો અને તે હુકમ હાથોહાથ મુઝાહીતખાનને આપ્યો.

આ હુકમ લઈ મુઝાહીતખાન પોતે સૈયદ દાઉદ ઇમ્તમીયા સૈયદ અસરફના ડાહીરામા ગયા અને સૈયદ રાજુના મુરસદોને ભેગા કરી ઔરંગઝેબનો હુકમ બતાવ્યો સૈયદ રાજુ મઝહબી જ્ઞાન બહોળુ ધરાવતા હોવાથી તેઓ બધા તેમને અમદાવાદ મોકલવા એક મત થયા આ પ્રમાણે સૈયદ રાજુ હીજરી સન ૧૦૫૬ રવીઉલ આખરની તારીખ ૬ ને મગળવારે (ઇ સ ૧૬૪૬) અમદાવાદ જવા પાલણપુરથી રવાને થયા. રસ્તામા તેમણે * નળાસર ગામે પ્રથમ મુકામ કર્યો તારીખ ૧૦ મી રવીઉલ આખરને દિવસે તે અમદાવાદ પહોચ્યા, અને તાજ પુરના મોહોલ્લામા મુઝાહીતખાનની હવેલીમા ઉતર્યા સુણા ઔરંગઝેબના મોલવીઓ સાથે તા ૨૧ મીના દિવસે તેમણે ધર્મચર્ચા ચલાવી. મોલવી મહેદવી પંથના નહોતા, તેથી તેઓ સૈયદ રાજુની દલીલોથી ગુસ્સે થયા અને ઔરંગઝેબને એક "ફતવો" લખી મોકલ્યો જેમા તેમણે સૈયદ રાજુને શહેર બાહાર કાઢવાની ભલામણ કરી

* સૈયદ રાજુએ હમેશ મુજબ નવાજ માટે નળાસર ગામે વજુ કર્યું અને બાવળનુ દાતણ કર્યું દાતણને તેમના મોઢાનુ થુક લાગેલ હોવાથી તે ઉગવા પામ્યુ અને તેમાથી મોટુ બાવળનુ ઝાડ થયુ આ વાર્તા ચમત્કારિક છે.

**સૈયદ રાજુને શહેર બહાર કાઢવા**

આ હુકમ લઇ શહેર કોટવાલ શાહબેગ સૈયદ રાજુ પાસે આવ્યો, ત્યારે તે પોતાના અનુયાયીઓ પણી પઠાણોના મુકામે ખાણું ખાતા હતા. કોટવાળે તેમને આ હુકમ આપ્યો ત્યારે તે બોલ્યા કે ખાણું ખાઇ રહ્યા બાદ તરતજ હું જઇશ; પણ કોટવાલે એકદમ નીકળવાની તાકીદ કર્યાથી તે ખાણું ખાધા વગર શહેર બહાર નીકળ્યા અને રૂસ્તમ બાગમાં રહ્યા

**સૈયદ રાજુની શાહદત.**

તે મોલવીઓએ રાજુને મારી નાખવાનો શાહબેગ કોટવાળને છાની સૂચના કરી હતી, તેથી તે તેમની પાછળ પાછળ કેટલાક માણસો લઇ રૂસ્તમ બાગમાં આવ્યો; અને પ્રથમ ઘડી રાખેલ યુક્તિ પ્રમાણે તેણે ખાણા ઉપરજ સૈયદ રાજુના આદમીઓને ઘાયલ કર્યા. અહીં ઝપાઝપી ચાલી. કોટવાલની મદદે બહાદુરખાન ચેલા, ઇસ્માઇલબેગ તથા નવાનગરના જાગીરદાર જામ રણમલ આવી પહોંચ્યા. આ ઝપાઝપીમાં કોટવાલનો દિકરો માર્યો ગયો અને બહાદુરખાન ઘાયલ થયો. સાંજ સુધી લઢાઇ ચાલી. સૈયદ રાજુ ઘાયલ થયા હતા, તોપણ તે શીર ઝુકાવી બેઠા બેઠા નવાજ પઢતા હતા, એટલામાં એક દાવેઝઈ પઠાણ નામે †**દીલેરખાને** પાછળથી ખભા ઉપર એક ઝાટકો માર્યો. સૈયદ રાજુ

† દીલેરખાન દાવેઝઇ રોહિલા પઠાણ હતો. ઔરંગઝેબ ગુજરાતનો સુબો થયો ત્યારે તે કોટવાળનો સાધારણ સીપાઇ હતો. ઔરંગઝેબનો દુધભાઇ બહાદુરખાન તેના ઉપર પ્યાર રાખતો અને વખતો વખત પોતાની સાથે નોકરીમાં લેતો. ઔરંગઝેબ આથી દીલેરખાનને ઓળખતો હતો. સૈયદ રાજુ તેનાજ હાથથી કતલ થયો તેથી ઔરંગઝેબ તેના ઉપર વધારે ખુશી થયો અને માન વધારી તેને શીકાર તથા બીજી ગમતોમાં સાથે રાખવા લાગ્યો. શાહેનશાહ થયા પછી ઔરંગઝેબે જોધપુર મહારાજા જશવંતસિંહ રાઠોડની સાથે શાહજાદા મુઆઝીમને દક્ષિણમાં ચડાઇ કરવાને મોકલ્યો, ત્યારે દીલેરખાનને કાકા બહાદુરખાનની સીફારસથી શાહજાદાની બૉડીગાર્ડનો સ્વાર નીમ્યો. દીલેરખાનની રીતભાત સારી ન હોવાથી શાહજાદો તેનાથી નાખુશ રહેવા લાગ્યો. આથી ડરી જઇ દીલેરખાન ઉજ્જન તરફ ચાલ્યો ગયો, અને ત્યાંજ કેટલોક સમય છુપો રહ્યો. બાહાદુરખાન ' ખાનજહાન " નો ખીતાબ મેળવી ગુજરાતનો સુબો થયો ત્યારે તે ઉજ્જનથી તેની પાસે આવ્યો. બાહાદુરખાને વચ લગાડી શાહજાદાની માફી અપાવી. દીલેરખાન પછીથી સુરતનો ફોજદાર થયો, જ્યારે બાહાદુરખાન ગુજરાતની સુબેદારીથી છુટો થયો અને તેની જગોએ મહારાજા જશવંતસિંહ આવ્યા ત્યારે મહારાજાએ તેને અમદાવાદ બોલાવી લીધો અને ત્યાંજ રાખ્યો. ગુજરાન માટે વિજાપુરમા તેને કેટલીક જમીન મળી. સંવત ૧૮૧૩ ઇ. સ ૧૭૫૭ મા દીલેરખાનના વંશના રહેમતખાનને કમાલપુર ગામનો પટો મળ્યો ત્યાર પછી તે વિજાપુર છોડી પાલણપુર ઈલાકામાં આવી વસ્યા. રહેમતખાનને નાસ્ખાન અને સાબતખાન નામે બે દીકરા અને ચાર દીકરીઓ હતી. ચાર દીકરીઓમાંના માજીબાઇનું લગ્ન દીવાન ફીરોઝખાન ત્રીજા સાથે થયું હતુ અને તેમને પેટે દિવાન ફતેહખાન બીજાના જન્મ ઇ. સ. ૧૭૯૮ માં થયા હતો.

ઉભા થવા જાય છે તેટલામાં એક બીજો ઝાટકો છાતીમાં એટલા જોરથી આવ્યો કે તેમણે ત્યાંજ પ્રાણ છોડ્યા. આ ઝપાઝપીમાં સૈયદ રાજુના બીજા બાવીસ માણસો માર્યા ગયા. ત્રીજે દિવસે આ લાસોને સૈયદ યાકુબ બુખારીએ ધર્મ ક્રિયા મુજબ ત્યાંજ દફનાવી દીધી. સૈયદ રાજુની તુરબત ત્યાં છે, જેની ઘણા લોકો માનતા માને છે.

આવા ધર્મઝનુનને લીધે સૈયદ રાજુ જેવા કેટલાક પવિત્ર પુરૂષોનો ઔરંગઝેબે વધ કરાવ્યો હતો. બાદશાહ થયા પછી પણ તેનું ઝનુન તેવું ને તેવુંજ રહ્યું હતું. બલ્કે સત્તાસાથે તે પણ વૃદ્ધિ પામ્યું હતું. તેના અમલમાં જે જે કારણોથી મુગલ શહેનશાહતની પડતીનાં ચિન્હ દૃષ્ટિગોચર થવા લાગ્યા હતાં તેમાંનું એક મુખ્ય કારણ તેનું ધર્મઝનુન હતું. આજ ઝનુને તેના હજારો દુશ્મન કર્યાં હતા.

**દારાસીકોહ અને કાનજી કોળી**

મીરાતે એહમદીમાં લખ્યું છે કે ઇ. સ. ૧૬૫૮ માં દારા સીકોહ જ્યારે અજમેર પાસેના ડુંગરાઓમાં હાર ખાઇ પોતાના જુના મિત્રોની સહાયતા મેળવવાની ઉમેદથી ગુજરાત તરફ આવ્યો ત્યારે તેના દુર્ભાગ્યે ઔરંગઝેબનો એક સરદાર નામે સરદારખાન મોટા લશ્કર સાથે અમદાવાદના બચાવ માટે છાવણી નાંખી પડયો હતો. આથી દારા સીકોહ બહુ ગભરાયો અને નાસીપાસ થયો. થોડા વખતમાં શાહાજહાં બાદશાહ પછી જે હિંદનો શહેનશાહ થવાની તૈયારીમા હતો તે આવી સ્થિતિમાં આવી પડયો. તેણે જાન બચાવવા અને એક વખત ફરી નસીબ અજમવવા માટે ચુંવાળ પરગણાના મુખી કાનજી કોળીનો આશ્રય લીધો. જે સમયે તેના ઘાડા મિત્રો પણ તેનાથી વિરૂદ્ધ થઇ બેઠા હતા તેવા બારીક સમયે આ કોળીએ પોતાનાથી બનતો આશ્રય તેને આપ્યો અને તેની ઇચ્છા પ્રમાણે તેને કચ્છના જાડેજા રજપુતોની હદમાં પોતાના કોળીઓ સાથે પહોંચાડી દીધો.

---

દિવાન ફતેહખાન સવત ૧૮૭૪ ઇ સ ૧૮૧૭ મા બીજી વખત ગાદીએ આવ્યા ત્યારે માજીબાઇના પીઅરના સગા પઠાણોને મુજાદપુર બાહરપુર, ચડોખા, વેસા અને થલવાડા ગામ તેમણે નોકરી પેટ આપ્યા દિવાન ઝોરાવરખાનેમુજાદપુરને બદલે અરોડ આપ્યુ. રહેમતખાનની બીજી દીકરી સાવજીબાઇ ખુરમાણી પઠાણ નારખાનને પરણાવી હતી તેમને ત્રણ દીકરા નામે મોઝમખાન ઉમરખાન ઉર્ફે ઠાકરમીઆ અને ચાદખાન થયા આ સગપણથીજ દિવાન પીરોઝખાન ત્રીજાએ બાહરપર નારખાન ખુરમાણીને આપ્યુ અને તેમના દીકરા દિવાન ફતેહખાન બીજાએ મોઝમખાનને અને ઠાકરમીઆને શેરપુરા ગામ આપ્યુ દિવાન ઝોરાવરખાને મોઅઝમખાનના દીકરા આજમખાનને ગોઢાસણ ગામ આપ્યુ અને હાલના નવાબ શ્રી શેરમહમદખાનજીએ ઠાકરમીઆના પૌત્ર પાહાડખાનને નગાણા ગામ આપ્યું છે. ઉપર બતાવેલ સગપણથી દાવેઝઇ પઠાણો હેતાણી રાજકુટુંબ અને વિહારીઓ સાથે જોડાએલ છે

શાહજાદો દારા સીકોહ કચ્છની હદમાં પોહોંચી ગયો ત્યાર પછી થોડા વખતમાં તેરવાડાના એક બલોચે દારા સીકોહનું નામ ધારણ કરી ગુજરાતમાં બળવો ઉઠાવ્યો.

ઢોંગી દારા સીકોહ.

આ બળવામાં કાનજી વદાજી તથા કાંકરેજ ઈલાકાના કોળી અને ભુમીઆ મહેવાસીઓ પણ સામેલ થયા. આ બંડની ખબર પડતાં ઔરંગઝેબ બાદશાહ તેમના ઉપર બહુ ગુસ્સે થયો અને તેમની જાગીર જપ્ત કરવાનો હુકમ તેણે ગુજરાતના સુબા મોહબતખાન ઉપર મોકલ્યો. આ અવ્યવસ્થિત સમયનો લાભ લઈ મુઝાહીદખાને પોતાની હકુમત નીચેનું મહેવાસી મુંવાતર કોળીઓની જાગીરનું દાંતીવાડા પ્રગણું ખાલસા કરી લીધું.

જ્યારથી લોહાની ખાનદાનની રાજ્યગાદી પાલણપુરમાં સ્થપાઈ ત્યારથી દાંતીવાડાના મુંવાતર કોળી જાગીરદારો આ રાજ્યને ખંડણી આપવા લાગ્યા. આ ખંડણી ઉપરાંત તેઓ વાર્ષિક નજરાણાની રકમ પણ આપતા. પણ તે રકમ હરસાલે ન આપતાં તેઓ બાકીમાં ખેંચતા હતા. પાલણપુર જ્યારે લડાઈમાં ઉતરતું ત્યારે રકમ બધા વર્ષની ગણીને તેઓ આપતા. મુઝાહીદખાને આ બાબતનો તોડ એવી રીતે કાઢયો કે તેમણે દાંતીવાડાની જાગીર મુંવાતર કોળી ઠાકરોને સોંપી દીધી અને તેને પેટે તેમની જાગીરમાંથી અમુક ભાગ લેવા માંડયો. આ ભાગમાં પ્રસંગોપાત ઘણો ફેરફાર થયો છે. પણ દાંતીવાડાની જાગીરમાં પાલણપુર રાજ્યનો હીસ્સો નાંખનાર પ્રથમ મુઝાહીદખાન હતા.

દાંતીવાડામાં પાલણપુર રાજ્યનો હિસ્સો.

મુઝાહીદખાનને કાંઈ સંતતિ હતી નહીં તેથી તેઓ હરઘડી શોચમાં રહેતા. ઈ. સ. ૧૬૬૩ માં યશસ્વી કારકીર્દી ભોગવી તે પાલણપુરમાં દેવગત થયા. તેમના પછી રાજ્યગાદી તેમના ભાઈ સલેમખાનના કુટુંબમાં ગઈ. સલેમખાનની ઓલાદની બે શાખાઓ હાલ છે. જે વિષેની વિશેષ હકીકત આગળ આવશે.

દેહ ત્યાગ.

મુઝાહીદખાન બહુ સારી નીતિના અને રાજ્યકાર્યમાં કુશળતા ધરાવનાર રાજા હતા. બાદશાહ તરફના હાકેમોને તે હોંશીઆરીથી મેળવી લેતા. તેમણે ગુજરાતના સુબા શાહાજાદા મુરાદનો વિશ્વાસ અને પ્રીતિ મેળવ્યાં હતાં. ઔરંગઝેબ પણ તેમના ઉપર પ્રીતિ રાખતા. ધર્મ ઉપર તેમની પૂર્ણ આસ્થા હતી અને તેઓ ધર્માદા કાર્યો ઘણાં કરતા.

લક્ષણ.

---



# દિવાન કમાલખાન ઉર્ફે કર્ણકમાલ.

ઈ. સ. ૧૬૬૩–૧૭૦૬.



પોતાને પુત્ર નહિ હોવાથી મુઝાહીદખાને પોતાની હયાતિમાં પોતાના ભાઈ સલેમખાનના દિકરા કમાલખાનને દત્તક લઈ રાજ્યના પાટવી બનાવ્યા હતા. તે મુઝાહીદખાનના મરણ પછી ઈ. સ. ૧૬૬૩ માં ગાદીએ આવ્યા. કમાલખાનને દત્તક લઈ ગાદીના વારસ કરવાનું મુઝાહીદખાનનું આ પગલું ઇસ્લામી ધર્મના ફરમાનોને અનુસરતું નહોતું. જમાનો પણ ઔરંગઝેબ જેવા ધર્મચુસ્ત બાદશાહનો હતો; તેમ છતાં ધર્મના ફરમાનો બાજુએ મુકી પોતાના મોટા ભત્રિજા ફતેહખાનના બળવત્તર હક તરફ ખ્યાલ નહિ રાખતાં દિવાન મુઝાહીદખાને પોતાના નાના ભત્રિજા કમાલખાનને શા કારણથી ગાદીના વારસ ઠરાવ્યા તે સમજી શકાતું નથી.

**ગાદીએ આવ્યું.**

ફતેહખાન અને કમાલખાન બન્ને સગા ભાઇ હતા. કમાલખાન રાજ્યનું કામ પોતાના મોટા ભાઇ ફતેહખાનની સલાહથી ચલાવતા હતા. મોટા ભાઇના હક તરફ પુરતો ખ્યાલ રાખી, ભવિષ્યમાં બન્ને ભાઈઓ વચ્ચે કુસંપનાં બીજ રોપાઇ તેનાં માઠાં ફળ ચાખવાં ન પડે એ હેતુથી કમાલખાન મોટા ભાઇ સાથે બહુ સલાહસંપથી વર્તતા.

**કમાલખાનના ભાઇ ફતેહખાન.**

કેટલાક સમય સુધી આ બન્ને ભાઈઓ સલાહ સંપમાં રહી એકત્ર મનથી પાલણપુરનું રાજ્ય ચલાવતા રહ્યા. પાલણપુરનું નજરાણું ભરવા માટે ગુજરાતના સુબાનું લખાણ આવવાથી કમાલખાને તે ભરવા ફતેહખાનને અમદાવાદ મોકલ્યા હતા. જાલોર, સાચોર અને ભીનમાલ એ ત્રણે પરગણાંની સનદ ઔરંગઝેબ બાદશાહે ફતેહખાનને આપવી, પાલણપુર અને જાલોર બન્ને ઇલાકાને મેળવી લેવામાં ફતેહખાનનું પોતાની બુદ્ધિથી શક્તિમાન્ થવું એ વિગેરે વિગતવાર હકિકત દિવાન ફતેહખાનના રાજ્ય અમલના હેવાલમાં લખવામાં આવશે. દિવાન ફતેહખાન જાલોરમાં અને દિવાન કમાલખાન પાલણપુરમાં એકજ સમયે રાજ્ય ચલાવવા લાગ્યા.

**જાલોરને પાલણપુર સાથે જોડી દેવુ.**



દિવાન કમાલખાન ઉર્ફે કર્ણકમાલ.

કમાલખાનનું ગાદીએથી દૂર થવું અને કાયમ થવું.

મીરાતે એહમદીમાં લખ્યું છે, કે દિવાન કમાલખાન લોહાનીને ‘ ચાર સદી જાત ’ અને ‘ સેસદો પંજા ’ સવારોના મનસબદારોમાં ગણવામાં આવતા હતા. ઇ. સ. ૧૬૭૦ માં જોધપુરના મહારાજા જસવંતસિંહ રાઠોડે ગુજરાતમાં પોતાની સુબાગીરીના વખતમાં દિવાન કમાલખાનને પાલણપુર રાજ્ય ઉપરથી દૂર કર્યા હતા, પણ તેમની ત્યાંથી બદલી થતાં તેઓ પાલણપુરની ગાદીએ ફરી કાયમ થયા હતા. પાલણપુરની રાજ્યગાદીથી કમાલખાન આશરે દોઢ વર્ષ દૂર રહ્યા હતા એમ જણાય છે, તેની સાથે એમ પણ મળી આવે છે કે આ દોઢ વર્ષ પાલણપુરની ગાદી ઉપર તેમના મોટાભાઇ ફતેહખાને રાજ્ય કર્યું હતું. આ બનાવના કારણની હકીકત દિવાન ફતેહખાનના એહેવાલમાં આવશે.

મારવાડની કારકીર્દી.

ઇ. સ. ૧૬૯૦ માં ગુજરાત અને મારવાડના સુબા નવાબ સુજાઅતખાનને ખબર મળી કે જાલોરના દિવાન ફતેહખાનનું *મૃત્યુ થયાથી મારવાડના લોકોએ દુર્ગાદાસ રાઠોડ અને બીજા આગેવાન રાઠોડ સરદારોની નીચે રહી લૂટફાટ કરી ફરી +બંડ કર્યું છે. આ ઉપરથી તે સુબો આ તોફાન એકદમ બેસાડવા અને દુર્ગાદાસને શિક્ષા કરવા અમદાવાદથી જોધપુર આવી પહોંચ્યો. ત્યાં તેને માલુમ પડયું કે જ્યાં સુધી મારવાડની સરહદ ઉપર આવેલ બીજાં પરગણાંનો ચોકસ બંદોબસ્ત થશે નહિ, ત્યાં સુધી આ રાઠોડનું બહારવટું અટકશે નહિ, અને મારવાડના મુલકને તેઓ તારાજ કરશે. આ ઉપરથી તેણે દિવાન કમાલખાનને પાલણપુર લખી મોકલ્યું કે તમારે એકદમ જાલોર આવવું. અને અરવલ્લીના પહાડની ખીણો અને પહાડી સાંકડી નાળોનાં નાકાં રોકવાં; જેથી તે ધારતો હતો કે રાઠોડો મારવાડને પાયમાલ કરતા અટકશે. આ હુકમ મળતાંજ કમાલખાન પાલણપુરનો* બંદોબસ્ત કરવાનું કામ પોતાના પાટવી

* દિવાન કમાલખાન અને દિવાન ફતેહખાન બન્ને ભાઇ પાલણપુર અને જાલોરની ગાદીએ એકજ સમયે થયા છે; તેથી તેમની જીંદગીનાં વૃત્તાન્ત એક બીજાથી મળી ગયાં છે, માટે વાંચક બન્ને હેવાલો સાથે નહિ વાંચે તો તેને ગોટાળો જણાશે.

+ દિવાન ફતેહખાનને જાલોર મળ્યું, તે અરસામાં રાઠોડોએ બાદશાહ સામ ભારે બંડ ઉઠાવ્યું હતું; અને દિવામ ફતેહખાનના મૃત્યુ પછી પણ તેમણે તેવુંજ બંડ કર્યું તેથી " ફરી " શબ્દ વાપર્યો છે.

* દુર્ગાદાસનું બંડ સમાવવાને માટે બાદશાહ ઓરંગઝેબે દિવાન કમાલખાનને જાલોર જવા હુકમ કર્યો, તે સમયે તેમની હકુમત નિચે જાલોર, પાલણપુર, સાચોર અને મારવાડની પશ્ચિમે આવેલ બાડમેરનો મુલક હતો. પણ રાજ્યગાદી પાલણપુર કર્યાથી તેઓ અહીં રહી આ સર્વ મુલક ઉપર હકુમત ચલાવતા હતા.

કુમાર ફીરોજખાનને સોંપીને એકદમ જાલોર ગયા. તેમણે સુધા પહાડમાંની ઘાટીઓને ઘેરી લઇ એવો સખ્ત બંદોબસ્ત કર્યો કે રાઠોડોને આવજાવ કરવાનો માર્ગ રોકાઇ ગયો.

જજીયાવેરો વસુલ કરવો.

ઇ. સ. ૧૬૯૦ માં પાલણપુર તથા બીજાં પરગણાંની હિન્દુ રૈયત પાસેથી જજીયાવેરો ઉઘરાવવા માટે ઔરંગઝેબ બાદશાહે ગુજરાત અને મારવાડના સુબેદાર સુજાતખાન હાકેમને હુકમ મોકલ્યો. તે હાકેમે આ બાબતમાં દિવાન કમાલખાનને લખ્યું. દિવાન કમાલખાન ધર્મ ઝનુની નહોતા. ઔરંગઝેબના આ પગલાને તેમણે વ્યાજબી ગણ્યું નહિ. આ વેરો ઉઘરાવવાની બાબત તેમને અણગમતી હોવાથી તેમજ બાદશાહી હુકમને માન્ય કરવા તે બંધાયેલ હોવાથી તે કામ તેમણે પોતાના પુત્ર ફીરોજખાનને સોંપ્યું. ફીરોજખાન આ વખતે જાલોરમાં કમાલખાનની વતી કામ કરતા હતા. તેમણે આ વેરો ઉઘરાવવા આવનાર શેખ ઇક્રામુદ્દીનને મદદ કરી વેરો વસુલ કરાવી આપ્યો. (જુઓ મીરાતે એહમદી પ્રથમ ભાગ પાનું ૩૪૨ મું.)

દિલ્હીના બાદશાહની હજુરમાં શીકારી ચિત્તાઓ મોકલવાનો રીવાજ.—

પાલણપુરથી દર વરસે શિકારી ચિત્તાઓ દિલ્હીના બાદશાહની હજુરમાં મોકલવામાં આવતા હતા. દિવાન કમાલખાન તરફથી આ ચિત્તાઓ મોકલવામાં આ સાલ ઢીલ થઇ, તેથી વખતસર બાદશાહની હજુરમાં તે પહોંચી શક્યા નહિ. ઔરંગઝેબ બાદશાહ જે રાજ્યની નાની મોટી સઘળી બાબતોથી વાકેફ રહેતા હતા, તેણે દિવાન કમાલખાનની ગફલત માટે ગુજરાત અને મારવાડના સુબા નવાબ સુજાઅતખાનને લખી મોકલ્યું. હીજરી સન ૧૧૦૨ માં સુજાઅતખાને આ હુકમ દિવાન કમાલખાનને મોકલ્યો અને કહેવરાવ્યું કે રીવાજ મુજબ શિકારી ચિત્તાઓ તમારે વિના ઢીલે બાદશાહી હજુરમાં મોકલી દેવા. આ ખબર મળતાંજ દિવાન કમાલખાને શિકારી ચિત્તાઓની કેટલીક ઉમદી જોડો ભેગી કરી બાદશાહની હજુરમાં સત્વર મોકલાવી આપી. સુભાગ્યે આ ચિત્તાઓ એવે પ્રસંગે આવી પહોંચ્યા કે તે વખતે બાદશાહ શિકારમાં જવાની તૈયારીઓ કરતો હતો. આ ચિત્તાઓ બહુ પસંદ પડવાથી તેણે શિકારખાતાના ઉપરીને શિકારમાં સાથે લઇ લેવા હુકમ આપ્યો. શિકારમાં ચિત્તાઓએ એવી ચાલાકીથી શિકાર કર્યો કે બાદશાહ બહુ પ્રસન્ન થયો અને તેણે ચિત્તાઓની તથા કમાલખાનની તારીફ અમદાવાદના સુબાને લખી મોકલી

" અજ તોફ એ કમાલ મુસરતે કમાલ દસ્તદાદ, ચુનાકે મજમુને દેર આયદ દુરસ્ત આયદ બર આન્ સાદીક આમદ. "

અર્થઃ—" કમાલ ( કમાલખાન ) નીભેટે કમાલ (અત્યંત) હર્ષ આપ્યો. "

" વિલંબથી આવતી ચીજ જોઇએ તેવી શુદ્ધ આવે છે એ કહેવત અહીં ખરેખર લાગુ પડે છે. "

કમાલખાને બજાવેલી સેવા.

ઇ. સ. ૧૭૦૬ માં એક મરાઠી સરદાર દાનાજી જાદવે ગુજરાત ઉપર ચડાઇ કરી ત્યાંના નાયબસુબા અબદુલ હમીદખાન તથા સફદરખાન બાબીને તથા હમીદખાનના બન્ને દીકરા સલાબતખાન અને શેરદીલખાનને પકડી કેદ કર્યા. આ ઉપરાંત ગુજરાતના જે જે ઉમરાવો તેની સામે થયા તેમાંના પણ કેટલાક તેના હાથમાં ફસાઇ પડયા. આ બનાવથી લાચાર થઇ ગુજરાતના સુબા શાહજાદા મહમદ આઝમશાહે મરેઠાઓ સામે લડવા માટે મદદ મોકલવાની ઔરંગઝેબ બાદશાહને અરજ કરી પણ તેને મદદ નહિ આપતાં લખી મોકલ્યું કે ગુજરાતમાં જે જે લોકો સિપાઇગીરીનો ધંધો કરે છે તેમાંથી લશ્કરની ભરતી કરી દુશ્મનો સામે લડવું. શાહજાદાએ ગુજરાતના સિપાઇઓની ભરતી કરી. આ વખતે મરાઠાઓના હુમલાઓએ ગુજરાતમાં ગભરાટ ફેલાવ્યો હતો, તેમાં વળી ગુજરાતને વધારે ગભરાટમાં પડવાનું કારણ એ બન્યું કે ઔરંગઝેબે ગુજરાતના સુબાને પોતાના તરફથી મદદ મોકલવાની સાફ ના પાડી. આ સમય દિવાન કમાલખાનને બહુ અનુકૂળ નીવડયો. તેમણે ગુજરાતના સુબાને બહુ સારી મદદ આપી બાદશાહની પ્રીતિ મેળવી અને ગુજરાતના " સદરૂસુદુર " ( બધી અદાલતોના ઉપરી ) શેખ નુરૂલહક મારફતે નીચેનો અરજ બાદશાહને ગુજારી કે—

" અમદાવાદ તરફ લૂટ કરવાનો દક્ષણીઓ ( મરાઠાઓ ) નો દુષ્ટ ઇરાદો સાંભળી સેવક મહમદ ફીરોઝ ( ફિરોઝખાન ) ને લશ્કર સહિત અહિં રાખી હું જાતે જમીનદાર, સવાર તથા પાયદળ લશ્કર લઇને અમદાવાદ તરફ જાઉં છું. આશા છે કે તાબેદારને મદદ આપનાર ફોજ ગુજરાતમાં બાદશાહી સેવા બજાવે ત્યાં સુધી ત્યાંના રીવાજ પ્રમાણે બાદશાહત તરફથી તેને ખોરાકી મળે એવો હુકમ કરવામાં આવશે, જેથી આ લશ્કર મારી સાથે રહી મરતાંસુધી લડે. "

કમાલખાનની સારી નોકરીથી બાદશાહ અત્યંત ખુશી થયો, અને તેણે તેના બદલામાં તેમની પદવી અને માનમરતબામાં વૃદ્ધિ કરવાનો વિચાર કર્યો પણ

નશીબમા તે ફળ લેવાનુ લખ્યુ નહોતુ એટલુ જ નહિ પણ આગળ જણાશે કે ઉલટુ તેમને લાભને બદલે નુકશાન ખમવુ પડયુ "ઇશ્વર ઇચ્છા બળવાન છે" લોહાની રાજ્યકર્તાઓ આવા બારીક સમયે અને સચોગોમા પણ ભાગ્યમા હતુ તેટલુ રાજ્ય અને માનમરતબો જાળવવા શક્તિમાન્ થયા છે એ પરમકૃપાળુ પરમેશ્વરની અગાધ કૃપા છે

દિવાન કમાલખાને બજાવેલી સેવાનો બદલો આપવા ઔરંગઝેબ બાદશાહ વિચારમા હતો, પરતુ દક્ષિણમા મરેઠાઓ સામેના વિગ્રહે તેનુ તનમન ધન એટલે દરજ્જે રોકયુ કે શહેનશાહતના બીજા ઘણા જરૂરી કામો તેને પડતા મુકવા પડયા ઔરંગઝેબ બાદશાહ દક્ષિણમાજ રોકાયેલ હતો, તેટલામા ઈ. સ ૧૭૦૬* મા દિવાન કમાલખાન ગુજરી ગયા

**ઔરંગઝેબ અને રાઠોડોનુ બહારવટુ**

દિવાન કમાલખાનના સમયમા એક મહાન બનાવ એ બન્યો કે લોહાની રાજ્યકર્તાઓની માલીકીમાથી જાલોર સદાને માટે છૂટી ગયુ રાઠોડોનો નાશ કરવા માટે ઔરંગઝેબ પોતાનાથી બનતુ કરી રહ્યો હતો, પરતુ તેમની ઝપાઝપી વાળી લડાઇઓ અને ચાલાકી ભરેલી લૂટફાટોએ તેને બહુજ સતાવ્યો મારવાડમા રાખેલા જાસૂસોના લખાણોથી ભરમાઇ જઇ ફોજના જે જે અમલદારો ઉપર રાઠોડો તરફ ફૂટી જવાનો શક આવ્યો તેમાના ઘણાને તેણે દૂર કર્યા કેટલાકને મારવાડમાથી પોતાની હજુરમા બોલાવી લીધા, અને કેટલાકોના માનમર્તબામા ઘટાડો કર્યો

**શાહજાદો અકબર અને બળવાખોર રાઠોડો**

રાઠોડોનો દગો સમાવી દેવાના પ્રયત્નમા નિષ્ફળ જવાથી શકાશિલ થઈ ઔરંગઝેબ બાદશાહે ઘણા રાજ્ય કુશળ અમલદારોને ખરાબ કર્યા છેવટે ઘણી મુશ્કેલીઓનો અત આણવાને તેણે પોતાના વિશ્વાસુ પ્રિય પુત્ર શાહજાદા મહમદ અકબરને ફોજનો ઉપરી બનાવી રાઠોડો સામે મોકલ્યો

---

(૧) કેટલાક લેખકો એમ કહે છે કે કમાલખાન સવત ૧૭૫૪ અગર ૧૭૫૫ મા મરણ પામ્યા છે પણ આ વાત ખોટુ છે કારણ કે ઉપરના બનાવો ઉપરાંત મીરાતે એહમદીનુ લખાણ અહીં દાખલ કરવામા આવેલ છે તે પણ આ વાતને ટેકો આપે છે

શાહજાદો અકબર એક મોટું કસાએલું લશ્કર લઇ આવે છે એવી ખબર મળતાં રાઠોડો બહુ ગભરાઇ ગયા, અને શાહજાદાને પોતાના પક્ષમાં કેવી રીતે લેવો

રાઠોડોની ચાલાકી.

તેની યુક્તિઓ તેમણે રચવા માંડી. તેઓએ એક ચપળ અને વાચાળ ચારણને સુલેહના પેગામ સાથે મોકલ્યો. તેણે પોતાના વાક્ચાતુર્યથી શાહજાદાનું વલણ રજપુતો તરફ એટલું બધું ખેંચ્યું કે શાહજાદો રજપુતો તરફ દુશ્મનાવટ રાખવાને બદલે માયા અને મહોબત રાખવા લાગ્યો. વળી તેણે શાહજાદાનું વલણ રજપુતો તરફ થએલું જોઇ તેના પિતા પ્રત્યેનો પુજ્યભાવ ઉઠાડી દેવા અને પિતા પુત્ર વચ્ચે કુસંપનાં બીજ રોપવા પ્રયત્ન કર્યો. તેણે અરજ કરી કે હાલ આપના ઉપર ઔરંગઝેબ બાદશાહની પરમ કૃપા છે અને બીજા ભાઇઓ કરતાં આપને તે વધારે ચાહે છે, પણ આ બાબત આપના ભાઇઓને અણગમતી હોવાથી તે આપના શત્રુ થઈ બેઠા છે. આપના પિતાના સમયમાં તેઓ આપનો વાળ પણ વાંકો કરી શકવાના નથી, પણ જ્યારે આપ આ દુનિયામાં શિરછત્ર રહિત હશો, તે વખતે તેઓ સ્વતંત્ર અખત્યાર અંગીકૃત કરી આપથી વિરૂદ્ધ થશે. તેવે પ્રસંગે આપ નામદારનુ શું થશે તેનો આપ ખ્યાલ કરશો. આપના ભાઇઓ ભવિષ્યમાં કેટલી મુશીબતો લાવશે તે નાનું બાળક પણ સમજી શકે તેમ છે. આ બાબતમાં આપને સૂચના આપવી તે 'લુકમાનને હીકમત શીખવવા જેવું છે.' પરંતુ એટલી અરજ મારે ફરજની રૂઈએ ગુજારવી પડશે કે આવો બારીક સમય આપના દાદા અને પરદાદાઓએ રજપુતોની મદદથીજ પસાર કર્યો છે. જુઓ કે અકબર બાદશાહે સર્વ રજપુત રાજાઓને પોતાના પક્ષમાં ખેંચી લેવાની રાજનીતિ અંગીકૃત કરી હતી. બહાદુર અને વફાદાર રજપુતો સાથે મેળાપ રાખવાથી અકબર હિંદુસ્તાનના દૂરના મુલકોને તાબે કરી શક્યો હતો, તેવીજ રીતે શાહજહાન બાદશાહના ગાદીએ બેસતી વખતે જે જે ઝગડા ઉઠયા હતા, તે સર્વે રજપુતોની મદદથીજ સમ્યા હતા. આવી રીતે આપ પણ દીર્ઘદૃષ્ટિ વાપરી આ વફાદાર કોમ સાથે માયા અને સંબંધમાં જોડાશો તો નવાઇ જેવું નથી, કે ઔરંગઝેબ બાદશાહની હયાતીમાંજ આપ શહે શાહ થઇ શકો. ચારણના આવા વાક્ચાતુર્યથી મૂર્ખ શાહજાદો એટલો બધો ભરમાઇ ગયો કે જે કામ માટે તે અહીં આવ્યો હતો તે સર્વ ભૂલી જઇ ઉલટો રજપુતો તરફ માયા અને મહોબત બતાવવા લાગ્યો. રાઠોડો સાથે લડાઇ કરવાના વિચારથી તે આવ્યો હતો, તે વિચાર તો હવે સ્વપ્ને પણ આવવા પામ્યો નહિ, અને ઉલટું રજપુતો રાત દિવસ તેની પાસે હાજર રહી પિતા વિરૂદ્ધ પાઠ ભણાવવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે

તે પોતાના પિતાથી તદ્દન વિમુખ થયો, અને સામે થવા તૈયારી કરવા લાગ્યો. આ પ્રમાણે રજપુતોના ફંદામાં ફસાઇ જઇ શાહજાદો પોતાના પિતાનો કટ્ટો શત્રુ થયો.

**બાદશાહ અને શાહજાદા વચ્ચે પત્ર વ્યવહાર**

શાહજાદાની નાદાની અને મૂર્ખાઇ ભરેલી વર્તણુકથી બાદશાહને સ્વાભાવિક ગુસ્સા સાથે અફસોસ થયો. જાહેર રીતે શાહજાદાને શિક્ષા કરવાનું યોગ્ય ન જણાયાથી બાદશાહે રજપુતોનો અણગમો શાહજાદા તરફ પેદા કરાવવા યુક્તિ રચી, અને જે કામ જાહેર લડાઇથી કરવું અયોગ્ય જણાયું તે કામ સંપૂર્ણ રીતે બાદશાહે કલમદ્વારા પાર પાડ્યું. તેણે પોતાના પુત્રને એવા પ્રપંચી પત્રો લખ્યા કે રજપુતોના હાથમાં તે પત્રો જતાંજ તેઓ શાહજાદા વિરૂદ્ધ એટલે દરજ્જે વહેમાઇ ગયા, કે શાહજાદાને મારવાડ છોડવું પડ્યું, અને તેની ઉમેદો નાશ પામી.*

**શાહજાદા અકબરની મૂર્ખાઇનું પરિણામ**

બાદશાહે શાહજાદાને રાઠોડોનો કટ્ટો શત્રુ બનાવવાને દાવપેચ રચી એવો પત્ર તેને લખ્યો કે તે રાઠોડોના હાથમાં પડતાંજ તેઓ ગભરાયા અને શાહજાદાની વિરૂદ્ધમાં શંકાશિલ થયા. તેઓ બાદશાહની બાજી કળી શક્યા નહિ હવે શાહજાદાને મારવાડમાં રહેવા દેવો તે તેઓએ મહિસલામતી ભરેલું ધાર્યું નહિ; તેથી કાંઇક બહાના સર તેને મહારાષ્ટ્રના રાજા સંભાજી પાસે મોકલાવી દીધો. શાહજાદો કેટલોક વખત સતારામાં રહ્યો, પણ મરાઠાઓ તરફથી કાંઇ મદદ નહિ મળવાથી આશાભંગ થઇ તે ઇરાનના શાહની મદદ માટે એક અંગ્રેજી વહાણમાં બેસી ત્યાં ચાલ્યો ગયો, અને ત્યાંજ તે મરણ પામ્યો.

મીફતાહુત તવારીખમાં લખ્યું છે, કે કમનસીબ શાહજાદા અકબરનો કબર ઉપરના લેખમાં દિલને અફસોસ કરાવનારી એક શેર લખી છે.—

" अज़ जफाये चरखो अज़ बेमेहरीए औरंगज़ेब
बुर्द अकबर आरज़ुए तख्ते हिन्दुस्तान बगोर. "

અર્થઃ—" નશિબના જુલમોથી અને ઔરંગઝેબના અભાવથી હિન્દુસ્તાનના તખ્તની ઇચ્છા અકબર કબરમાં સાથે લઇ ગયો. "

---

* આ પત્રો ખુદ બાદશાહના હાથથી અને તેના જવાબ ખુદ શાહજાદાનાજ હાથથી ફારસી ભાષામાં લખાયા છે.

**શાહજાદા અકબરની ઓલાદ.**

શાહજાદા અકબરને રાઠોડ બાઈથી એકપુત્ર નામે બુલંદઅખતર અને એક પુત્રી નામે સુફુવતુન્નીશા થયાં હતાં. અકબરે મારવાડ છોડયું ત્યારથી આ બન્ને બાળકોને દુર્ગાદાસે પોતાના કબજામાં રાખ્યાં હતાં, અને તેમને ઉછેરી કેળવણી આપવામાં અગાધ મહેનત લીધી હતી.

**દુર્ગાદાસ અને ઔરંગઝેબ**

મીરાતે એહમદીમાં લખ્યું છે કે ઇ. સ. ૧૬૯૫ માં દુર્ગાદાસે બહારવટાની આપદાઓથી કંટાળી નવાબ સુજાઅત ખાનના કામદાર ઇશ્વરદાસ મારફત બાદશાહને* અરજ કરાવી કે બાદશાહ જો કૃપાવત થઇ કસુરો માફ કરી જપ્ત કરેલી જાગીરો જોધપુર મહારાજા અજીતસિંહને આપશે તો હું શાહજાદા અકબરનાં બાળકોને લઇ બાદશાહ હજુરમાં હાજર થઇશ. લાંબા વખતથી આ બાળકો જોવાની ઔરંગઝેબને અત્યંત ઉત્કંઠા હતી, તેથી આ સંદેશો દુર્ગાદાસ તરફથી મળવાથી બાદશાહ ખુશી થયો, અને નવાબ સુજાઅતખાનને હુકમ મોકલ્યો, કે બાદશાહી લશ્કર રાઠોડોની પાછળ પડવામાં રોકાયું છે તેને તમારે પાછું બોલાવી લેવું, અને અજીતસિંહ રાઠોડને તથા દુર્ગાદાસ રાઠોડને દરેક રીતે સંતોષ આપી શાહજાદા અકબરનાં બન્ને બાળકોને અમારી તરફ મોકલાવી દેવાં. નવાબ સુજાઅતખાને આ હુકમનો અમલ કર્યો, અને અજીતસિંહ તથા દુર્ગાદાસ રાઠોડને સંતોષ આપી આ બાળકોને બાદશાહની હજુરમાં મોકલાવી આપ્યાં તથા જે જે લશ્કર રાઠોડોની પાછળ પડેલું હતું, તેને પાછું બોલાવી લીધું.

**શાહજાદા અકબરનાં બાળકોનું બાદશાહની હજુરમાં આવવું.**

જ્યારે આ બન્ને બાળકો ઔરંગઝેબની હજુરમાં આવી પહોચ્યાં, ત્યારે ઔરંગઝેબની પ્રીતિ સ્વાભાવિક રીતે તેમના ઉપર છલકાવા લાગી. તેણે તેમને બહુ પ્યારથી નેત્રમાં આસુ લાવી છાતી સરસાં

---

* જે ચારણ દ્વારા દુર્ગાદાસે આ સંદેશો મોકલ્યો હતો, તે દૈવયોગે પ્રથમજ દિવાન કમાલખાન પાસે આવ્યો, અને એમણેજ તેને નવાબ સુજાઅતખાનના કારભારી ઇશ્વર દાસથી મેળવ્યો. પછી દિવાન કમાલખાનના સમજાવ્યાથી આ ચારણે સુજાઅતખાનના વિશ્વાસુ રાઠોડોને સતાઇ રહેવાની જગ્યાનો રસ્તો બતાવ્યો. દિવાન કમાલખાનને શાહજાદા અકબરનાં બાળકો મેળવી આપવાના બદલામા બાદશાહની કૃપા માટે મોટી આશા હતી, પરંતુ કુદરતને જે મંજુર છે, તેજ બને છે. કમાલખાનને બદલા એ મળ્યો કે તેમને જાલોર છોડવું પડ્યું. કમાલખાન નહોતા ધારતા કે આ કૃત્યનુ પરિણામ ઉલટુંજ આવશે. એક કવિએ કહ્યુ છે, કે "હુન્નર કરો હજાર, પણ ભાગ્ય વિના મળે ન કોડી "

ચાંપ્યાં; વળી તેણે વિચાર કર્યો કે બહારવટીઆ રજપુતોના કબજામાં પહાડોની અંદર આ બાળકો મોટાં થયાં છે, તેથી તેમને કેળવણી મળી નહિ હોય; માટે તેણે તેમને ભણાવવા માટે એક શિક્ષકની ગોઠવણ કરવા માંડી. આ સાંભળી શાહજાદીએ પોતાના દાદાને સવિનય નમ્રતા પૂર્વક અરજ કરીકે અમને દુર્ગાદાસ રાઠોડે પહાડોમાં પણ કાઇપણ જાતની વિપત્તિ પડવા દીધી નથી. બાદશાહી મહેલમાં અમોને જેટલું સુખ મળે તેનાથી ઓછું સુખ દુર્ગાદાસે અમોને આપ્યું નથી. જોકે દુર્ગાદાસ પહાડોમાં ભટકતો હતો, પરંતુ અમોને ભણાવવા માટે તેણે હરેક જાતની પુરતી સગવડ કરી હતી. અમોને કુરાન શીખવવા માટે અજમેરથી એક આતુન ( સ્ત્રી શિક્ષક; તુર્કી શબ્દ છે ) બોલાવી હતી; જેણે અમોને આખું કુરાન મોઢે કરાવ્યું છે.

**દુર્ગાદાસનું બાદશાહની હજુરમાં હાજર થવું.**

શાહજાદીનાં આ વાક્યો સાંભળી બાદશાહ બહુ પ્રસન્ન થયો. તેણે શાહજાદીના મોઢેથી કુરાનની છુટક છુટક " આયાતો " સાંભળી. દુર્ગાદાસે આપેલ કેળવણીથી તે એટલો બધો ખુશી થયો કે તેજ વખતે તેણે ગુજરાત અને મારવાડના સુબા સુજાઅતખાનને હુકમ લખ્યો કે દુર્ગાદાસને એક લાખ રૂપીઆ અમદાવાદની તીજોરીમાંથી આપવા અને તે ઉપરાંત મારવાડ ઇલાકામાંથી મેડતાની જાગીર આપીને તેને અમારી હજુરમાં માન મરતબા સાથે મોકલી દેવો નવાબ સુજાઅતખાને હુકમનો અમલ કરી દુર્ગાદાસને ઘણી ઇજત અને દબદબા સાથે બાદશાહી હજુરમાં રવાના કર્યો.

**જાલોરનું જોધપુર સાથે સદાને માટે જોડાઈ જવું.**

દુર્ગાદાસ બાદશાહની હજુરમાં આવજાવ કરવા લાગ્યો. બાદશાહની કૃપા દ્દષ્ટિ જોઇ તેણે પોતાના સ્વામી મહારાજા જશવંતસિંહે બજાવેલ સેવાઓ યાદ અપાવી કુંવર અજીતસિંહ માટે અરજ ગુજારી કે તેના વડીલોના મુલકને બાદશાહી કબજામાંથી મુક્ત કરી તેને સોંપવાની બાદશાહ કૃપા કરશે; વળી તેની સાથે એવી પણ અરજ ગુજારી કે શાહજાદીની બજાવેલ સેવાઓના બદલામાં જાલોર જે એક વખત રાઠોડોના તાબામાં હતું, તેને વિહારી પઠાણો પાસેથી છોડાવી અમને અપાવવા બાદશાહ કૃપાવંત થશે, તો અમો તે એહસાન ભૂલીશું નહિ. જ્યાં બાદશાહનો પરસેવો પડશે ત્યાં અમો અમારૂં ખુન વહેવડાવીશું. ઔરંગઝેબ દુર્ગાદાસની સેવાથી અતિ પ્રસન્ન થયો હતો, તેથી તેણે તેની અરજ કબુલ કરી, અને અજીતસીંહ રાઠોડને જોધપુરનું રાજ્ય જાલોર સહિત સોંપ્યું, આવી રીતે જાલોર માર-

વાડ રાજ્ય સાથે જોડી દેવાથી બાદશાહે દિવાન કમાલખાનને તેના બદલામાં બીજી જાગીર આપવાનો વિચાર રાખ્યો. દિવાન કમાલખાન જાલોરને સદંતર છોડી પાલણપુરમાં આવી વસ્યા.

**દિવાન કમાલખાનની ઉદારતા**

દિવાન કમાલખાને જાલોર છોડતી વખતે દાન આપવા માડયાં. ગઢ ઉપરથી ઉતરતાં ૮૪ ગામો* ભાટ, ચારણ, બ્રાહ્મણોને તાંબાપત્રે દાનમાં આપ્યાં.

**ટૉડ રાજસ્થાનનો ઉતારો.**

કર્નલ ટૉડ " એનલ્સ એન્ડ એન્ટીકવીટીઝ ઑફ્ રાજસ્થાન " ના મારવાડના આઠમા પ્રકરણમાં વૉલ્યુમ બીજાના ૯૬ મા પાને લખે છે, કે " ઈ. સ. ૧૬૯૪ માં જોધપુર, જાલોર અને સેવાનાના મુસલમાન હાકેમોએ તેમની સેનાને અજીતસીંહ સામે એકઠી કરી હતી, અને અજીતસિંહને ફરી એક વધુવાર પહાડો તરફ જવા ફરજ પાડી હતી. " વળી ઉપરનાજ પાનામાં જાલોર છૂટી જવાના આગળ કહી ગયેલ બનાવને તેઓ નીચેના શબ્દોમાં ટાંકે છેઃ—

" સંવત ૧૭૫૩, ઇ. સ. ૧૬૯૭ માં દુર્ગાદાસની મારફતે કોલકરારની ભાંજગડ ફરી શરૂ થઇ, અને સુલતાનીનો અમલ ત્યાં ( મારવાડમાં ) જમાવવામાં ઢીલ થઇ, તેથી તેણે પોતાના વડવાઓની ગાદી જોધાણીઓ માટે મેળવી દુર્ગાદાસને પોતાને માટે પાંચ હજારી મનસબ આપવા દરખાસ્ત થઈ, પણ તેણે કબુલ ન કરતાં જાલોર, સાચોરને પોતાના દેશને સોંપવાનું વધારે પસંદ કર્યું. પોતાની પૌત્રી માટે તેણે અગાધ પરિશ્રમ વેઠયો હતો, તે ધ્યાનમાં લઇ બાદશાહે આ અરજનો સ્વિકાર કર્યો. "

**સ્વર્ગવાસ.**

દિવાન કમાલખાન સંસારની વિચિત્રતાનો અનુભવ મેળવી ૪૨ વર્ષ રાજ્યકારભાર ચલાવી ઇ. સ. ૧૭૦૬ માં સ્વર્ગવાસી થયા. તેમણે કેટલાંક સાર્વજનિક બાંધકામો કરી પાલણપુરને પોતાના અમલ દરમ્યાન શોભાવ્યું હતું.

---

* કહેવામાં આવે છે, કે દિવાન કમાલખાને જાલોર છોડતી વખતે ભાટ, ચારણ, બ્રાહ્મણોને કેટલાંક ગામો દાનમાં આપવા માડયાં, પણ મારવાડ રાજ્યે તે બાબતમાં વાંધો ઉઠાવ્યો. આ ઉપરથી દિવાન કમાલખાને જવાબ મોકલ્યો કે, જો મારવાડ રાજ્ય મને આ ગામો કૃષ્ણાર્પણ નહિ કરવા દે તો હું જાલોર છોડીશ નહિ. તેથી મારવાડ રાજ્યે કેટલાક માસ સુધી મસલહત ચલાવી; આખરે તેમણે દિવાન કમાલખાનની ઇચ્છાને કબુલ રાખી. જે ભાટ, ચારણ, બ્રાહ્મણોને આ ગામો દાનમાં મળ્યાં હતાં, તેમના વંશજો હાલ પણ તે ગામો ભોગવે છે.

પાલણપુરમાં ઇશાન કોણમાં છેડાના ભાગ ઉપર એક મહોલ્લો તેમણે વસાવ્યો હતો. તેનું નામ પોતાના નામ ઉપરથી કમાલપરૂં રાખ્યું હતું; જે હાલ પણ છે. કમાલપરાના ઉત્તર ભાગે દિલખુશાલ નામે એક બાગ તેમણે બનાવ્યો હતો, જે હાલ સારી હાલતમાં છે. હાલના રાજ્યકર્તા નવાબશ્રી શેરમહમદખાનજી સાહેબે તેની અંદર બે મોટા બંગલા બનાવ્યા છે અને કેટલોક સુધારો કર્યો છે; જે વિષેની હકીકત બીજા ભાગમાં આવશે.

રાજ્ય ગઢીમાં પરદાનશીન બેગમો માટે હવાખાવાની એક જગ્યા બાંધી હતી અને તેનું નામ 'રાણીબાગ' પાડ્યું હતું. હાલમાં 'રાણીબાગ' ફક્ત નામજ છે. તે જગ્યા ઉપરથી અને કુવાના હોજ ઉપરથી જણાય છે, કે ભૂતકાળમાં તે એક બગીચો હશે.

પશ્ચિમ દિશાનો રાજ્ય ગઢીનો દરવાજો તેમણે બંધાવ્યો હતો, જેના ઉપર નિચે પ્રમાણે લેખ છે—

चोपाईः—

" संवत सत्तरसें पचास, दिनद्वारे कीधो वास;
खानकमाल पुरो आश, दुश्मन दोखी पावे नाश. "

લક્ષણ.

દિવાન કમાલખાન નમ્ર સ્વભાવના, પ્રજા પાલક, અને ઈન્સાફી રાજ્યકર્તા હતા. તેમનામાં ધર્મ ઝનુન તદ્દન નહોતું. દરેક ધર્મ તરફ તેઓ સમદ્દષ્ટિથી જોતા, તેથી દરેક ધર્મના અનુયાયીઓ તેમને એકસરખું માન આપતા. તેમને માટે સામાન્ય માન્યતા એવી છે કે તેઓ શુદ્ધ અંતઃકરણના પવિત્ર પુરૂષ હતા. પાલણપુરના હિન્દુ તેમજ મુસલમાન હાલ પણ તેમની માનતા માને છે, અને તેમના પવિત્ર રોઝા ઉપર પુષ્પ ચડાવી માન્યતા કરે છે. મરકી, કોલેરા જેવા ઉપદ્રવ સમયે કમાલપરાના લોકો વાજતે ગાજતે તેમની કબર આગળ જાય છે, અને માનતા ચડાવે છે. આટલો અરસો વિત્યા છતાં પણ અહીંના લોકો આટલે દરજ્જે દિવાન કમાલખાનની કબર ઉપર આસ્થા રાખે છે, તે તેમના ઉમદા ગુણો અને લોક પ્રિયતા બતાવી આપે છે. જાહાર છોડતી વખતે તેમણે ભાટ, ચારણ, બ્રાહ્મણોને ૮૪ ગામ " યાવત્ ચંદ્ર દિવાકરો " દાનમાં આપ્યાં, તેથી લોકો તેમને 'કર્ણકમાલ' ના નામથી વધારે ઓળખે છે. કવિઓએ તેમને કર્ણ જેવા દાનેશ્વરી ગણ્યા છે.

વળી પોતાના વડિલ ભાઇ ફતેહખાન સાથે તેઓ આખરસુધી સંપ અને પૂજ્યભાવથી રહ્યા હતા, એ તેમની મોટા મનની ન્યાયી વર્ત્તણુંક દેખાડી આપે છે. તેમના ઉંચા પ્રકારના ગુણો અને ધડો લેવા લાયક વર્ત્તનને લીધે તેમનું નામ પાલણપુરના ઇતિહાસમાં સદાને માટે સોનેરી અક્ષરે લખેલું રહેશે.

### गीत.

ठगया देवता नर नार ठगारी–हे लछी शुंण गाल हमारी,
वलसण हारो कमो वेहारी धुते तो जाणुं धुतारी;
सांपत चरत करंती सवळ–सारे कीया संसारो सकळ,
मारु राओ दीवांण नरमळ–छळे मुजावत तो जाणुं छळ.
वोह दीही वोह रुपी वाळी–भुपाळे चखी नह भाळी,
पीर हरो वरवीर मवाळी चरते तो जांणुं चरताळी;
वडे घरांणेवार वजाई पातां हाथां मेल पजाई,
कळुमाया खाया कतराइ–खांन कमाले माया खाइ.

### गीत.

वतवाळो वीज कमा हथवावे–दत वाळे थांणे दातार,
उगयो धूम वाले आंकुरे–कुंपळ तर प्रकटे केवार;
सरसत पेड चार दश शाखा–थर वोलावल भेतण थाट,
शत मुजावत नीर सेचयो वृखव तणे घर रोप वेराट.
दोहा गाहा पांन दीपया–मोरां जण जण कव्यां मख,
जगपर हुओ दुसरो जवदल–वडहथ सजसे कलप वरख.
फल कोडीक जठे फर हरता–वीदुआं कमा तहारी वार,
वीहारीयां तणे घर वणयो–एहडो कोय दरखत उदार;
मारु राव कीयो ते मोटो–गरजे अत दनदन गेहराय,
पृथवी आभ वचे परठांणो–जस वाळो तर कदे न जाय.

### गीत.

थटां मेलवारा अदल लंसो–पातसाही थंभवारा,
परधरा धुसवारा–भाराथरा पाथ;

गढां कोटां भांजवारा-अगंजीयां गांजवारा,
हाथीयां समापवारा कमालरा हाथ.
खगां पुजे दलेसरा सवाई मजादखांरा,
मारनार दुयणांरा-भांजवारामांण;
भाख कोड भेयवारा-लाखां क्रीत लेअवारा,
पटा झरां देयवारा-दीवांण रा पांण.
हमालां हलाववारा-सांम ध्रम हालवारा,
सारांने नमाववारा-अरथरा साच;
क्रीत जोड थाप वारा कव्यां रोर कापवारा,
आपवा धेशंग रारा वेहाररा आच.
कशवरा हीर हीरा-लखेसरा दांन क्रोड,
घणां मुला करातारा-गणं धरा गांम;
हेता हरा थारा-करासारी धरासीस हुआ,
शुंडाळा वरीसवारा-जालंधरा शांम.

गीत.

कव पुछे साच कहो कणीयागर-मोह सम दीठ दयंतो माल,
उमाहडे वळे कोई आयो-करवा मोजां जसो कमाल;
देखीया जगां जगांचा दावा कहो कव साची को कोट,
चाढण गजां मोंजां कोई चडीयो-मुजावत सरखो मन मोट.
साची वात कहो सोनागर-दुथीयां अणकळ दळद्र दळे,
आपण गजां सांसणां आयो-वडा वेहारी जशो वळे;
जोय जोय अगला पोहव जोवंतां-होय तो कदी एक जवदल होय,
कवसुं साची कहे कणीयागर-कमुवल जसो न दीठो कोय.

गीत.

घणी भोम हुंता घणा घाट ओलंगता-धाओ नोखां घणा चाओ धरता
चहुं चक तणा आवे वहे चारणां-कमालो कमालो कवी करता;

वेहारी राओ सरणाई पंजर वजे-टळे केम मेर गर समोने टेक,
हेक पोचाडजे हेक वे सामहो हेक कीजे वदा तेडजे हेक.
पणां केई खंड खडां तणा सपातां-गणां वकरो हुओ अरथ गाहां,
आज वनराज जाळंधरा उगयो-हेक गुजाहरो अभेराहां.
परत चुके नही एम जवदल परो दीजीए मेंढ नर कमण दावो,
जाए नाया जके कहे कद जावसो-जाए आया जके कहे जावो.

## गीत.

फीयां उंवरां दुखलां भलां उथलां पथलां कीजे,
के जमो हेमरां वपे केगलां कडाळ.
कवलां अवलां रुप कीध गलां चहुं कुटे,
कमालो हमलां करे केवीयां चोकाळ.
वेहारी तो हारे ताप उद्रके धूमंके वेरी,
वके नांही सके चके सांसहे वीणास.
पमंके आपरो मांण तके कोइला पहाड,
वहे नीकुं धके तार हाथले थांणास.
उपटां वहंतो थटां शुमटां वधारा आपे,
गांजणो वीकटां कोटां मोटां तणा घाण.
मघटां चहुंरां कुटी कोटां कोटां कृत पुगी,
सुकन्यां दे आगा हटां मुजाद सोजांण.
हेमरां पाखरां रोळ उंवरां धुमरां हले,
तजे धरा घालहरां अरी घरां त्रास.
साहेगीर वरां ओट केसरे झंघरां सारु,
मारु राव तणे ताप भाजी जे मेवास.
भालाळां आंमळां कीयां अडालां रामांण भाजे,
आझालां भुपालां लीयां लागे आसमान.
समसेर छोड आगे लागे पगे नाट साल,
खगे लोपी गहे एके आंणी धरा खांन.

दळां जळा वेलांलीयां दुजा अलीशेर दीपे,
फोटां नवां खांन जेम सारमे फीमाड.
पवाडां खाटीयां वडां वीराजे पहाड वांके,
पाहडां हेमरां राख्यो मेगळां पछाड.
जोरावरां भंजि जोर चहुं चकां जेतवार,
वीजडां भांजणो सत्रां माझी छत्र वाह.
पतंगरे राहवीने आप वीने पातशाह,
पुजे सुजा वेहारीरा तेण पातशाह.

कवत.

पगे धणी पडपडी—पंथ सर हेंडे पाळा,
काठी आंगी कसण—कमे त्यां दीध कमाळा.
त्यांने दीआ तुरंग—सोरंग कपडा द्रव सुधा,
पाटंबर पहेरीयां—राह हाले कवरुधा.
जाचयो धणी जाळोररो—तरवर खट्वृन तारणां,
कमालखांन तुठ्यो कना—पटण छुटी चारणां.

कवत.

सदा आद कळ सुध—वडा दातार वेहारी,
दीना नव लख दांम—असो अली सेर आचारी.
उंमा हडे चढ आप—सांसण कवां दीआ चोरासी,
कीना कमुअल कांम—अवर भुप न करे एसी.
जबदल दांन दीधां जरु—क्रोड लाख लेखो कसो,
पीरोज तणो पालणपरे—तेणपाट जबदल तसो.

दुहा.

कीकी ठरे कमाल—मागण दीठां मुजाउत,
ताहरी टोडरमाल—जवदल हर जबदल जसो.

दुहा.

के देखाडे लंकने-वेंटी सोनारी,
कमा वेहारी सारखा-ओर न आचारी.

दुहा.

अरक उजाळो धर अंबर-पवनज करे प्रवेश,
ते ते जश मुंजातणा-नीज भल कमा नरेश.

दुहा.

सागी गंगा सारखी-भल लावी भीनमाल,
के लावे कमालखांन-केलावे कीरतार.

दुहा.

भीतर थया भगमा-के भगमा वाहेर करां,
जालोरो जगमां-कमो मळे न कवी जनां.

---






**ફતેહખાનનો વારસો.**

આ ઇતિહાસની અનુક્રમ ગોઠવણ ઉપર નજર નાખતાં વાચકને કદાચ એમ લાગશે કે દિવાન કમાલખાન અને દિવાન ફતેહખાનની જીંદગીનાં વૃત્તાન્તો ક્રમવાર ગોઠવાયેલાં નથી; પરન્તુ તેઓ બન્ને એકજ સમયે પાલણપુર અને જાલોરની ગાદીએ થયા છે, એવું વાચક ધ્યાનમાં રાખશે તો તેને આ ગોઠવણ અવ્યવસ્થિત જણાશે નહિ.

દિવાન મુઝાહીદખાનના સ્વર્ગવાસ પછી રાજ્ય ગાદીનો વારસો દિવાન કમાલખાનને મળ્યો, તે આપણે આગળ જણાવી ગયા છીએ. પણ મુઝાહીદખાન પછી ખરા હકદાર કમાલખાન નહિ પણ ફતેહખાન હતા તે દર્શાવવાનોજ આ ચર્ચાનો હેતુ છે.

દિવાન કમાલખાનના વૃત્તાન્તને તપાસી જોતાં જણાય છે કે તેમની રાજ્ય હકુમત તેમના મોટા ભાઇ ફતેહખાનની સલાહ મસલતથીજ ચાલી હતી. ખરા હકદાર રાજ્યકર્તા પોતાને હાથે જમ સર્વોપરિ સત્તા ચલાવે તેમ દિવાન કમાલખાને રાજ્યાધિકાર સ્વતંત્રપણે ચલાવ્યોજ નથી.

પાલણપુર રાજ્યની ગાદીથી દોઢવર્ષ દિવાન કમાલખાન દૂર થયા ત્યારે દિવાન ફતેહખાનને હકદાર ગણી બાદશાહે તેમને ગાદી સોંપી હતી. વળી ફતેહખાનના હાથમાંથી તે છુટી જઇ કમાલખાનના હાથમાં ફરી આવી હતી આ બનાવ પણ એમ પુરવાર કરે છે, કે દિવાન ફતેહખાનનો પાલણપુરની ગાદી ઉપરનો હક મોગલ શહેનશાહતની દૃષ્ટિ બહાર નહોતો, એટલુંજ નહિ પણ બાદશાહી ફરમાનથી તે સાબીત થયો હતો. દિવાન મુઝાહીદખાને દિવાન કમાલખાનને ગાદીના વારસ બનાવ્યાથી તેમને સોળમા રાજ્યકર્તા ગણ્યા અને દિવાન ફતેહખાનને સત્તરમા રાજ્યકર્તા ગણ્યા છે.

દિવાન ફતેહખાનનો હક બાજુએ મુકી દિવાન મુઝાહીદખાને પોતાની પછી દિવાન કમાલખાનને ખરા હક્દાર બનાવ્યા તેનું સબળ કારણ જણાયું



દિવાન ફતેહખાન (પહેલા).

નથી, તેથી નિઃસંશય એમ કહી શકાય કે દિવાન મુઝાહીદખાને ફતેહખાનને પોતાની પછી ગાદી વારસ નહિ ઠરાવવામાં અન્યાય કર્યો છે. આ વંશની તવારીખમાં આવી રીતે હકદારનો હક બાજુએ મુકયાનું દૃષ્ટાન્ત બીજું કોઇ નથી. ઝુબ્દ-તુલ્-મુલ્ક ઉસ્માનખાનને પુત્ર નહિ હોવાથી તેમણે પોતાની પછી પોતાના મોટા ભાઇ સાલારખાનના જેષ્ઠપુત્ર બુઢનખાનને ગાદીનો વારસ ઠરાવ્યો હતો. જો કે સાલારખાન સાથે તેમને અણબનાવ હતો અને નાના ભાઇ હૈતમખાન સાથે તેમને સંપ હતો, તોપણ મુસલમાની ફરમાનને માન્ય કરી તેમણે પોતાના જેષ્ઠ ભાઇના વડિલ પુત્રને ગાદીનો વારસ ઠરાવ્યો હતો. મુસલમાની કાયદા મુજબ દિવાન મુઝાહીદખાન પછી તેમના નાના ભાઇ સલીમખાનનો ગાદી માટે હક હતો; પણ સલીમખાનનું મૃત્યુ મુઝાહીદખાનની હયાતીમાં થવાથી તેમના વડિલ પુત્ર ફતેહખાનને મુઝાહીદખાનનો વારસો મળવો જોઇતો હતો. વળી દિવાન કમાલખાન કરતાં દિવાન ફતેહખાન વધારે હોંશીયાર, બુદ્ધિમાન્ અને શૂરવીર હતા. તેમજ મુઝાહીદખાન સાથે તેમને અણબનાવ હોવાનો કોઇપણ દાખલો મળી આવતો નથી. ઉપરની બીનાથી સ્પષ્ટ જણાય છે કે મુઝાહીદખાને ફતેહખાનને વારસો નહિ આપી તેમના ઉપર અન્યાય ગુજાર્યો છે. કોઇ એમ દલીલ કરશે કે દત્તકના હિન્દુ રિવાજને અનુસરીને દિવાન મુઝાહીદખાને દિવાન કમાલખાનને દત્તક લઇ ગાદીનો વારસો આપ્યો હશે, પણ તેમણે મુસલમાની ફરમાન કબૂલ નહિ કરતાં હિન્દુ રિવાજ શા માટે અંગીકાર કર્યો અને પોતાના મોટા ભત્રીજા ફતેહખાનનો વારસો શા માટે ઉડાવી દીધો તેનું સબળ કારણ કંઇ પણ જણાયું નથી. ફતેહખાન ગાદીના હક્દાર હતા તે બીજી રીતે પણ સિદ્ધ થાય છે. ફતેહખાને પોતાના ટુંક અમલમાં સાંભરડું ગામ કલોટ ચારણને બક્ષીસ આપ્યું, અને તે દિવાન કમાલખાને રહેવા દીધું, તે પણ દિવાન ફતેહખાનના હકના વ્યાજબીપણાને ટેકો આપે છે. દિવાન ફતેહખાન પણ ગાદીના હકદાર છે, એવી માન્યતા દિવાન કમાલખાનના હૃદયમાં ન હોત તો પાલણપુરની રાજ્યગાદી ઉપરથી તેઓ દૂર થયા ત્યારે ફતેહખાનની બાબતમાં વાંધો લીધા વિના રહેત નહિ. વળી કમાલખાન પોતાના અમલમાં રાજ્યકારભાર તેમની સલાહ પ્રમાણે ચલાવતા, તે પણ કમાલખાનના મનમાં ફતેહખાનના હકની માન્યતા હોવાનું સાબીત થાય છે. વળી ઔરંગઝેબ જેવા ધર્મઝનુની બાદશાહે ફતેહખાનને ગાદીના હકદાર ગણ્યા નહોત, તો તેમના વડિલોથી બાસઠ વર્ષ સુધી છૂટી ગયેલ જાલોરની ગાદી તેમને ફરીથી આપત નહિ. પાલણપુર અને જાલોર રાજ્યની પેદાશ ગમે તે ભાગથી તેઓએ સંપ સાથે ભોગવી, પણ જાલોરના હાકેમ તો દિવાન ફતેહખાનજ ગણાયા.

ફતેહખાનની જોગરાજ સાથેની લડાઈ.

દિવાન કમાલખાનની કારકીર્દીમાં રાજ્ય કારભાર મોટા ભાઈ ફતેહખાનજી ચલાવતા હતા, જે આપણે આગળ કહી ગયા છીએ. આ વખતે વાવના જાગીરદાર ચહુવાણ રજપુત રાણા જોગરાજે સાચોરના પ્રગણામાં લૂટફાટ ચલાવવા માંડી, અને રિવાજી બાદશાહી નજરાણું પણ મોકલવા ના પાડી. આથી ગુજરાતના સુબાએ આ નજરાણું વસુલ કરવા અને કાંકરેજના લુટારૂ કોળીને શિક્ષા કરવા સારૂ એક મોટું લશ્કર રવાના કર્યું. આ લશ્કર લાંબા વખત સુધી કાંઈ કરી શક્યું નહિ. આખર આ માથા ફરેલ મતાદારોને શિક્ષા કરવા અને તેમનો પાસેથી નજરાણું વસુલ કરવા દિવાન ફતેહખાનને ગુજરાતના સુબાએ સૂચના કરી.

જોગરાજનું તાબે થવુ

જોગરાજે સાંભળ્યું કે દિવાન ફતેહખાન લશ્કર સાથે આવે છે ત્યારે તે પોતાના લશ્કર સાથે સામો આવ્યો. યુદ્ધ ઘણા જોસથી ચાલ્યું અને બન્ને તરફના ઘણા યોદ્ધાઓ માર્યા ગયા. આખરે ફતેહખાનનો વિજય થયો. તેમણે ચડેલું નજરાણું આ લુટારૂ પાસેથી વસુલ કીધું, અને ભવિષ્યમાં તેઓ બરાબર ચડ-ચડયું ભરે જાય તથા બાદશાહી નોકરી બજાવે એવા તેમના જામીન લીધા.

બાદશાહના દરબારમાં શીફારસ

દિવાન ફતેહખાનની આ કિમતી સેવાથી ગુજરાતનો સુબો એટલો બધો ખુશી થયો કે તેણે તે બાબત બાદશાહ ઔરંગઝેબને લખી મોકલી અને કદર કરવા શીફારસ કરી. એવું બન્યું કે ઈ. સ. ૧૬૮૦ માં ઔરંગઝેબ બાદશાહ અજમેરમાં ગયેલ, ત્યાં દિવાન ફતેહખાન હાજર થયા. તેમને માટે ગુજરાતના સુબા તરફથી શીફારસ થઈ ચુકી હતી, એટલે બાદશાહના મનમાં ફતેહખાને બજાવેલી સેવા તાજી હતી. વળી આ સમયે બાદશાહ બહુજ ગુંથાયો હતો. એક તરફ તે ચીતોડ ઉપર હુમલો કરવા તૈયારી કરતો હતો, અને બીજી તરફ દુર્ગાદાસ રાઠોડ જેવા કટ્ટા દુશ્મને તેની સામે બહારવટું અને લૂટફાટ કરવી જારી રાખેલ હોવાથી તે તેનો નાશ કરવાની ફિકરમાં હતો. આ સમયે દિવાન ફતેહખાનનું બાદશાહી હજુરમાં અજમેર હાજર થવું બહુજ લાભકારક નીવડયું. બાદશાહે તેમના ઉપર ખુશી થઈ વખતો વખત હાજર રહેવા હુકમ આપ્યો.

જાલોર મળવા અરજ

વખતનો લાભ લઈ દિવાન ફતેહખાને ઔરંગઝેબ બાદશાહની હજુરમાં એવી અરજ ગુજારી કે જાલોર, સાચોર અને ભીનમાળ લાંબા વખતથી અમારા વડિલોનાં હતાં અને તે હાલ અમારા હાથથી છુટી ગયાં છે. અમારે કબજે હાલ માત્ર



ચારણ માધાજી કલોટના વંશજો.

પાલણપુર અને ડીસા છે. તેની પેદાશ અમારૂં ખર્ચ નીભાવવા પુરતી નથી. જો બાદશાહ કૃપાવંત થઇ મને તે પરગણાં પાછાં સોંપશે તો અમારૂં ખાનદાન બહુજ આભારી થશે, અને અમો રાઠોડોની લૂટફાટ દબાવી દેવા સારૂ બાદશાહી લશ્કરને સહાયતા કરીશું, અને સેવા બજાવીશું.

ફતેહખાને જાલોર ફરી મેળવ્યું.

દિવાન ફતેહખાનની નોકરીથી પ્રસન્ન થયેલ બાદશાહે તેમની આ અરજ મંજુર કરી, અને સાચોર, ભીનમાળ અને જાલોરનાં પરગણાંઓની નવી સનદ ફતેહખાનને તેમના નામે આપી ઇ. સ. ૧૬૮૦.

જાલોરનું પાલણપુર સાથે જોડાણું.

દિવાન ફતેહખાન આ સનદ લઇને પાલણપુરમાં દિવાન કમાલખાન પાસે આવ્યા, અને બન્ને ભાઇઓએ સલાહ મસ્લહત કરી જાલોર અને પાલણપુર જાગીરો જોડી દીધી, અને તેમની ભેગી પેદાશ ખાનગી મીલ્કત માફક દરસાલ બન્ને વચ્ચે વહેંચી લેવાનો તેમણે કોલ કરાર કર્યો. ત્યાર પછી દિવાન ફતેહખાન જાલોર ચાલ્યા ગયા અને રાઠોડોની બગાવત દબાવવા સારૂ તૈયારીઓ કરવા લાગ્યા.

રાઠોડોની બગાવત અને શાહજાદો અકબર.

ટૉડ રાજ્ય સ્થાનમાં કર્નલ ટૉડ લખે છે કે જ્યારે ઔરંગઝેબ બાદશાહ ચીતોડના કિલ્લાને ઘેરો ઘાલી પડયો હતો, ત્યારે દુર્ગાદાસ રાઠોડ અરવલ્લીના પહાડમાંથી નીકળી જાલોર ઉપર હુમલો કરવા રવાના થયો હતો. આથી બાદશાહને ચિતોડનો ઘેરો છોડી દેવો પડયો. તે એકદમ અજમેર ગયો અને મુકરમખાનને ત્યાંથી દિવાન ફતેહખાનની સહાયતા માટે રવાના કર્યો. આ મદદ આવ્યા પહેલાં દુર્ગાદાસ લૂટફાટ કરતો જાલોર ઇલાકામાં થઇ જોધપુર તરફ નીકળી ગયો હતો. બાદશાહે પોતાના શાહજાદા મહમદ અકબરને મોટા લશ્કર સાથે દુર્ગાદાસ પાછળ મોકલ્યો.

રાઠોડોની લુટફાટ.

ઇ. સ. ૧૬૮૧ માં દુર્ગાદાસની આગેવાની નીચેના રાઠોડો મોટાં ટોળાંમાં અરવલ્લીના પહાડોમાંથી નીકળી પડયા. તેમાંની એક ટોળીએ જાલોર ઉપર હુમલો કર્યો, અને બીજી ટોળીએ સાચોર અને સવાનુમાં લૂટફાટ ચલાવવા માંડી. આ બનાવે બાદશાહનું ધ્યાન ખેંચ્યું. તેણે ચિતોડ ઉપરનો ઘેરો ઉઠાવી લીધો અને

રાઠોડોને પુરી સજા કરવાનો ઇરાદો કર્યો. વળી બાદશાહના ગુસ્સામાં વૃદ્ધિ થવાનું કારણ એ થયું કે મેવાડના રાણા રાજસીંહે ભીમદેવની સરદારી હેઠળ એક મોટું સૈન્ય રાઠોડોને સહાયતા કરવા રવાને કર્યું. આથી રાઠોડો મજબૂત થયા. આ તરફ બાદશાહી લશ્કરને મદદ આપવા તગરખાન મોટા લશ્કર સાથે આવી પહોંચ્યો. ઈ. સ. ૧૬૮૧ સવત્ ૧૭૩૭ આસો સુદી ૧૧ ના રોજ બન્ને સેનાનો ભેટો થયો; દારૂણ યુદ્ધ થયું, અને બન્ને બાજુના ઘણા માણસોની ખુવારી થઇ. મેવાડનો પાટવી કુમાર તથા ઇંદ્રભાણુ વગેરે ઘણા શૂરા સીસોદીયા અને રાઠોડો આ લડાઇમાં માર્યા ગયા. મારવાડના ઇતિહાસમાં લખ્યું છે કે આ લોહી વહેવડાવનારી લડાઇમાં દિવાન ફતેહખાને બહુજ બહાદુરી બતાવી હતી.

**શાહજાદાનું બાગીઓ સાથે મળી જવું.**

આ ભારે લડાઇ પછી રાઠોડોને માલૂમ પડયું કે તેઓ હવે ઝાઝી વાર ટકી શકશે નહિ; તેથી તેમણે શાહજાદા અકબરને પોતાના પક્ષમાં લેવાને એક યુક્તિ રચી; જે આપણે દિવાન કમાલખાનના વૃત્તાન્તમાં કહી ગયા છીએ.

**દિવાન ફતેહખાનની ઇજ્જત આબરૂમાં વધારો.**

શાહજાદો મહમદ અકબર રાઠોડોના પક્ષમાં ભળી ગયેલો છે, એવું જાણી બાદશાહ પોતે મોટા લશ્કર સાથે મારવાડમાં ઉતરી પડયો. તેણે સાચોર નજીક મુકામ કર્યો. દિવાન ફતેહખાન બાદશાહની હજુરમાં હાજર થયા. બાદશાહ તેમની નોકરીથી સંતુષ્ટ હતો, વળી ફતેહખાન મારવાડના સંયોગોથી જાણીતા હતા, તેથી બાદશાહે રાઠોડોની બાબતમાં કેવી રીતે કામ લેવું તેની મસ્લહત તેમની સાથે કરી.

**સોનગરા ચહુવાણોનુ માર્યા જવું.**

દુર્ગાદાસ રાઠોડ શાહજાદા અકબરને લઈ દક્ષિણમાં ચાલ્યો ગયો છે, અજીતસિંહ રાઠોડ આબુના પહાડમાં છુપેલો છે, તેના સહાયકો જુદી જુદી જગાએ વીખરાઇ ગયા છે, આ ટોળામાંના મુકેદખીચી નામના માણસે રાઠોડ સૈન્ય સાથે સુંધા પહાડની ખીણોમાં સંતાઇ રહી સોનગરા ચહુવાણ રજપૂતોને ભેદુ બનાવી તેમને રાઠોડોના પહાડી રહેઠાણની ખબર આપી છે, અને આ રજપૂતો આ બહારવટીઆ રાઠોડોને ખોરાક હથીઆર વગેરેની સહાયતા આપતા રહે છે, એવું જ્યારે બાદશાહે સાંભળ્યું ત્યારે તે અત્યંત ગુસ્સે થયો, અને દિવાન ફતેહખાનને આ તોફાની ટોળાંને યોગ્ય શિક્ષા કરવાનું કામ સોંપવામાં

जोरावर जमरांण,
भाग्या चहुआण इम भड, १

दीन साजे दीवांण,
गीत पाठांण गवावे,
कमा सुतन कुळभांण,
भलो वेहार भणावे, २

वाजते नगारे हद वेहद,
एम पालणपुर आवीयो,
पीरोजखांन वांहां भलंव,
वळे तरणी वाधावीयो. ३

---



## દિવાન કરીમદાદખાન.
### ઈ. સ. ૧૭૧૯ થી ૧૭૩૫.



**દિવાન ફિરોઝખાન બીજાનું કુટુંબ.**

દિવાન ફિરોઝખાન બીજા પાંચ દીકરા મુકી ઇ. સ. ૧૭૧૯ માં સ્વર્ગવાસી થયા, તેમાં સાથી મોટો દીકરો કરીમદાદખાન મરઘાંબાઇ નામની ગુણકાથી અવતરેલ હતો. પરણેલી રાણીથી ફતેહખાન, ઉસ્માનખાન, હિંમતખાન અને બહાદુરખાન નામે ચાર દીકરા હતા. આ ચારમાં મોટા ફતેહખાન એક આંખે દેખતા નહોતા.

**કરીમદાદખાનના હાથે ફતેહખાનનું મરણ.**

દિવાન ફિરોઝખાન બીજાએ દેહ છોડયો, તે વખતે પાચે દીકરા પાસે હતા. પલંગના ઓશીકે સ્તંભને ટેકો દઇ ફતેહખાન અને પાંગતે કરીમદાદખાન બેઠા હતા. બીજા દીકરાઓ પલંગથી જરા છેટે બેઠા હતા. તેઓ સર્વ દિલગીરીમાં ચૂપ હતા, અને દફન કાર્યની તૈયારીઓ ચાલી રહેલી હતી, એટલામાં ખજાનચી ખજાનાની કુંચીઓ લઇ આવ્યો. કરીમદાદખાન અને ફતેહખાન બેમાથી કોને ખરા ગાદી વારસ ગણી કુંચીઓ સોંપવી, એનો નિર્ણય મન સાથે ન થવાથી તેણે કુંચીઓનું ઝુમખું બન્ને ભાઇની વચ્ચે નાખ્યું. પરણેલી રાણીથી અવતરેલ પાટવી દીકરો અને ગાદી વારસ હું છું, એમ માની ફતેહખાને હાથ લાંબો કરી કુંચીઓ ઉપાડી લીધી, કરીમદાદખાને વિચાર્યુ કે આ કાંઇ કુંચીઓ જતી નથી, પણ રાજ્યગાદી જાય છે, તેથી તેમણે પોતાના વિશ્વાસુ પઠાણનો સામે જોયું. કપાળે હાથ દઇ તે પઠાણે ઇસારો કર્યો કે તમારા નસીબમાંથી ગાદી જાય છે, અને હજુએ ચેતો તો કંઈ મોડું થયું નથી. કરીમદાદખાન ઇસારો સમજી ગયા, અને કુંચીઓ લેનાર ફતેહખાન જે અશ્રુપાત કરતા દીલગીરીમાં બેઠા હતા તેમની અંધ આંખ તરફ જઈ તેમણે ફતેહખાનને એટલા જોરથી કટારી† મારી, કે તે કટાર પેટ ફાડી સ્તંભમાં* પેઠી.

---

† કેટલાક એમ માને છે, કે આ બનાવ દિવાન ફિરોઝખાનની લાસને દફન કર્યા પછી પાચે ભાઇઓ દીલગીરીમા બેઠા હતા ત્યારે બન્યો હતો, પણ દફન કર્યા પહેલા આ બનાવ બન્યાનું વધારે સંભવિત છે.

* આ સ્તંભ રાજ્યગઢીના જનાનખાનાના એક જુના મકાનમા હતો.

દિલ્હીના બાદશાહ ફ્રેરોકશીયર પાસે ફરીયાદ કરવા ગયા. બાદશાહતમાં અંધેર ચાલતું હોવાથી તેમજ પાયતખ્ત દિલ્હીનો મામલો ગુંચવણ ભરેલો થઇ પડેલ હોવાથી આ બાબતની પૂર્ણ તપાસ થયા વિના મુમનોનીજ ફરીયાદના આધારે ફિરોઝખાનને પાલણપુરની ગાદીથી દૂર કરવા, અને તેની સનદ રહીમયારખાનને આપવા બાદશાહી ફરમાન થયું.

રહીમયારખાનનું અમદાવાદમાં આવવું.

સનદ લઇને રહીમયારખાન મુમનોની સાથે અમદાવાદ આવ્યો; તે વખતે ગુજરાતના સુબા જોધપુરના મહારાજા અજીતસિંહ હતા. અજીતસિંહને ફિરોઝખાન સાથે મૈત્રી હોવાથી તેમણે ફિરોઝખાનને બચાવવાને કોશીશ કરી. તેમણે રહીમયારખાનને ધમકી આપી, કહ્યું કે વિહારી પઠાણ મજબુત લડવૈયા છે, એટલે તમે તેમને હરાવી પાલણપુરનો કબજો કરી શકો એ મુશ્કેલ છે, માટે તમો અહીંથી પાછા ફરી જાઓ તો બહુ સારૂં. પણ રહીમયારખાને મહારાજનું કહેવું માન્યું નહિ. તેણે જણાવ્યું કે બાદશાહે પાલણપુરની સનદ મને આપી છે, માટે પાલણપુરનો કબજો કર્યા વિના પાછો ફરીશ નહિ. અજીતસિંહે રહીમયારખાનને જવા દીધો, પણ આગળથી આ ખબર ફિરોઝખાનને પહોંચાડી દીધી.

ફીરોઝખાનના વકીલોની સલાહ.

બીજી તરફ ફિરોઝખાનના દિલ્હીમાં રહેતા વકીલોએ ઉપરના બનાવની ખબર પડતાંજ તત્કાળ પાલણપુરમાં ફિરોઝખાનને ખબર આપી, કે તમો આવનાર રહીમયારખાનને હરાવી હિંમત રાખી પાલણપુરનો કબજો છોડશો નહિ, કારણ કે અહીં એવું અંધેર છે, કે તે બાબત ફરી કોઇ હાથમાં લઇ તેને મદદ મોકલશે નહિ. વળી મહારાજ અજીતસિંહની મદદ હોવાથી ફિરોઝખાનને બહુ હિંમત આવી, અને તેમણે રહીમયારખાન સાથે લડાઇ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

રહીમયારખાન સામે કરીમદાદખાનનું જવું.

ફિરોઝખાનની વૃદ્ધાવસ્થામાં કરીમદાદખાન ઉમર લાયક હોવાથી રાજ્યનું કેટલુંક કામકાજ કરતા હતા. તે બહાદુર અને હોંશીઆર હોવાથી ફિરોઝખાને રહીમયારખાન સામે લડાઇ કરવાનું કામ તેમને સોંપ્યું હતું. રહીમયારખાન અમદાવાદથી રવાને થયો. માર્ગમાં ખેરાળુના બંદુકદાર લડવૈયાઓને નોકર રાખી લશ્કરી બળ તે વધારવા લાગ્યો. આ તરફ ફિરોઝખાનના હુકમ મુજબ કરીમદાદખાને તૈયારી કરવા માંડી. તેમણે જાગીરદારો, ઠાકરડાઓ, મહેવાસીઓ વગેરે સર્વને ભેગા કરી મોટું લશ્કર બનાવ્યું. રહીમયારખાને સિદ્ધપુર આવી પડાવ

નાખ્યો, ત્યારે કરીમદાદખાને પસવાદળ મુકામ કર્યો. બન્ને લશ્કર સામ સામે આવી રહ્યાં. કરીમદાદખાને લશ્કરને પૌરસ ચડાવી કહ્યું કે ખરા ખોટાનું આજેજ પારખું છે. કેટલાક હલકા લોકો મારા જન્મ વિષે હલકી વાતો ઉડાવે છે, પણ પ્રસંગ વિના બોલવું નિરર્થક છે. હું કોણ છું, તે હવે તમને જણાઇ આવશે. આવાં અનેક શૂરાતનનાં વચનો બોલતાં કરીમદાદખાન આગળ વધ્યા. બન્ને લશ્કર પસવાદળ અને સિદ્ધપુર વચ્ચે સામસામાં આવ્યાં, અને લડાઇ બહુ જોરથી ચાલી. કરીમદાદખાનનો વિજય થયો, અને રહીમયારખાનનું લશ્કર હાર ખાઇ નાસવા લાગ્યું. કરીમદાદખાને શત્રુના લશ્કરની પાછળ પડી રહીમયારખાનને પોતાની તરવારથી કતલ કર્યો. ઇશ્વરે વહારે ચડી આવી, આવા વિષમ કાર્યમાં કરીમદાદખાનને ફતેહ આપી, તેથી હલકી વાતો ફેલાવનારનાં મ્હોઢાં સદંતર બંધ થઇ ગયાં. આ જીતથી તેમની કોમમાં એવી ઉમદી છાપ પડી કે જાગીરદાર મ્હેરાણ અદીખાન વિહારીએ પોતાની પુત્રીનું સગપણ કરીમદાદખાન સાથે ત્યાંજ કરી દીધું. આ વિવાહથી મ્હેરાણ કુટુંબ રાજ્યથાં વસીલાવાળું થઇ પડ્યું. શત્રુને મારી વિજયપતાકા ઉડાડતા કુંવર કરીમદાદખાન પોતાના લશ્કર સાથે પાલણપુર આવી પહોંચ્યા.

**કરીમાબાદ ગામ વસાવવું.**

દિવાન કરીમદાદખાનના વખતમાં મરેઠાઓના જુલમ અને લૂટફાટથી ગુજરાતની વસ્તી દુર્દશામાં આવી ગઇ હતી. આ ત્રાસથી કંટાળી વડનગર, વિસનગર, વિજાપુર વગેરે કેટલાક ગામના શાહુકારો તથા બ્રાહ્મણોએ પોતાના જાનમાલ અને આબરૂ બચાવવા અર્થે કરીમદાદખાનનો આશ્રય લીધો. તેમણે આ ગભરાયેલી અને પીડાયેલી વસ્તીને ખુબ દિલાસો આપી પાલણપુરની પૂર્વે દસ માઇલ છેટે આવેલ પહાડોમાં તેમના માટે એક ગામ વસાવ્યું, જેનું નામ તેમના નામ ઉપરથી કરીમાબાદ રાખવામાં આવ્યું. આ ગામ કેટલાક અરસા પછી વેરાન* થઇ ગયું અને તેનું ખંડેર હાલ પણ દિવાન કરીમદાદખાનની ઉચ્ચ અને દયાળુ વર્તણુકનું સ્મરણકરાવે છે. ( જુઓ મીરાતે અહમદી. )

---

* કરીમાબાદ વેરાન થવાનું એક કારણ એ હતું કે ત્યાં વસાવેલ લોકોને પહાડી હવા પાણી બીલકુલ માફક આવ્યાં નહિ, તેથી તેઓ તેને છોડી બીજે ચાલ્યા ગયા. વળી એમ પણ કહેવામાં આવે છે, કે તે લોકોની એક સ્ત્રી તરફ કરીમદાદખાનના નોકરે દુષ્ટ નજરથી જોયું અને જુલમ ગુજાર્યો, આથી તેમનામાં ખળભળાટ થયો. તેમણે આ વાતની ખબર દિવાન કરીમદાદખાનને પણ આપી; પરતું તે ખરી હકીકતથી અજાણ હોવાથી તેનો કઇ બંદોબસ્ત કરી શક્યા નહિ પરિણામ એ આવ્યું કે ત્યાં વસેલ લોકો ધીમે ધીમે તે ગામ છોડી બીજે જઇ વસ્યા.

**અમદાવાદના સુબા શેર બુલંદખાનનું દિલ્હી શહેનશાહની સત્તા સામે થવું અને દિવાન કરીમદાદખાનની બાદશાહી સેવા.**

મરેઠાઓના જુલમથી ગુજરાત પ્રાન્તને બચાવવાના હેતુથી ગુજરાતના સુબા શેર બુલંદખાને દિલ્હીના શહેનશાહની પરવાનગી વિના બાજીરાવ પેશ્વાના ભાઇ ચીમનાજી સાથે ગુજરાતની ચોથ આપવાની શરતે સુલેહના કોલકરાર* કર્યા. આ તેની સ્વચ્છંદી વર્તણુકથી દિલ્હીનો શહેનશાહ મહંમદશાહ બહુ ગુસ્સે થયો. તેણે શેર બુલંદખાનને ગુજરાતની સુબેદારીથી દૂર કરી તે જગોએ જોધપુર મહારાજા અભેસિંહ રાઠોડને મોકલ્યા. મહારાજાને ખાત્રી હતી કે શેર બુલંદખાન તામસી અને હઠીલા સ્વભાવનો છે, તેથી સામા થયા વિના તે અમદાવાદ છોડશે નહિ, માટે તે એક બળવાન લશ્કર લઇને ઇ. સ. ૧૭૩૦ માં અમદાવાદ આવવા નીકળ્યા. શેર બુલંદખાને પણ દિલ્હીનો અંધાધુંધીનો વખત જોઇ બાદશાહી હુકમનો અનાદર કરી અભેસિંહ સામે તૈયારી કરવા માંડી. મહારાજા અભેસિંહ પાલણપુર નજીક આવી પહોંચ્યા, ત્યારે તેમની સાથે મદદ અર્થે અમદાવાદ જવાનો હુકમ દિવાન કરીમદાદખાનને દિલ્હીથી મળ્યો. તેઓ ચુનંદા લડવૈયાનું લશ્કર લઇ મહારાજાના લશ્કરમાં સામીલ થયા, અને તેમને મહારાજા સાથે માયા અને પ્રીતિથી ભરપુર દબદબાવાળી મુલાકાત થઇ. પછી બન્ને લશ્કરે અમદાવાદ તરફ કુચ કીધી. કરીમદાદખાને વિચાર્યું કે જો મારા લશ્કરનો પડાવ રાઠોડ લશ્કરના ભેગો હશે તો અમદાવાદ પહોંચતાં પહેલાં નીચ ખટપટીયાઓ માહોમાંહિ અણુગમો ઉત્પન્ન કરશે, તેથી પોતાના લશ્કરનો જુદો પડાવ નંખાવવા તેમણે મહારાજાને યુક્તિથી વાત કરી. ટૉડ રાજ્યસ્થાનમાં લખેલ છે કે “ રાઠોડ લશ્કરે પાલણપુરની સરહદ ઓળંગીને પહેલો પડાવ સિદ્ધપુરની સરસ્વતી નદી કાંઠે નાંખ્યો. ” ત્યાંથી મહારાજ અભેસિંહે એક ખેપીઆને પત્ર આપી અમદાવાદમાં શેર બુલંદખાન પાસે મોકલ્યો, અને તોપો, ખજાનો પડતો મૂકી અમદાવાદ છોડી ચાલ્યા જવા કહાવ્યું. મહારાજાના સંદેશાને તેણે માન્ય કર્યો નહિ, અને સામે થવા તત્પર થયો. રાઠોડ લશ્કરે અમદાવાદ ઉપર ચડાઇ કરવાને જલદીથી

---

* આ વખતે પિલાજી ગાયકવાડ, કંથાજી કદમ, સીવાજી બાન્ડે, આણંદરાવ પવાર, ત્રિંબકરાવ દાભાડે વગેરે મરેઠા સરદારોના લશ્કરે ગુજરાતને પાયમાલ કરી મૂક્યુ હતુ તેઓ લૂટફાટ કરી ખંડણી ઠરાવી જતા રહેતા જ્યારે ચીમનાજી આપાએ શેરબુલંદખાન સાથે સુલેહના કોલ કરાર કર્યા, ત્યારે ત્રિંબકરાવ દાભાડે ૩૫૦૦૦ હજાર માણસોનું લશ્કર એકઠું કરી ચીમનાજીની સામે થયો. ડભોઇ અને વડોદરા વચ્ચે બન્ને લશ્કરનો મુકાબલો થયો, અને ચીમનાજી આપાજીની મદદે બાજીરાવ પેશ્વાનુ સૈન્ય દક્ષિણમાથી આવી પહોંચ્યાથી દાભાડેની હાર થઇ તે શૂરવીરતાથી લડતાં મરાયો. કહે છે કે તેણે હાથી ઉપર બેઠે પોતાની ફોજ નાસતી જોઇ હાથીના પગે સાંકળ નખાવી દીધી હતી.



અમદાવાદના ઘેરા વખતે દિવાન કરીમદાદખાનની
બીજા સરદારો સાથે મસ્લહત.

કુચ કરી, અને અમદાવાદ પહોંચતાંજ લડાઇ શરૂ થઇ. શેર બુલંદખાન શહેરના દરવાજા બંધ કરી અંદરથી લડવા લાગ્યો. મહારાજા અભેસિંહે વિચાર્યું, કે જો તે કિલ્લામાં ભરાઇ લડશે તો તેને હરાવવો મુશ્કેલ પડશે, તેથી તેમણે સર્વ લશ્કરી ટુકડીઓના અમલદારોને બોલાવી તેને શી યુક્તિથી કિલ્લા બહાર કાઢવો તેની સલાહ પૂછી. સર્વાનુમતે તેના ઉપર એક પત્ર લખવાનો ઠરાવ થયો. આ પત્રમાં તેની બહાદુરીનાં બહુ વખાણ કરવામાં આવ્યાં અને કિલ્લામાં ભરાઇ લડવું એ તારા જેવા બહાદુરને લજ્જાસ્પદ છે, એવું જણાવવામાં આવ્યું. શેર બુલંદખાન બહાદુર પણ ટુંક બુદ્ધિનો હોવાથી આ લખાણથી તે ઉશ્કેરાઇ ગયો, અને દરવાજો ખોલાવી રાઠોડ લશ્કર સામે મેદાનમાં ઉતરી પડયો. ખુલ્લા મેદાનમાં શેર બુલંદખાનના પઠાણ લશ્કરને જીતવું મુશ્કેલ જણાયાથી મહારાજા અભેસિંહે કરીમદાદખાનની સલાહ મુજબ પેથાપુરથી જથાબંધ બંદુકો* મગાવીને બંદુકદાર લશ્કરી ટુકડીઓને સાબરમતીની ખીણોમાંથી જ્યાંથી શેર બુલંદખાનને પસાર થવાનો સંભવ હતો ત્યાં પ્રથમથી છૂપી રીતે ગોઠવી રાખી. શેરબુલંદખાન શહેર છોડી મેદાનમાં આગળ વધ્યો, ત્યારે પ્રથમ રચેલ યુક્તિ મુજબ કરીમદાદખાને અને મહારાજ અભેસિંહના ભાઇ વખતસિંહે ઘોડેસ્વાર લશ્કરના મોખરે રહી હુમલો કર્યો. શેર બુલંદખાન બહાદુરીથી હુમલો હઠાવતો આગળ વધ્યો, ત્યારે બન્ને બાજુએ ગોઠવી રાખેલ રાઠોડ બંદુકદારોએ તેના ઉપર સખત મારો ચલાવ્યો. યુદ્ધ બહુ ઉગ્ર થયું. રાઠોડો બહાદુરીથી લડયા. શેર બુલંદખાનની હાર થઇ, અને તે મહારાજા અભેસિંહના હાથમાં પકડાઇ ગયો. મહારાજાએ તેને કેદ કરી દિલ્હી બાદશાહની હજુરમાં મોકલ્યો, અને પોતે વિજય પતાકા ઉડાવતા અમદાવાદમાં દાખલ થયા.

બહેરીઓ ઘોડો.

કરીમદાદખાન પાસે એક નામીઓ મનપસંદ બહેરીઓ† નામે ઘોડો હતો. આ ઘોડાં ઉપર તેમનો અતિશય પ્યાર હતો. અમદાવાદની લડાઇમાં કરીમદાદખાન આ ઘોડે સવાર થયા હતા. મહારાજા અભેસિંહના ભાઇ વખતસિંહને બહેરીઓ

---

* પેથાપુરની બંદુકોને " પેથાપુરી ટકોરા " કહેતા. પાલણપુરથી પેથાપુર નજીક હોવાથી કરીમદાદખાન ઘણા ભાગે ત્યાંથીજ બંદુકો મંગાવતા, આ બંદુકો મંગાવવા માટે મહારાજાને તેમણે સલાહ આપી હતી.

† આ ઘોડાની ઓલાદમાં કેટલાક નામીચા ઘોડા અહીં નીવડયા છે. હાલ પણ તેની ઓલાદનો કોઈ કોઈ ઘોડો મળી આવે છે.

બહુ પસંદ પડવાથી તેમણે કરીમદાદખાન પાસેથી વેચાતો લેવાની માગણી કરી. કરીમદાદખાને જવાબ મોકલ્યો કે બહેરીઓ આપને ભેટ તરીકે આપવા રાજી છું; પરન્તુ તેને વેચાતો આપવો એ મારા દરજ્જાને છાજે નહિ. વખતસિંહને આ ઘોડો કિંમત આપીનેજ લેવો હતો, તેથી તેમણે પુન આગ્રહથી કહાવ્યું, પણ કરીમદાદખાને માન્યું નહિ તેમણે વિચાર્યું કે જો આ બાબતમાં મહારાજા અભેસિંહ મને ઠહેવરાવશે, તો હું કઢંગી સ્થિતિમાં આવી પડીશ. મારાથી તે ઘોડો વેચાતો અપાશે નહિ તેમજ વખતસિંહ તે ભેટ તરીકે સ્વિકારશે નહિ; માટે ઉત્તમ રસ્તો એ છે કે મહારાજાના કવિ કર્ણીદાનને કંઇ બહાનાસર મારી પાસે બોલાવી બહેરીઓ તેને આપી દઉં. આમ વિચાર કરી કરીમદાદખાને કર્ણીદાનને પોતાની પાસે બોલાવ્યો, અને સોનેરી સામાનથી સજ કરી બહેરીઓ તેને આપ્યો. કર્ણીદાને તે વખતે એક દુહો કહ્યો.

दुहोः—

" राजे दीधो लाख, सवा लाखरो बहेरीयो,
कर सोनेरी साज, मोजे दीयो मुजाहरे. "

આ બનાવથી વખતસિંહને બહુ ખોટું લાગ્યું, અને મહારાજ અભેસિંહને પણ માઠી અસર થઇ. પરિણામ એ આવ્યું કે અમદાવાદની લડાઇમા કરીમદાદખાને બજાવેલ કિમતી સેવાની ખબર બાદશાહી હજુરમા પહોચવા પામી નહિ, અને તેનો લાભ તેમને મળ્યો નહિ

**કરીમદાદખાન અને પાટણની હકુમત**

ગુજરાતના સુબા મહારાજા અભેસિંહ રાઠોડે મરેઠાઓને દિન પ્રતિદિન ગુજરાતમાં પ્રબળ થતા જોઇ, યુક્તિ વાપરી પિલાજી ગાયકવાડનું ડાકોરમા ખુન* કરાવ્યું. તેથી દામાજી ગાયકવાડ પોતાના પિતાનુ વેર લેવા એક મોટા સૈન્ય સાથે દક્ષિણથી ગુજરાતમા ચડી આવ્યો. તે સ્થળે સ્થળે વિજય મેળવતો જોધપુર તરફ વધ્યો, ત્યારે મહારાજ અભેસિંહ અમદાવાદની સુબેદારી પોતાના

* એવું પણ કહેવાય છે, કે મહારાજ અભેસિંહ પિલાજી ગાયકવાડ સાથે ઉપરથી મૈત્રી રાખતા, પરતુ અદરખાને તેઓ એક બીજાના કટ્ટા શત્રુ હતા પિલાજી ગાયકવાડનું કાસળ કાઢવાને મહારાજ અભેસિંહે એક રજપુતને ઝેરી કટારી આપી કંઇ વાત કહેવાને બહાને પિલાજી ગાયકવાડ પાસે મોકલ્યો તેણે પિલાજીરાવના કાન નજીક આવી પેટમા ઝેરી કટારી મારી તેનો પ્રાણ લીધો આ બનાવથી પિલાજીના વંશમા એવો વહેમ પેશી ગયો કે તેની પાછળ ગાદીએ આવનાર ડાકોર જતો નહિ

વિશ્વાસુ કામદાર ભંડારી રત્નસિંહને સોંપી પોતાની રાજ્યધાની બચાવવા જોધપુર ગયા. મરેઠાઓના હુમલાઓએ ગુજરાતમાં ભારે ત્રાસ વરતાવ્યો. આવા બારીક સમયમાં ગુજરાતને બચાવવાને પોતે શક્તિમાન્ નહિ હોવાથી, ભંડારી રત્નસિંહે પોતાને જોધપુર પાછો બોલાવી લેવાને માટે મહારાજાને લખ્યું. મહારાજાએ તેનું લખાણ વાસ્તવિક સમજી તેને અમદાવાદથી બોલાવી લીધો. ગુજરાતની સુબેદારી છોડતી વખતે રત્નસિંહે પાટણ મહાલ અને તેની આસપાસનાં સિમાડાનાં ગામોની હકુમત દિવાન કરીમદાદખાનને સોંપી. કરીમદાદખાન અવસરના જ્ઞાતા હતા. મોગલ શહેનશાહતનો સૂર્ય નિસ્તેજ થઇ ગયો હતો, અને મરેઠા દિન પ્રતિદિન બળવત્તર થતા હતા. આવા પ્રસંગે પાલણપુર છોડી પાટણની હકુમત કરવી દિવાન કરીમદાદખાનને નુકસાનકારક જણાયાથી તેમણે પોતાના એક વિશ્વસનીય, હોંશીયાર મુત્સદ્દી નામે સૈયદ સલાસુલ્લાને નાયબ નીમી પાટણ મોકલ્યો. આ પ્રમાણે દિવાન કરીમદાદખાને પાટણની હકુમત કેટલોક વખત કરી.

મરણ.

સોળ વર્ષ સુધી ડહાપણ અને સમયસૂચકતાથી ગાદી ભોગવી ઈ. સ. ૧૭૩૫ માં કરીમદાદખાન સ્વર્ગવાસી થયા.

લક્ષણ.

દિવાન કરીમદાદખાન પરાક્રમી, ગુણવાન્ રાજ્યકર્તા હતા. તે સહન શિલતા અને સમય સૂચકતાના મહાન્ ગુણો ધરાવતા હતા. હલકા, નીચ, ખટપટીઆઓ જે તેમની વિરુદ્ધ વિચિત્ર અને દુઃખદાયક વાતો ચલાવતા તેમને સત્તાના બળથી શિક્ષા ન કરતાં તેમણે પોતાના પરાક્રમોથી દાબી દીધા હતા. અમદાવાદની લડાઇમાં તેમજ રહીમયારખાનને મારવામાં તેમણે જે બહાદુરી અને ચાલાકી બતાવી છે, તેનાથી વાચક વૃંદ અજાણ્યું નથી. મોગલ શહેનશાહતના સૂર્યાસ્ત સમયે, અને મરેઠાઓના ઉદય વખતે પાલણપુરની રાજ્યગાદી ઉપર કરીમદાદખાન જેવા પરાક્રમી અને સાહસિક નરેશ ન થયા હોત, તો તે રાજ્યપરિવર્તનના સમયે પાલણપુર રાજ્યને જોખમ પહોંચત. તેમના વખતમાં ઇ. સ. ૧૭૩૨ માં ગુજરાતમાં એક ભારે દુષ્કાળ પડયો હતો.

---

## गीत.

### सपाखरु.

फेरी जंगरी लडाइ मंडे आंकडे पाधरे फोजां,
बंदुकां धुबके गोळा वहु छूटे बांण;
होकारे आपरा भेंच हजारांमां धाती हाम,
करीमे राजारे कांम नांखीयो केकांण. १

हेमरांरी वागां लीयां गेमरां चाडतो हीये,
फबह्लां मुंगलां शीश झाडतो केवांण;
पाडतो पाधरा शेर नेजाळे जाळोरी पुगो,
दळां वीच खळां डळां करंतो दीवांण. २

धीव पडे बरछीयां बाणां गोळा धुंवाधोर,
कवांणां गणांरां वाजे करारां धुंकार;
खापां छेह हुवा खागां वहंता वीजज्युं खवे,
वाहवाह वाखांणीयो राठोडे वेहार. ३

अभा अधराज आगें पीरोजांणी जीत्ये उभो,
मराडे मुंगल सुबो मेल गयो मांण;
हरोले करीमखान ज्यारे मुह आगे हुओ,
अमदावादमें राजा तरें फेरी आंण. ४

## गीत.

गुजारव कीयां धडक खायां गज,
डणणे अळा ए करे डसण;
मुंसो सइर आवेयो सुरख,
वाग वेहारां थहे वसण. १

वगसण गोळ तणा ए वासण,
खान खतामत जाय खसे;
कुंजर आंग नफेरे कांकळ,
वाघ जठे पीरोज वसे. २

कांइ छेडे वनराय कमावत,
जोग जोहारण न छे जको;
उंदर मारण तणी आखडी,
करी वडारण हारत को. ३

पोह मोटां संखेप पाळीया,
धारण धीरण रहो धर;
भड चारसें मरावे भागो,
पडीयां हाटां सिधपर. ४

सिहां तणे छांवडे साजे,
वप वहंडयां वळगा वेद;
खान करीम कुंत खग खेलत,
साथ मराय गयो घर सैद. ५

कर परखया कपडा करटण,
चाओ भूल ग्यो मशळ चुए;
इहां नाहरां तणे आहडे,
हाथी तणो शकार हुए. ६

गीत.

वाही घर वेध करीम वेहारे,
वच थांभा वडकी करवाढ;
कुंवर फतो काढे इम काढी,
जीव गया पीछे जमडाढ. १

पंडवा वार कयो मतमाळे,
रहळ चंवाळ हुवो वपरीत;
पडीयो भुंइ वीछडते प्राणे,
चडयो पावडीये वडचेत.

अणीआळीयां मांही आफळतो,
गजण हरा लंकाळ गत;
उगरीयो एक भाग अळारे,
पडीयो सोइ चडीयो प्रभत. ३

मन धारता तसा नेंवडीया,
वेवे वंधव अतळी वळ;
वाह्ण हार सदाइ वाहे,
काढण हारा नमो कळ. ४

## नीसांणी.

शुध बुध कंत समरजे पहेलो गुणपति,
मानव नागां देवतां देयण सुमति;
शेरे नांम करजोड कर सारद सरसत्ति,
अवरळ वांणी आप मो आखर उकत्ति. १

करीमो गावुं कुंवर मो सांम सुरत्ति,
सरहर श्रीहुं राहां सदा आखां असपत्ति;
नवही खंड जीताडेया वस करी धरती,
सैयद मुगल पठाण शेख सवही समजत्ति. २

अलख जनांकुं अन दीया त्यां सब दुनीया नमंती,
बावन खेल पठांणकी केलहण कुदरती;
क्यावर पुगे नह कोई कवि करे कीरती,
समवड कोन मथी सरे आखां अण भत्ती. ३

लोहांणी शाख बावन्नां पणीजे पाठांणां,
सुलतांणे मालम सदा क्यावर केवांणां;
लायक मांही लोहांणीयां वेहार वखांणां,
वदीजे मांही वेहारीयां जबदल घरांणां. ४

रीतभात जांणे रसम समवड सुलतांणां,
त्याग खाग जोतां तसा रुपक तुरकांणां;
जालंधर घढ खाटीयो हारव हींदवांणां,
हेतम जवदल जे हुआ सब हुंत समांणां. ५

हुवो करीम हेतांणीए ज्युं दणीयर दरशाइ,
करीमे उभे पिता भुज ग्रही भलाइ;
आंकुरां मुख आवतां इजत उपाइ,
पीरोजा जेहडो पणां आवळ अधीकाइ. ६

फवेशर मळीयां कहे सह कमो सवाइ,
फता मलेक बाहादर जसा वळी लाज वधाइ;
मुंजा गजण पीरोज मह आदव अनीआइ,
पवाडे पवाड मल जेम खान जेत्राइ. ७

हेतम पीर सेलार जेम कवि कीत कराइ,
आलण वुढण अभनमो खाटणो वडाइ;
दाने असमो दाखजे जग घंट वजाइ,
सेलार इसम खुरम परमोम पजाइ. ८

अणकळ एहडो उपनो लड वेरी धकाइ,
भलो करीम वाहवाह भणे भाइ भाइ;
रती कंत जेहडो रुपवंत शुध वदन शोहाइ,
दोई खट वदने दाखवे जेम भांण देखाइ. ९

लखण बत्रीशह आदलग अती मती अणंकळ,
चौद विद्या अति चातुरी समजे विध सकळ;
बावन अक्षर बुझणो. सहदे जीम सबळ,
भेदे खट भाखण भुपाळ कळमे जेती कळ. १०

वेद चार लेहणो विचार ब्रहमा जेम विमळ,
पणीजे सारद मुख मवाह भुज भेंम तणो बळ;
वाचा जजीठल वीरवर एहडो मन उजळ,
मांण दुरजोधन मंडिजे एहडो अतळी बळ. ११

सायर जेहडो सेवतां पणीजे मन मबळ,
रढ रांणो मन मेरगर चत एम अविचळ;
सत हरचंदह सारखो जेहडो गगाजळ,

पाटोधर पीरोजरो प्रगटे असपत पोह,
दीन ही दीन चडती कळा ज्युं दुजो चंद;
रावत सांमत राखणो गोढे लीयां गहंमह,
कवि मुख कीरती करे पासे नीश दीनह. १३

हद जांगडीयां हुकळे कीजे रंग रागह,
नाच हुवे आगे नीतह संगीत खटत्रह;
पात्रां अखाडा करे जेम अछरां अंद्रह,
हास विलास मशकरां होय आगे हुवह. १४

कळावंत गावे क्रेहक रची राग छत्रीशह,
बाग बगीचे रंगरमे सोनागरो संगह;
तमासा पनघट तणा इखीजे इतह,
कुंवर नत गोठां करे सांमीना सथह. १५

माता वाकर मारजे उथमजे अथह,
सारा शुळा सोइता दारुवां दपटह;
सुथरा उपर सुखडा वांटीजे विगतह,
बीमणा तीमणा चोगणा कीजीए अमलह. १६

मद पीजे गळ वाडीए छकजे उछकह,
सोनेरी मुंठां नगट आपीजे इनांमह;
जण जण पाधां जरकसी बगसे भरी बथह,
फूलां टोडर मारजे अलीजे घर सांमांह. १७

कानड ज्युं क्रिडा करे नीत नीत नोखमें,
रवि उगे कणीयागरो शिकारां रमे;
बाज लगड वाशा कोही सजीया तण समे,
चीता ताजी संग लीया जेसा मंन गमे. १८

धानंखी वरकगदार दाहीमे चमे,
प्यादा मुह आगे पळे लाखां लेखमे;
वांसे अस एता वहे खटतर खुरमे,
होहोकार होकार होइ धरती धमधमे. १९

सुंण हासुर गोसां सरस छूटा तीरमे,
काळा सिंध चीता मुखे पडीया तडफमे;
मुरघाबी तीतर कुलंग घेरे गेणंमे,
वाज लगड झपटा झपट पंखी कमकंमे. २०

हडवड दडवड हेमरां धडके कोरंमे,
डायमजे जेतो पडे सो जीवतो नक्रंमे;
रमतो देखी आखेट म्रत अरी शांक उरंमे,
करीमो पीरोजको कुळ मारग क्रंमे. २१

पाट पिता अणभांतसुं पीरोज प्रतपे,
थापे एकां थर करे एकां उथपे;
अेकां अस उतारजे अेकां अस अपे,
केतडवंगे काढीया इयां दाळद्र कपे. २२

मेवासी त्रासी मरे दुनीयां डरपे,
अमल जमायो अेवहो कोइ आंण न लोपे;
कवि पातां मोजां करे अती उथड मपे,
सुंण रीझे सोनागरो सांसणां समप्पे. २३

सुख शाता सबको सुखी जश दुनीयां छाया,
पीरोजे करीमकुं भुज भार भळाया;
प्रजा पालण खळ भंजणो दळ रुप दीपाया,
देयण वढण वातां दुंने तेम वधे सवाया. २४

धर अरीयांची धोपटे ए कथ कहाया,
सरनांमे करीयो सलांम खत्री मन भाया;
छत्रीसे आउध सजे दळ मध दीपाया,
वरसाळे मटी वादळां दणीयर दरशाया. २५

आंकुरां मुख आवतां दुजणां थडकाया,
किरवांणे कमुवल हरे कोळीयां खपाया;
केइ रसातळ घालीया के गयण भमाया,
वढतें खागे वेरीयां अलंगे उडाया. २६

त्रासें के चडीया तडे मुके सब माया,
अनमी जे रहेता अगे सो पाय लगाया;
लडे लडाइ दिन उगे भारथे अघाया,
घद कोटे शाहां लगे जस डंका वजाया. २७

अवतरीया दोय जाग जण कळ मेंसुरीयंदा,
वेहारी धांणधारमें राजस करंदा;
कर जोडे हिन्दु तुरक सबको सेवंदा,
कुंण खत्री कुंण आंजणा सब हाजर वंदा. २८

कोळी सर पाधर कीया सब दाम देयंदा,
हुकम हुकम सबको हुआ दुजणां डरपंदा;
मुमन लोकां तण समे कुमत करंदा,
दोस कणेरो दाखजे धनसुं धापंदा. २९

खासी रैयत देशमें अती भोग भरंदा,
सांमी मांडी सामसुं सांयां रुठंदा;
मुमन गांमे लोकरे दलीए जावंदा,
कुड साच वोह केलवे हझरत मळंदा. ३०

दुख जाळोरी वोहदीए ए राव अखंदा,
अमो दयो हाकम अवर अणपर उंचरंदा;
कहीयो जे लोके कथन सुलतांन सुणंदा,
कुल दिवाण न वोलाय वेग हजुर आवंदा. ३१

रैयतकुं राजी करो साहेव फरमाए,
पालणपर सारु चलण सवकुं पुछाए;
जदवा वकट जाळोरीयां त्यां नाकार सुंणाए,
अतळी वळ कुंण एवहो लीये मेर उचाए. ३२

कुंण तारु कळमे असो सामंद तराए,
वेहारांसुं कुंण वढे पडी पाधर जाए;
मुगल पठाणां मीरजे कथएम कहाए,
रहीमुदेखां मुंमने सैयदांभरमाए. ३३

धांणधार सरखो मुलक नजरां कोनांए,
डुंगरए हेमां तणा डाकीयां देखाए;
धोळो जेतो द्रुधसेह मनइयां मनाए,
सइदे पालणपुर डीसा लीयो पटो लीखाए. ३४

जांणण वाळे वरजीयो कांइ कुंमत कमाए,
हरवल वळे मुमन हुआ सैयद चल्या सवाए;
लाड कोड करता थका ढांती पर लाए,
वळे सुंणीया वेहारीए यां सैयद आये. ३५

सांभळ तें धखीया सको इम क्रोध करंता,
उनाळे लागी अगन यण संचे घ्रता;
वढवा काजे अरवरे सुंण जेता तेता,
आवे आंपां उपरे इण कांइज केता. ३६

कोई कहे वांधो गळो शीर पगां सहेता,
केई कहे हुं क्या करुं जगत लीजे जेता;
कचरां दांते के कहे इयां साथ सहेता,
अघनां जेम चीता ग्रहे एम ग्रहां अचेता. ३७

कुंजर मळे शकारमें सादुळ करंता,
अणपर जोयण नांकरां तो मरद कहंता;
लोह थरड लोहांणीए मंडीया ए मता,
तेण समे अजीतसींग राजा वरजता. ३८

मासह लग कहीयो मनो सवरहो सांसता,
वढजो पछे वेहारीयां जेम आवे चेता;
त्रीस दिवस खमजो तसा खागे कांकळवेता,
रहीमुदेखो तेडके राजा पुछता. ३९

पालणपुर सारु प्रथम कीम पटो लखायो,
जाळोरी नह जाणीया यां उपर आयो;
केतो तेरी मत गइ कणहीक सीखायो,
सींह तणे गळ सांकळो सोलयण सवायो. ४०

पथर भागा लख सुंणा कोइ वहेरोन सुंणायो,
यांरी घर लोपे इसो कुंण वयणी जायो;
सैयद जा पाछो दली एम करे कहायो,
मैं पाछा कीम करचलां पतशा फरमायो. ४१

मेरी इजत कीम रहे वीण कारज सीधी,
धांणधार हझरत कने ल्यां भखर चढी;
शमशेर शाहां वचे वोह सेंमें वंधी,
मे वीडो उठावीयो वीच खांनां वीधी. ४२

मथवी सर पांखे हुइ कवितां कीधी,
कुणसुं बुध रुडी करे जे करी कुबुधी;
अवता मो दीजे अमल धरवांट अरधी,
सुत्रां पाठांणां समर कथ एमज कीधी. ४३

एम सइदज बोलीया कहीया तव अजे,
में जाणुं पीछा फरे तो सुधरे तो कजे;
जाहा वके जालोरीयां ज्युं अवही भजे,
वेहारां दीधा हुआ आंवे नह लजे. ४४

तम राखो घर हरी मरदां की वजे,
राजा सुं इणपर कग्यो पीरोज सकजे;
तुम सुवे गुजरात के हम अदव करजे,
अव लीजे मुजरा अमो दीन दुजे त्रीजे. ४५

सैयद सुं एसा लडां नवखंड संभारे,
सिधपुर आयो सइद भुज खाग उभारे;
असवारां प्यादां अधक रोजगार वधारे,
गाम गामां कागळ गया गुजरात मंझारे. ४६

राखण लाग्यो सपाइयां दांम अधक देवारे,
ठाम ठाम आया लगस वळी सांज सवारे;
चेहरा केतां लीखा जीए आगे अणपारे,
डोढा खडा जमातदार के मुजरा सारे. ४७

वरकम दारां राखीया जीव मरी उतारे,
असवारां कीधा सही लख थट्ट वीणारे;
परांती पाटण वचें मळे लोक हजारे,
सैयद लश्कर राखीया मन कळह विचारे. ४८

पेदळ हेदळ मळ मघळ तीम ठोर न गारे,
रहीमुदेखो गरजीयो परगह उभारे;
अब मुनां कुण आंगमे वाजुं तरवारे,
चडये घोडे घर लहुं दुजणां सवडारे. ४९

पालणपुर आवी खबर सांभळी सवाहे,
डेरा आवी सइदे दीया दश कोसां मांही;
माहाजन लोकां देशमे डर लगा सबांही,
हे कंपीया कायर हुआ करे उछरंग कांही. ५०

ते माटे रैयत डरी जे पतशाहें पठाइ,
ते मालम पुगी तुरत पीरोजा तांही;
मेळे आयो जब संघले तीयां कुंण डरांही,
जुध करवा जाळोरीयां सब पुछे सपाही. ५१

कहीयो कुंवर करीमनो आडो मंडांही,
एक ओळी सब चांपसी तो वदीसां नांही;
कहीयो तांम करीमनुं वापे वरदाही,
तुं धर हंदा वाहरु धर तुज भळाही. ५२

तें जुध केई जीतीया त्यां पार न पावे,
भड भोरोला भांजीया फोजां फेरावे;
वावेचां कीधो खळो तंडल तडफावे,
वार भजावी वांकडे एम डीसे आवे. ५३

कोळी शर पाधर कीया खग हाथ देखावे,
अरी हणीया आकोलीया धरपंखी ध्रपावे;
मार खागे मुंडेटीयां अन पगां लगावे.
वीहंडे वाइ वाढीयां खळ खरा खपावे. ५४

अजु जे फरीयो अगें लीया वीत लुंटावे,
धुजावी काकर धरा नरपति नमावे;
कीधा सर काकोशीया वन कटी चढावे,
रहंतां थांणां सिधपुर परजा सुख पावे. ५५

अमल कीयो शेहरे असो रुपक गवरावे,
सेंभर तणा सेरांणीयां एम हार मनावे;
गढीया यारड नेहका अरमार उद्रावे,
तेतड भाग्यां डाभीयां कीडेन्न ध्रपावे. ५६

कुटे नांढो काढते पडीया अन पावे,
मुआतर केवाडीयां कोळीयां संकावे;
तारा अंबर पाततर लीयां लेखो न आवे,
करीमा थारा कळह कुंण शके गणावे. ५७

दीधो हुओ करीमनो दीवांण वखांणे,
तें जुध केइ जीतीया वीढते केवांणे;
तुं दळ मांही मोरवी भाजो पाठांणे,
उसमा हरो कुंण आंगमे तो वण खग तांणे. ५८

वीडो लीयो माहावळी सती हुकम प्रमाणे,
वामण ज्युं वधीयो वढण तरसींग तुं तांणे;
आहवी लाखां आंगमुं प्रसणां भुज मांणे,
तण वेळा केहडो कहां जुध अरजण जांणे. ५९

धरती राखण धर धणी एम आय मंडांणे,
भर भारथ ग्रहीयो भुजे सुंणीयो राव रांणे;
आजे कोयन आलसे हेतम घरांणे,
सजी आयो पसवादळे सामंते सममांणे. ६०

जेम तारे शशीहर तवां एम जुवाण जोराळा,
करीमा साथे कहां वजेदार वडाळा;
लाखां शर नांखे तुरी न करे जुध टाळा,
सैदां आदी संग्रांममे वाचां वीगताळा. ६१

लोहांणी लडतां थकां खळदळां खेंगाळा,
मेहेपती हेतांणी .मदे दळमें अजवाळा;
मुगलांणी जुध मेळणा भडजके भुजाळा,
खरमांणी वाजे खगे माझी मछराळा. ६२

हाथुकां अम दांणीयां लडनार लंकाळा,
अवुआंणी आहव अचळ वहुत सींघाळा;
लडता लोदी लोहडे साथे सुंडाळा,
गोरी जुध गाहड गाडा घडी ध्रवे छडाळा. ६३

तुंअर वेंस वखाणजे आहव आझाळा,
गुजराती रण गेहला पाठाण मुंहचाळा; .
तेहडा वेहारी तवां चावा चमराळा,
मुंहता वेद अखाड मल दाखां वरदाळां. ६४

कटकां सीधा कटकडी कुळमें करनाळा,
मंडोरी संधी परमार हद जके हठाळा;
मोहरे वाढे मारंका जुध हंदी झाळा,
वळ चाहुवांण वखांणजे सव चास पंखाळा. ६५

चाचर चुरण चावडा दाहण दगचाळा,
भाथी वळे साथे भला भारथ भुवाळा;
दळ नायक नायक देखां आहव अडसाळा,
हापांणी मेळण अणी निहसे नेझाळा. ६६

खुरसी धारगीर सब जडीयां जीनशाळा,
खास खेल बाजण खगे मळे मग्द मुछाळा;
अने उमरावज आखजे मोता हर माळा,
करीमो दीपे कुंवर जेम नंग विचाळा. ६७

एम आडो मंडीयो अभंग कर धुंण करमर,
वाळ धमळ ताडुकीयो झले वामे झुंसर;
वापुकारे वेलीयां भड आप त्रभे नर,
करीमे भेळा कीया तेसा नर हेमर. ६८

एक लखांने आंगमे सुत्रां तो समहर,
अत्रे वेर कर थरहरे दुजणां लागो डर;
रुक ग्रहे रखवाळणो धांणधार तणी धर,
ए धरहंदा वाहरु वे खाडु लश्कर. ६९

डेरा डोडाणे हुआ वेहु मळे बराबर,
एक एकांग वात्सुं दीये आवे खबर;
वेहारी पखवा दळे सइद सिद्धपर,
आयो सांमा इम अडे भड वीने भयंकर. ७०

नोबत सांभळने निकट त्रंबाळां घरहर,
शुरां भुज अडीया अंबर कायरां थरहर;
एको बुंदी हवसीयां ध्रवसां पळच्चर,
सइद दळ फरीया नकीब सजेवा शमहर. ७१

बगतर बांधे शुरमां तुरीएके जंमां,
वळी सवारा वाजीया त्रंबाळ विसंमां;
चडो चडो फोजां सताव हुइ कुच दुगंमां,
पोइ कनातां पाडजे गुडर गमगमां. ७२

चले वेहार चहुंवळा हलीया हेझमां,
कतारां करहां कठठ पोठी मोहरंमां;
गाडीवांणे गाडीयां सजे खडी सजंमां,
पडतल पायल बोहपळे लाखां लेखंमां. ७३

नवसें वरसाळे नदी सामुद्र संगमां,
मीरा वार्जीत्र वाजते चडी खडे जांगमां;
तुरही करनाळां त्रंबाळ रुडी आंच जंगमां,
नर हेमर वहता नीपट धरती धमहंमां. ७४

पडताळां देता पवंग कोरम कमकमां,
खेहा डंमर होय खरो ढंके गेयणमां;
सैयद दळ कर सालळे पालणपुर संमां,
पसुवादळ मालम पुगे अल घडी अनमां. ७५

दळ दुजण चडीया दुझल इम करे कहीजे,
सो कथ करीमे सुंणी सिंहां ब्रद दीजे;
आझाळे सुंणतां अथक कटकां सज कीजे,
वे गइयांरा वाळळां नेडा तेडीजे. ७६

आफळवा खागे अवस मसलत करीजे,
यांतो पाधर भांजजे तो दोय साजांकीजे;
दुजण जण देखे घणा दलमें न डरीजे,
वगडे खड झाझो वधे तोय पतंगे भजळीजे. ७७

एक नाहर लख वाकग अस भ्रख पणीजे,
करन हरे साथां कथा समहरयुं त्रीजे;
कुंअर हुकम सामंत अडर वकतर पेरीजे,
वेण झडवड रावते कडी खाग कहीजे. ७८

सजी आवध खट ग्रीशमुं सर टोप धरीजे,
धड दुजण धमरोळवा सावळ भुज लीजे;
त्यार हुवंतां अपार शव पवंगां पखरीजे,
ज्यां जेवा अस चाहजे त्यां तेवा दीजे. ७९

खडा हुआ चडी चडी तुरंग तण भांत तवीजे,
दुठ वेहारी दळ दुझल तेम क्रोध भरीजे;
केवी कांधड कापजे पळचरां ध्रवीजे,
वेहारी करीम वड सैयद परखीजे. ८०

आउध संजोगे गाडीयां वेगावेग वचारी,
असवारीमें पहेरजे ते कपडा त्यारी;
सुरवाळां पहेरे सताव मोजा पेंजारि,
मोहर पाग एसी वणी मोहे नरनारी. ८१

पहेरे जुसण पहेरमा अरीयां दळखारी,
पाये सारल ओपवे वेहेलो तणवारी;
वगतर आसो बंधमें खागां हजारी,
मुंहचाळे सो पहेरीयां जीये खांत सोनारी. ८२

फूलकारी तेम सांवरे केड बांध कटारी,
अंग वांमे खग ओपवे गजवेल समारी;
मोरें ढाल वीराजमांन भुज सांग उभारी,
टोप झालरीयो सरमंडे एही उंण हारी. ८३

जांणे विंद सबाहजे कन्या वरण कुंवारी,
मुंछां अणी भुंहां मळे भुंह अंबर पसारी;
उग्यां मुख वारे अरक सवचे कलसारी,
आज खळां वांध्या गळे तेम नजर करारी. ८४

कहीया मीरां खोरकुं असवेग मंगाया,
तंगां झुत्रां खोलके खुररा कराया;
हाथ फेरे हुवासकुं शिर जेण मंगाया,
सोव्रण जडता काठडा सागत सजाया. ८५

दोहु तंगांसुं भीडीया उवरा खंचाया,
वोह मरदे होंकारके पाखर ओपाया;
शिरकां घोटा वेगसां सताव्र सजाया,
उरमाळा उर ओपवे लगांम लगाया. ८६

चहुंवे उरे चोवटां कंध मोरंग कहाया,
थरहरतो करतो डमर अंद्रकी अपछाया;
गुंण वधंते कुरंगां गळे तील मात्र दखाया,
पातर ज्युं छंदा करे मनसुं मुरझाया. ८७

नट वाजी करता थका सज घुंघट छाया,
अस नगीना एवहा लाखुं ठेहराया;
जात तुरीका तातकी विलात पुजाया,
हांम रहे अती सांमरी संग्राम चडाया ८८

खेंग विधाता खांतसुं हाथोहाथ घडाया,
अती गति रुप सुचंग अंग गज तेण घणाया;
असवारी सारु अलल आगें उभाया,
असी उंचासा कुवरकुं कंनाल सोहाया. ८९

चढीयो पाव्रर के वदे वाजते ग्रंत्राळं,
हळवळ होइ हुकळ कळळ सव साथ सचालं;
तुरही भेर नीभेरतर ऋह कही कनालं,
उलाळे सावळ अकळ चढीयो वंध चालं. ९०

पायळ दळ पहेला पळे हुए ताम हुवाळं,
शाम चडंतां भड चडे नह फेरवी माळं;
खांन गयो सांमो खडे भड साथ भुजाळं,
करीमे वरदावीया चडते राउ ताळं. ९१

आज सोनागर आपणो आपे अजवाळं,
खोटां खरां पटंतरो नीसरे नीराळं;
अस खडजे उतांमळा करवा धक चाळं,
ओह ओढासुं आवीयो ए गयो अकाळं. ९२

सइद पठांणो दळ मळे तेसा तीण ताळं,
ओतर दखण बे मीळे कांढळ वरसाळं;
नर कायर कंपे नकि भयभितही भाळं,
सुरा लडे उमंगशुं करमें किरवाळं. ९३

सींधु सर वेही सथे वाजीया त्रंमोटा,
पळचर खेचर जोगणी भ्रख काज उपटा;
ग्रींधां समळां रातडां रुद्र लेवा तुंटा,
अपछर हुर वेताळ वीर रथ आय नीहुटा. ९४

भांण विमांण टकावीया देखण जुवटा,
नारद शंकर आवीया वेवे सामुटा;
मेह जिहां मंडे मामला छूटे तीर वछुटा,
घण घटा बांधे घडा जांणे इंद्र उलटा; ९५

हथनाळा छूटता हुवा अलट पलटां,
अती धुंवा धख उपडे दुःख हुवे दुघटा;
वेहारी मोहरे वधे असी नांख गीरटां,
मीरां मेंहदी खुंनमीर शमरे सुमटा. ९६

लखांने तल लेखवे चडीया सो धक्के,
खग झटां वहतां नीपट तीम कुंत ऋसके;
धमड कांधे धारीयां फेफर फरडके,
वरसाळे जिम वादला एम रंगत उवके. ९७

एक पडे एक उपडे दडाशीश दडके,
धीव पडे सर वगतरां वरछी वरडके;
छड छड कुंत आ वाहीजे धडी धडी धमडके,
खार खधा वेहार जोध जोरावर जके. ९८

नगीनो अस नांखीयो करीमे चल्ले,
धज वड हथ चाडे धके अरदळ उथल्ले;
पेदळ खागे पछाडतो पोह अणी पेहल्ले,
जळती आग मजाग जोत दोखीयां दहल्ले. ९९

जम रुपी देखे जडाग कुंण मोहडो झल्ले,
खट खट करतो खंग झटे चळे रेणा विकल्ले;
घण थट वोह चुरे गरट गयो सैयद एकल्ले,
माझी अडीयो माझीये अस चडीयां भल्ले. १००

जाये खाग वजाडीयो दळवीच दुझल्ले,
सैयद मढ जेम साजियो कुंवर कील कील्ले;
कांसे तरल काटकी वीध एम वीहल्ले,
भाला डंमर चीरने घण घाव उझल्ले. १०१

हाक वाक दोखी हुवा के सत्र वकटां,
करीमे पीरोजके खेली कुळ वटां;
१रहीमुदेखां पाडीयो देते खग झटां,
पग छूटा दळ दोखीयां वटीया दहवटां. १०२

हींकारे वांसे हुवा घण रोप सुभटां,
गोदडी हुं गाढा ग्रहे पडीने पछटां;
चडके घाउ वाउं वीजड कडके कोपटां,
पवंगां उर अडबड पडे पडजे घण घटां. १०३

रुंड मुंड वोह रडवडे माचे खळ खटां,
कुटे यन फटी फरे कपाड विकटां;
हडवड नारद वोह हसे देखे रणवटां,
चडवड शंकर त्यम चुंणे भड खळां भ्रगुटां. १०४

झडपट समळा ग्रींध झुड मंस लेहवा पटां,
अरक हुवो वळ थरकमांन इणीयाहे] थटां;
वर हुरां परणावीया नर शूर नीपटां,
पळचर जंबक ध्रपाडीया अरी मंस उपटां. १०५

वेहारी हायां वडो जस पायो खगा,
धाये लश्कर उपाडने दळ दुजणां भगा;
भाइ भाइए छांडीया कुंण कुंणरा सगा,
बाप बेटांकुं छोड वहे पंड मरवा भगा. १०६

मार मार कर मारका लारे जेम लगा,
मेले रणमें सब मता गया लाज असगा;
पवंग डेरा पालखी अयां कीध अलगा,
लुंटे कटक लुटी लीया करखाग उनगा. . १०७

राव रांणा सबको हुवा तारां ठग ठगा,
कहर करी कणीयागरे जोर इणही जगा;
दोखी दह वाटां कीया जुध खाग चजगा,
सबही काम समारीया परदळां पडगा. १०८

जुध करीमे जश लीयो घण थट घुमाडे,
की अचरज कणीयागरा जीपीयो अखाडे;
तो दादो खांनद हुवो बोह कीये पवाडे,
तुं सवाइ तीण कुळे भलपखां भजाडे. १०९

धर राखी धांणधाररी मलकां जश पमाडे,
शाहां वळी सुबां लगे कुळ क्रीत कहाडे;
वळीयो नोवत वाजते जश गीत गवाडे,
राज करे परवारसुं बोह दीह सवाडे. ११०

---

## દિવાન પહાડખાન બીજા.

### ઈ. સ. ૧૭૩૫–૧૭૪૪.



દિવાન કરીમદાદખાન પછી તેમના દિકરા દિવાન પહાડખાન ઈ. સ. ૧૭૩૫ માં ગાદીએ આવ્યા. તેઓ મજબુત બાંધાના કાન્તિવાન જુવાન હતા.

**નાગોરી લોકો સાથે ઝપાઝપી**

આ વખતે પાલણપુરની કેટલીક જમીન નાગોરીઓના કબજે હતી. તેના ખેડાણુ બાબતમાં તેમને દિવાન પહાડખાન સાથે તકરાર પડી. તે વખતે પાયગાના ઘોડાઓની ચંદીનો દાણો મડ અડદ વેચાતો લેવામા આવતો નહિ, પણ જુના દસ્તુર મુજબ ખાલસા જમીનમાં તેનું વાવેતર કરાવી ઘોડાઓને પુરો પાડવામાં આવતો. ઘોડાસરમાં ઘોડાઓની સંખ્યા વધી જવાથી દરોગાને ખાલસા જમીનનું વાવેતર ચંદી માટે પુરતુ થયું નહિ, તેથી તેણે ખાલસા જમીનને લગતી બીજી પડતર જમીનમાં મડ અડદ વાવવા માટે દિવાન પહાડ-ખાનને અરજ કરી. પહાડખાને કારભારી નાથાજી મહેતાને આ ગોઠવણુ કરવાને માટે હુકમ આપ્યો. આ પડતર જમીન નાગોરીઓની હતી. નાથાજી મહેતાએ તેમના મુખી નાગોરી બાજુ હુંદીને પોતાની પાસે બોલાવીને તેની પાસે તે પડતર જમીન વાવેતર માટે માગી. બાજુ હુદીએ બહુ અપમાન ભરેલા શબ્દોમાં ના કહી. તેણે કહ્યું કે જમીન અમારા બાપ દાદાની છે, માટે જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી રાજ્ય પણ તેના સામું જોઇ શકશે નહિ.*

હુંદીના આ અપમાનથી દિવાન પહાડખાનને તથા તેમના મુત્સદ્દીઓને બહુ

* નાગોરીઓ પાલણપુરના જુના વતનીયો છે દિવાન ફિરોજખાન પહેલાએ તેમની પાસેથી પાલણપુરની જમીન છોડાવી તે વગેરે હકિકત આપણે કહી ગયા છીએ હેતાણી રાજ્ય કુટુંબે પાલણ પુરમા રાજ્યગાદી સ્થાપી તે પહેલા તેઓના કબજે અહિની ઘણી જમીન હતી તેઓનો ઘણો ભાગ હાલ પાલણપુર રાજ્યમા નોકર છે.



દિવાન પહાડખાન ( બીજા ).

માઠું લાગ્યું. તેઓએ સલાહ કરી તત્કાળ નાગોરીઓના મોહોલ્લા* ઉપર ચડાઇ કરવાનો નિશ્ચય કીધો. નાગોરીઓએ પણ સામે થવા તૈયારી કરી.

તેઓનો મહોલ્લો એવી રીતે વસેલો હતો કે ઘરોની પછીતો કિલ્લાની દીવાલનું કામ સારતી. મહોલ્લામાં પેસવાનો રસ્તો ફક્ત એકજ હતો; જ્યાં એક મોટો દરવાજો રાખવામાં આવ્યો હતો. આ દરવાજો અંદરથી બંધ કરી તેઓએ દિવાન પહાડખાનના લશ્કરને મહોલ્લામાં પ્રવેશ કરતું રોક્યું. ઝપાઝપી શરૂ થઇ, બન્ને તરફ કેટલાક ઘાયલ થયા અને માર્યા ગયા, પણ દિવાન પહાડખાનનું લશ્કર દરવાજો તોડી મહોલ્લામાં પેશી શક્યું નહિ અને નાગોરીઓ અંદરથી પોતાનો બચાવ બહાદુરીથી કરવા શક્તિમાન્ થયા. આ પ્રમાણે બન્ને બાજુ સામસામુ યુદ્ધ ચાલતું હતું તેટલામાં સદરપુર ગામનો પટાવત ખુરમાણી †સલાબતખાન વિહારી સાહસ ઉઠાવી પછીતથી ઘર ઉપર ચડી મહોલ્લામાં કુદી પડયો. સુભાગ્યે તે બહાદુર પટાવતના હાથમાં એક લોઢાની કઢાઇ આવી જેને તેણે બચાવ માટે માથા ઉપર ઢાલ તરીકે ઢાંકી. ત્યાંથી તે દોડતો નાગોરીઓની તરવારોના ઘા સહન કરતો દરવાજે પહોંચ્યો અને તેને ઉઘાડી દીધો. નાગોરીઓએ તેને ઘાયલ કર્યો પણ કઢાઇથી તે તેના માથાનો બચાવ સંપૂર્ણ રીતે કરી શક્યો. દરવાજો ઉઘાડતાંની સાથેજ પહાડખાનના લશ્કરે અંદર પ્રવેશ કીધો. ત્યાં પણ યુદ્ધ બહુ જોરથી ચાલ્યું અને ઘણા નાગોરી માર્યા ગયા. તેઓ ગભરાયા અને બાળબચ્ચાં સાથે નાસવા માંડયા. તેમનાં ઘર લુટાયાં પણ પહાડખાને લશ્કરને હુકમ કર્યો કે જો તેઓ નાસી જાય અને પાલણપુર છોડી દેતો તેમની આબરૂ ઉપર ધ્યાન આપી તેઓને જવા દેવા અને તેમની પીઠ પક-

---

* નાગોરીઓ એકજ મહોલ્લામાં રહેતા હતા. તેમનાં ઘર સાતસો હતાં.

† એક દિવસ બાજ પક્ષીવડે શિકાર કરી પાછા ફરતાં દિવાન પહાડખાને તે બાજ સંભાળીને સાથે લાવવા માટે સલાબતખાનને કહ્યું. બાજ સંભાળવાનું કામ હલકા માણસોનું છે, એમ સમજી સલાબતખાને પહાડખાનના હુકમને અપમાનરૂપ ગણ્યો અને સદરહુ બાજની ગરદન મરડી નાંખીને પાવરામાં નાંખ્યો.

થોડીવાર પછી પહાડખાને પાછળ ફરીને જોયું તો સલાબતખાનના હાથમાં બાજ દીઠો નહિ; તેમણે સલાબતખાનને પુછયું કે બાજ તમારા હાથમાં નથી તો તે ક્યાં છે? સલાબતખાને ગુસ્સે થઇ પાવરામાંથી બહાર કાઢી મરેલો બાજ બતાવ્યો. પહાડખાને આથી ચીડાઈ સલાબતખાનને મોહું નહિ દેખાડવા અને સદરપુર ચાલ્યા જવા હુકમ કર્યો. સલાબતખાન સદરપુરમાં દિવસ ગુજરતા હતા એટલામાં નાગોરી સાથે પહાડખાનને ટંટો થવાથી તે પાલણપુર આવ્યા. નાગોરી સાથેની લડાઈમાં તેમણે નીમકહલાલી અને બહાદુરીથી પહાડખાનની સેવા બજાવી. પહાડખાને ખુશી થઇને પોતાની પાસે બોલાવ્યો, પણ તેણે નહિ આવતાં કહેવરાવ્યું કે મારા આવવાથી મારું મોઢું નહિ જોવાની આપની ટેક તુટશે. આ ઉપરથી પહાડખાન ખુશી થઈ પડે જઈ હાથ પકડી તેને તેડી લાવ્યા.

ડવી નહિ તેમના ખેતર, કુવા, જમીન વગેરે તમામ મિલ્કત રાજ્યે જપ્ત કર્યાથી તેઓ દુર્દશામા આવી પડયા. પાલણપુર રાજ્ય શિવાય બીજી જગ્યાએ તેમનુ ગુજરાન થવુ મુશ્કેલ હોવાથી કેટલોક વખત ગામડામા તેઓ આમતેમ ફર્યા અને તક મળતા પાછા શહેરમા આવી વસ્યા પહાડખાનને આની ખબર પડી, પરતુ તે તેમને આબરૂહીન કરી પાલણપુરમાથી દેશનિકાલ કરવા ચાહતા નહોતા, તેથી તેમણે આ બાબતનુ અજાણ્યપણુ બતાવ્યુ તેઓ પાછા શહેરમા વસ્યા પણ પ્રથમ પ્રમાણે જથ્થાબધ તેઓ એકજ મહોલ્લામા રહી શકયા નહિ. વળી રાજ્યની નોકરીઓ જે તેઓ કરતા તે પણ તેમના માટે બધ* થઇ

**પાલણપુર ઉપર કથાજી કદમનો હુમલો**

ઇ સ ૧૭૩૫મા દામાજી ગાયકવાડે કથાજી કદમ મનીને ગુજરાતમાથી હાંકી કાઢયો, ત્યારે તેણે ખાધેલી હારનુ વેર દુર કરવાને બીજેજ વરસે મલ્હારરાવ હોલકરની મદદ લઇ ગુજરાત ઉપર ફરી હુમલો કર્યો, અને બનાસ નદીના કીનારા સુધી પહોચી કેટલાક રાજ્યોમાથી ખડણીની મોટી રકમ વસુલ કરી દિવાન પહાડખાન પણ કથાજીની ઝડપમા આવી ગયા. ઈ સ ૧૭૩૬ મા તેણે પાલણપુર ઉપર ચડાઇ કરીને લૂટના માલ ઉપરાત એક લાખ રૂપીઆ ખડણી પેટે પહાડખાન પાસેથી વસુલ લીધા પાલણપુર પાસેથી સમશેરના બળે ખડણી વસુલ કરનાર પહેલ વહેલો દુશ્મન કથાજી કદમ હતો. ( જુઓ રાસમાળા )

**પાટણનુ પાલણપુરના કબજામાથી દુર થવુ**

દિવાન કરીમદાદખાનના મરણ પછી પાટણના કસબાતીઓના સરદાર ખોખર જંગખાનની ઇચ્છા પાટણના હાકેમ થવાની હોવાથી પાલણપુર રાજ્ય તરફથી મોકલેલ હાકેમ સૈયદ સલા મુત્ના વિરૂધ તેણે પગીઓને ભભેર્યા, પણ સલા મુત્નાની હોશિયારીએ તેના પ્રપચ ને કેટલાક વખત સુધી ફાવવા દીધો નહિ આ વખતે ગુજરાતના સુબા નવાબ મોમીનખાનની બદલી થઇ અને તેની જગ્યાએ નવાબ જવાંમર્દખાન ઉર્ફે

---

* દિવાન બહાદુરખાનના રાજ્ય અમલ સુધી નાગોરીઓને રાજ્યમા નોકર રાખતા નહોતા દિવાન શેરખાને તેમાના કેટલાકને રાજ્યની નોકરીમા ફરી દાખલ કીધા હાલ તેમના ઘણે ભાગ રાજ્યમા નોકર છે પાલણપુરની અન્ય મુસલમાન કોમો કરતા આ કોમ પોતાને ઉચ્ચ માને છે તેથી કરીને કયા વહેવાર તેઓ પોતાની કોમમાજ કરે છે તેમનામા હુસેની ગોરી મહર કાજી, ખાણી, પાલણપુરી વગેરે જુદી જુદી અટકો છે

કમાલુદ્દીનખાન બાબી આવ્યો. આ ફેરફારથી બોખર જંગખાન ફાવ્યો. તેણે સલામુલ્લા વિરૂધ જુઠી વાતો આ નવા સુબાને પહોંચાડી. નવાબ જવામર્દખાન મુલકથી તેમજ પટણીઓની વર્તણુકથી વાકેફગાર નહિ હોવાથી જંગખાનના પ્રપંચથી ભંભેરાઇ ગયો. જંગખાને યુક્તિ રચી નવાબને પાટણ બોલાવ્યો, અને તેની સાથે શરત કીધી, કે જો તમો મને પાટણનો હાકેમ નીમો તો હું પાટણની હકુમત તમને પાછી મેળવી આપું. જો સૈયદ સલામુલ્લા પાટણમાં આ પ્રસંગે હાજર હશે તો હું મારી યુક્તિમાં ફાવી શકીશ નહિ, એવું જંગખાનને જણાયાથી દિવાન પહાડખાનના વિશ્વાસુ મુસાહેબ રાજેખાન મહેરાણુ વિહારીથી મળી જઈ તેણે સલામુલ્લાને પાલણપુર મોકલવાની યુક્તિ રચી. રાજેખાને પણ જંગખાનના કહ્યા પ્રમાણે સલામુલ્લા વિરૂધ દિવાન પહાડખાનને ભંભેર્યા. પહાડખાન જુવાન અને બીન અનુભવી ભોળા દીલના હોવાથી આ ખટપટીઓ મામલો સમજી શકયા નહિ, તેથી રાજેખાન મહેરાણુ વીહારીના કહેવાથી તેમણે સલામુલ્લાને પાટણથી બોલાવી લીધો. વળી તેમણે તેની જગ્યોએ બીજાને મોકલવાની ત્વરા કીધી નહિ. જંગખાન આવોજ પ્રસંગ શોધતો હતો. સલામુલ્લાની ગેર હાજરીથી તેને બહુ લાભ થયો. નવાબ જવામર્દખાનને અમદાવાદથી બોલાવી તેણે પાટણની હકુમત સોંપી દીધી.

જંગખાનના પ્રપંચથી અને પહાડખાનના ભોળપણથી પાલણપુર રાજ્યની પાટણ ઉપરની હકુમત ગુજરાતના સુબા નવાબ જવામર્દખાનના હાથમાં ગઈ; પરંતુ તે નવાબે જંગખાનને તેનો લાભ આપવાને બદલે નુકશાન કર્યું. જંગખાનને પાટણનો હાકેમ નિમવાનું વચન નવાબે પાળ્યું નહિ અને જે જાગીર* પસાયતી જંગખાન ભોગવતો હતો તેનો ઘણો ભાગ તેણે (નવાબે) જપ્ત કીધો. પછી તરતજ તેના એક વિશ્વાસુ સરદારને પાટણનો નાયબ નીમી પોતે અમદાવાદ ગયો. આ પ્રમાણે પાટણની હકુમત જે દિવાન કરીમદાદખાનને સોંપવામાં આવી હતી તે ઇ. સ. ૧૭૪૦ સુધી પાલણપુર તાબે રહી અને દિવાન પહાડખાનના વખતમાં અમદાવાદના સુબાએ પુનઃ હસ્તગત કરી. જો પહાડખાને તે વખતે ભોળપણ ન વાપર્યું હોત, અને પોતે પ્રપંચી લોકોથી ભંભેરાયા ન હોત તો પાટણની હકુમત પાલણપુર પાસેથી સહેલાઇથી છુટી જાત નહિ.

---

* જંગખાન બોખરની જે જાગીર તે વખતે જપ્તિમાંથી બચવા પામી, તે હાલ પણ તેના વંશજો ભોગવે છે બોખર કુટુંબના કેટલાક આ રાજ્યમાં પણ નોકર છે અને જાગીર ભોગવે છે.

ચારણોની કદર.

પહાડખાન ભોળા પરન્તુ ઉદાર વૃત્તિના હતા. તેમણે પેંડાગરૂ ગામ કલોટ ચારણ તેજાજીને આપ્યું હતું. એવું કહેવામાં આવે છે કે સીરોહી ઇલાકામાં આમીયા જાતનો પીરજી નામનો એક ચારણ હતો. તેને સ્ત્રી તથા એક નાનો ભાઇ અને કેટલાક છોકરાં હતાં, જેઓ પીરજીની કમાણી ઉપર ગુજરાન ચલાવતાં હતાં. એક દિવસ પીરજીની વહુએ પોતાની દેરાણીને મેણું માર્યું કે તમો અમારી કમાણી ઉપર આધાર રાખો છો. નાના ભાઇએ આ વાત સાંભળી ત્યારે તે બહુ દીલગીર થયો. તેની સ્ત્રીએ કહ્યું કે ભાભીનાં મ્હેણાં ખાઇ પેટ ભરવુ તેના કરતા તમો પરદેશ જઇ કમાઇ લાવો તો સારૂં. નાના ભાઇએ પ્રથમ આનાકાની કરી, પરંતુ આખરે તેની સ્ત્રીના બોલ સાચા જણાયાથી, તે ચારણ સીરોહી છોડી પાલણપુર આવ્યો. તેનો ભાઇ પીરજી એક પ્રખ્યાત ચારણ કવિ હોવાથી પાલણપુર રાજ્યે તેનો આદરસત્કાર કર્યો બે ત્રણ દિવસ બાદ તે દિવાન પહાડખાનને સલામ કરવા આવ્યો અને દિવાનનાં દર્શન કરતાંજ તેણે નીચેનો દુહો કહ્યો.

દુહો:—

हु चाढंतो चोरडी, घाडा देतो धाव,
पहाडारे आव्यो पगे, फहेवाणो कविराव

આ દુહાથી ખુશી થઇ પહાડખાને તેને લખપસા કરી આચેડી ગામ બક્ષીસ કીધું.

પાટવી કુંવરનો જન્મ અને તેનુ મરણ

મહેદવી પંથની નોધ બુકમાંથી જણાય છે કે દિવાન પહાડખાનને દરવેશ સૈયદ મુર્તજાના વંશના સૈયદ તયબ ઉપર બહુ આસ્થા હતી. આ સૈયદ પોતાનો ઘણો વખત ઇશ્વર ભક્તિમા ગાળતો એક વખતે સંધ્યાકાળે તે ઇશ્વર સ્મરણમાં બેઠા હતા, તેટલામા પહાડખાન તેમની પાસે આવ્યા અને સંતાનની આશીષ માટે આજીજી કરવા માંડ્યા. સુભાગ્યે સૈયદની આશીસ ફળી, અને પહાડખાનને ઘેર પુત્રનો જન્મ થયો આ કુવરનું નામ પોતાના પિતાના નામ ઉપરથી પહાડખાને ફરીમહાદખાન પાડયું. આ ખુશાલીના પ્રસંગે સદરપુરના પટાવત સલાબતખાને* ભારે ઉત્સવ કીધો કુવર પાંચ વરસનો થયો, ત્યારે તે અચાનક

* સલાબતખાન દિવાન પહાડખાનનો વફાદાર અને વિશ્વાસુ પટાવત હતો તે સાબરની ગાડી રાખતો અને ઘણી વખત સદરપુરથી પાલણપુર તે ગાડીમા બેસી આવતો એક દિવસ એવુ બન્યુ કે એક હિંદુસ્થાની અતરવાળો અતર લઇ દિવાન પહાડખાન પાસે આવ્યો પહાડખાને તેનુ

માંદો પડયો અને થોડા દિવસ મંદવાડ ભોગવી ગુજરી ગયો. પહાડખાનને આથી અત્યંત દીલગીરી થઇ. આ શોકની અસર તેમના શરીર ઉપર થઇ અને પોતે ઇ. સ. ૧૭૪૪ માં યુવાવસ્થામાં ગુજરી ગયા.

**પહાડખાનના મરણ વિષે લોક વાયકા.**

પહાડખાનના અચાનક મરણ વિષે એક વાયકા એવી છે, કે તેમને પૌષ્ટિક દવાઓનો બહુ શોખ હતો, અને જંગલી બાવાઓ પાસેથી તે દવા મેળવવાને પ્રસંગો પાત તેમને મળતા. એવું બન્યું કે એક ધૂર્ત યોગી પાલણપુરમાં આવી ચડયો, અને તેણે કીમીયાગર હોવાનો ઢોંગ ફેલાવ્યો. પહાડખાનનો એક દગલબાજ હજુરીઓ જે અંદરખાનેથી ફુટી જઇ તેમના કાકા બહાદુરખાનથી મળી ગયો હતો, અને જે પોતાના માલીકનું મરણ સાધવાની કોશીશમાં હતો તે આ ધૂર્તને પહાડખાન પાસે લાવ્યો. ધૂર્તે પૌષ્ટિક દવા પહાડખાનને ખાવા આપી. આ દવા ઝેરી હતી. તેની અસર પહાડખાનના શરીરમાં ધીમે ધીમે વ્યાપી અને તે ઇ. સ. ૧૭૪૪ માં સ્વર્ગવાસી થયા.

આ ધૂર્ત બહાદુરખાનનો માણુસ હતો, અને પહાડખાનનું મરણ સાધવા માટેજ તેણે કીમીયાગરનો વેષ ધારણ કર્યો હતો. પહાડખાન ગુજરી ગયા તે સમયે બહાદુરખાન પાલણપુરમાં દીલખુશાલ બાગમાં મુકામ કરી રહ્યા હતા. જે હજુરીઓ ફૂટી જઇ બહાદુરખાનથી મળી ગયો હતો, તેના ઉપર પુર્ણ વિશ્વાસ હોવાથી પહાડખાને તેને અંતકાળ વખતે પોતાની પાસે કંઇ વસીયત માટે બોલાવ્યો, પણ તે બહાદુરખાન પાસે બેઠો છે, એવું જ્યારે તેમણે ખીજમતદાર પાસેથી સાંભળ્યું, ત્યારે તે અત્યંત ચીડાયા અને દીલગીર થયા. પછી તરતજ અવાચક થઇ તે ગુજરી ગયા.

---

અતર વેચાતું લીધું નહિ, તેથી નારાજ થઈ તે ચાલ્યો જતો હતો એટલામાં શહેરના દરવાજા આગળ તેને સલાબતખાન મળ્યો. અતરવાળાને પુછતાં સલાબતખાનને જણાયું કે દિવાન પહાડખાને તેનું અતર ન ખરીદવાથી તે નારાજ થઇ પાછો જાય છે; તેથી સલાબતખાને પોતાના ધણીની પ્રતિષ્ઠા વધારવાને માટે તેની પાસેથી એ અતરની શીશીઓ ખરીદ કરી સાબરના શીંગડાં ઉપર રેડી કહ્યું કે આવું હલકું અતર દિવાન પહાડખાન ખરીદ કરે નહિ. અતરવાળો સલાબતખાનના આવા વર્તાવથી દિંગ થઇ ગયો અને પછી તે પૈસા લઇ ચાલ્યો ગયો. કહે છે કે તે અતર રૂ. ૭૦૦ ની કીંમતનું હતું. દિવાન પહાડખાનને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે તે સલાબતખાનની સ્વામીભક્તિ જોઇ અત્યંત પ્રસન્ન થયા. તેમણે સલાબતખાનને સારૂં ઇનામ આપ્યું.

પહાડખાનના સંબંધમાં એક દંતકથા એવી ચાલે છે કે તેમની છબી દિલ્હીમાં બાદશાહી કુટુંબની એક શાહજાદીને હાથ આવવાથી તે શાહજાદીએ તેમના ખુબસુરત અને દેખાવડા ચહેરા ઉપર મોહિત થઇને ગુપ્ત રીતે પહાડખાન પાસે લગ્નની માગણી કરી. પહાડખાને તેને કબુલ કરી વિવાહની તૈયારી કરી; પણ તેટલામાં મૃત્યુના પંજામાં તે સપડાઇ ગયા, અને લગ્ન પહેલાં સ્વર્ગવાસી થયા. આ ખબર શાહજાદીને કાને પહોંચી ત્યારે તેણીએ અત્યંત વિલાપ કીધો. એમ પણ કહેવાય છે કે આ સંકટથી દીલગીર થઇ તેણે ફકીરિ લીધી. તેના જીવનાર્થે પાલણપુરથી અમુક રકમ હરસાલ મોકલવામાં આવતી હતી.

દિલ્હીની શાહજાદીએ લગ્ન માટે કરેલ માગણી.

દિવાન પહાડખાને થરાદ પરગણામાં નબળી પડેલ પાલણપુરની હકુમતને પુનઃ સતેજ કરી. આ ઉપરાંત તેમણે સીરોહી તરફ વસેલ ભોમીયા જમીનદારોને તાબે કરી પાલણપુર રાજ્યમાં વધારો કર્યો.

રાજ્યની હદ વધારવી.



દિવાન બહાદુરખાન






ગાદીએ આવવું.

દિવાન પહાડખાનને સંતાન ન હોવાથી તેમના પછી તેમના કાકા બહાદુરખાન ઇ. સ. ૧૭૪૪ માં ગાદીએ આવ્યા. આ ગાદી ઉપર બહાદુરખાનના મોટા ભાઈ ઉસ્માનખાનનો વધારે હક હતો; પરંતુ પહાડખાનના અંતકાળ સમયે તે પાલણપુરમાં ન હોવાથી તેમના નાના ભાઈ બહાદુરખાન જે તે વખતે દીલ ખુશાલમાં મુકામ કરી રહ્યા હતા તે ઉસ્માનખાનની ગેરહાજરીનો લાભ લઇ હોંશીઆરી અને ચાલાકીથી ગાદી ઉપર બેસી ગયા.

મોટા ભાઇ ઉસ્માનખાન સાથે સુલેહ અને મુલકની વહેંચણી.

બહાદુરખાનના આ અન્યાયી પગલાથી ક્રોધાયમાન થઇ તેમની પાસેથી ગાદી પડાવી લેવાનો દૃઢ નિશ્ચય કરીને ઉસ્માનખાને ગોળા અને આસપાસના ગામોના લોકોને એકઠા કરી તેમના ઉપર ચડાઈ કરી. સહેજ સાજ ઝપાઝપી થયા પછી બહાદુરખાનના કારભારી નાથાજી મહેતા તથા માણેકચંદજી મહેતા તથા બન્ને પક્ષના પટાવતોએ વચમાં પડી ભાઈઓ વચ્ચે સલાહ સંપ કરાવી મુલકની વહેંચણી કરાવી આપી. ઉમરદસી નદીની પૂર્વ તરફનો ભાગ ઉસ્માનખાનના અને પશ્ચિમ દિશાનો ભાગ બહાદુરખાનના કબજે આવ્યો.

ઉસ્માનખાને મેળવેલો મુલક.

ઉસ્માનખાન બહાદુર દૃઢ મનના પરંતુ ક્રોધી અને ઉતાવળીઆ હતા. તેમણે કપાસીઆ ગામ ઉપર ચડાઈ કરી ત્યાંના કોળી ઠાકોરને જીતી તે ગામ કબજે કર્યું, તે વખતે તે બગલના ગુમડાથી પીડાતા હતા. પણ વેદનાને નહિ ગણકારતાં તેમણે ગુમડાને દાબી દઈ ફોડી નાખ્યું, અને તેજ હાથે બરછી ઝાલી કપાસીઆના કોળી ઠાકોરને તેનાથી માર્યો. વળી સુદાસણાના ઠાકોર અમરસીંહ સાથે ગાઢ મત્રી હોવાથી તેમણે દાંતાના રાણા કરણસિંહને ગાદી ઉપરથી ઉઠાડી

કેટલીક શરતો સાથે તે ગાદી અમરસિંહને અપાવી આ બનાવનુ વર્ણન એક કવિએ દુહાણમા કર્યુ છે

दुहो:—

फरण हरण ज्युं फुदीओ, रजवट छोडे राण
लद उसमे दांता लीयो, पौरस भर्यो पठाण

**ઉસ્માનખાન અને સેભરના શેરાની પઠાણ**

ઉસ્માનખાને સેભરના શેરાની પઠાણો* જાહેબખાન અને મહમદખાન પાસેથી ખડણી વસુલ કરી હતી.

એક વખત ઉસ્માનખાન સેભર તાલુકામા શીકારે+ ગયેલ, ત્યાથી પાછા ફરતા માર્ગમા તેમને પહાડોની તલેટીમા સેભરના મેદાનમા ગોઠે આવેલ સેભરીયા પઠાણો મળ્યા તેમની સવારી પસાર થતાજ પઠાણોએ મશ્કરી અને છેડછાડ કરવા માડી પઠાણોની આવી ઉદ્ધત વર્તણુકથી ઉસ્માનખાન બહુ ચીડાયા, અને ક્રોધના આવેશમા તેમણે પોતાનો ઘોડો પઠાણો તરફ એકદમ ફેરવ્યો તેમના અગરક્ષક મુસાહબોએ તેમને સમજાવી કહ્યુ કે આપણે થોડા છીએ તેમજ વત નથી દુર છીએ માટે આ પ્રસગે દરગુજર કરી ચાલ્યા જવુ એજ દુરસ્ત છે, પરતુ ઉસ્માનખાનને એટલુ બધુ ખોટુ લાગ્યુ, કે તે મરણીઆ થઇ તરવાર ખેચી અપમાનનુ વેર લેવાને પઠાણો ઉપર ધસ્યા તેમના અગરક્ષક નીમક હલાલ યોદ્ધાઓ તેમની સાથે સાથે આગળ ચાલ્યા ઝપાઝપી ભારે ચાલી અને ઘણા પઠાણો માર્યા ગયા બાકીના પાછા પગે નાસવા લાગ્યા એટલામા આસપાસના ગામના માણસો આવી વચમા પડયા, અને સુલેહ કરાવી પઠાણો પાસેથી ભારે દડ વસુલ કરી ઉસ્માનખાન ગોળે આવ્યા. આટલુ થયા છતા પણ

---

* આ શેરાની પઠાણોને હલ શેરાણી પઠાણો કહે છે તેઓ સેભરમા વસેલા હોવાથી સેભરીયા પઠાણો પણ કહેવાય છે તેમાના એકને ભુખનુ ગામ આ રાજ્યે બક્ષીસ કરેલુ જે તેઓ હાલ ભોગવે છે તેઓને સેભરમા બાર ગામની સ્વતત્ર હકુમત હતી, પણ ખડ્ડુરખાને તેમની જાગીર લઇ લીધી ત્યારથી તેઓ ગાયકવાડના વડનગર ગામમા જઈ વસ્યા હતા હાલ તેઓના ઘર ત્યા ઘણા છે તેમાના કેટલાક આ રાજ્યમા નોકર છે અહીં તેઓ સેભરીયા ની અટકથી ઓળખાય છે

+ કેટલાક કહે છે કે ઉસ્માનખાનની તબીયત નરમ હોવાથી તે સેભર પાદરમા હવા ફેર માટે ગયા હતા પણ શીકારે ગયેલ હોવાનુ વધારે સભવિત છે

ઉસ્માનખાનના હૃદયમાંથી વેર ભાવ ગયો નહિ. તેઓ વખતો વખત પઠાણોના ગામો ઉપર હુમલો કરી તેમની પાસેથી દંડ અને ખંડણી વસુલ લેતા.

બહાદુરખાન રાજ્યનીતિ નિપુણ અને દીર્ઘ દૃષ્ટિમાન રાજા હતા; પરંતુ સ્વાર્થ સાધવામાં તે ગમે તેવું ઘાતકી કૃત્ય કરવાને લેશમાત્ર આંચકો ખાતા નહિ.

**ઉસ્માનખાનનું ઝેરથી નીપજેલું મરણ.**

ઉસ્માનખાનની ચડતી અને વિજયથી તેમને એવો ભય લાગ્યો કે તે કોઇ વખત પાલણપુર ઉપર ચઢી આવી મને પણ સંકટમાં ઉતારશે; તેથી તેમણે ઉસ્માનખાનનું કાસળ કાઢવા પ્રપંચ રચ્યો. ઉસ્માનખાનને વીરબાઇ નામે એક બેન હતી, જેની સાથે તેમને અણબનાવ હોવાથો બહાદુરખાને તે બાઇને પાલણપુરમાંથી જાગીર આપવાની લાલચે બાઇને ઝેર દેવાને ઉશ્કેરી. લાલચને વશ થઇ વીરબાઇ આ અતિ ઘોર કૃત્ય કરવાને તત્પર થઇ. કુદરતની ગતિ વિચિત્ર છે. દેહ ક્ષણભંગુર અને આયુષ્ય અલ્પ છે; છતાં પણ મનુષ્ય પોતાની દુષ્ટ વાસનાઓ પરિપૂર્ણ કરવાને અધમ કૃત્ય કરે છે, અને કરેલ કર્મનો બદલો ઈશ્વર તરફથી મળશે તેનો લેશ માત્ર વિચાર કરતો નથી એ ખરેખર શોચનીય છે. કેટલાક મહિનાથી ઉસ્માનખાન લોહીબીગાડના રોગથી પીડાતા હતા. સાજા થવાથી તેમણે નાહવાનો ઉત્સવ કર્યો. વીરબાઇ સાથે તેમને મેળ નહોતો છતાં પણ દુનિયાની નજરે ભાઇ બહેનનો કુસંપ જણાય નહિ માટે તેમણે વીરબાઇને આમંત્રણ કરી પાલણપુરથી ગોળે બોલાવ્યાં. વીરબાઇએ અત્યંત પ્રેમથી ઉસ્માનખાનને કહાવ્યું કે ઇશ્વરે તમને સાજા કરી નવો અવતાર આપ્યો છે, માટે આપ નાહ્યા પછી હું જે કપડાંની જોડ આપના સારૂ લાવી છું તે પહેરી મારા હૃદયને પ્રફુલ્લિત કરશો. પોતાની બહેન દગલબાજી કરી કપડાંમાં ઝેર નાંખી પોતાનું મૃત્યુ આણશે એવો સ્વપ્ને પણ તેમને ખ્યાલ નહોતો. બહેનની અરજ કબુલ કરી ઉસ્માનખાને નાહ્યા પછી તે લુગડાં પહેરવા ઇચ્છા જણાવી. બહાદુરખાનના પ્રપંચથી લાલચને વશ થઇ તે નિર્દય સ્ત્રીએ લુગડાંને ઝેરનો એવો પટ દીધો હતો કે તે પહેરતાંજ ઝેર પરસેવા સાથે મિશ્ર થઇ શરીરમાં વ્યાપી જાય. ઉસ્માનખાને નાહીને આ કાળ રૂપી કપડાં પહેર્યાં પહેરતાંજ આખા શરીરે આગ ઉઠી અને જોતાં જોતાંમાં ફોલ્લા ઉઠયા. ઉસ્માનખાને અત્યંત પીડા ભોગવી દેહ ત્યાગ કીધો.

ઉસ્માનખાનના દિકરા મુઆહિતખાન એશઆરામી અને વિષયાભિલાસી સ્વભાવના હતા. તેમની આવી વર્તણુકથી બહાદુરખાન ફાવી ગયા, અને જે જે ગામ અને જાગીર ઉસ્માનખાને જીતી કબજે

**ઉસ્માનખાનની જાગીરમાં હાથ ઘાલવો.**

કર્યા હતાં તે બધાં એક પછી એક તેમણે મુબ્રાહિતખાન પાસેથી છીનવી લીધાં. ફક્ત ગોળા સહીત બાવીસ ગામ તેની જાગીરમાં રહ્યાં. હજુ પણ તે ગામો ગોળા બાવીસીના નામે ઓળખાય છે.

દાંતાના કરણસીંહને મદદ.

રાણા કરણસિંહ જેને ઉસ્માનખાને દાંતાની ગાદી ઉપરથી દુર કર્યો હતો તેણે તેમના મરણ પછી તે ગાદી પુનઃ પ્રાપ્ત કરવાને દિવાન બહાદુરખાનની મદદ માગી. રાણાએ પીપલોદરા ગામથી પોતાના વિશ્વાસુ કામદાર બાઢવા ચારણ ગોરખદાન, રાઠોડ અનોપસિંહ અને ભાટી સાહબાસિંહને બહાદુરખાન પાસે મોકલ્યા. તેમણે કરણસિંહને દાંતાની જાગીરથી પદભ્રષ્ટ કર્યાની તમામ હકીકત બહાદુરખાનને કહી અને તે જાગીર રાણાને પાછી અપાવવાને મદદ માગી. બહાદુરખાને નીચેની શરતોએ મદદ આપવા હા કહી.

શરતોઃ—

૧. રાણા કરણ સિંહની મદદ માટે બહાદુરખાન જે લશ્કર મોકલે તેનું તમામ ખર્ચ રાણાએ આપવું.

૨. દાંતા જાગીરની પેદાશમાંથી સાત આની ભાગ હરસાલ દાંતાના રાણાએ બહાદુરખાનને આપવો.

૩. રાજ્યના એક જાગીરદાર તરીકે રાણાએ પાલણપુર રાજ્યને તાબે રહેવું.

એક વધુ શરત.

ઉપરની શરતો કબુલ કરી કરણસિંહ કરારનામા ઉપર સહિ કરતો હતો, તેવામાં એક વધુ શરત બહાદુરખાને મુકી; જે કરણસીંહની દિકરી કુશળબાનો વિવાહ બહાદુરખાન સાથે કરવાની હતી. છેલ્લી શરત કબુલ કરવા રાણાએ આનાકાની કરી, પરંતુ બહાદુરખાનની મદદ વિના દાંતાની જાગીર ફરી હાથ આવવાની મુશ્કેલ હોવાથી તે શરત પણ રાણાએ કબુલ રાખી. કુશલબાના* રૂપ રંગની

* દાંતામાંથી મળેલ દાખલાથી એમ જણાય છે, કે કુશળબા કરણસિંહની દિકરી નહોતી. પણ તેના નાનાભાઇ ઉમેદસિંહની દિકરી હતી. ઉમેદસિંહે પોતાની દિકરીને પોતાના જ્યેષ્ઠ બંધુ કરણસિંહના હિતાર્થે બહાદુરખાનને પરણાવી માટે કરણસિંહે ઉમેદસિંહને નાગેલી અરધી કુંડળ, પાણોદરા, વડાસણ અને થાણા વિગેરે ગામનો પટો આપ્યો હતો. પણ સર્વમાન્ય વાત એ છે કે કુશળબા કરણસિંહની દિકરી હતી, અને ઉમેદસિંહની દિકરીનું નામ મેનબા હતું, જેને બહાદુરખાન કુશળબાના મ્હેણા ઉપરથી પોતાની વૃદ્ધાવસ્થામાં પરણ્યા હતા.

પ્રશંસા પાળીઆળીના ચારણ ગોરખદાન બાહવાના મ્હોંએ સાંભળેલ હોવાથી બહાદુરખાને વિવાહ તાકીદે કરવાને માટે રાણાને આગ્રહ કર્યો. રાણો સમજ્યો કે આ લગ્ન નહિ થાય ત્યાં સુધી બહાદુરખાન બહાનાં બનાવી મદદ આપવાનું કામ મુલત્વી રાખશે, તેથી તેણે કુશળબાનું લગ્ન બહાદુરખાન સાથે થાણા ગામના ડુંગરોમાં આવેલ મેદાનની આંબાવાડીમાં તોરણ બાંધી કરી દીધું. આ વિવાહ પછી બહાદુરખાને રાણાને મદદ આપી, અને જે આંબાવાડીમાં તેમનો હસ્તમેળાપ કુશળબા સાથે થયો હતો ત્યાંથીજ તેમણે દાંતા ઉપર ચડાઇ કરી, અને સુદાસણાના ઠાકોર અમરસિંહને ગાદી ઉપરથી દૂર કરી કરણસિંહને તે ફરીથી સોંપી. આ બનાવને એક કવિએ ટુંકાણમાં વર્ણવ્યો છે:—

દુહોઃ—

फरणाने राणो कीयो, अमरो काढ्यो एम
*वारड परणी वादरा, तोरण बांध्यो तेम.

બહાદુરખાને કરણસિંહ પાસેથી લશ્કરનું ખર્ચ લેવાની શરત કરી હતી, પણ પાછળથી આ સંબંધને લીધે તેમણે તેની પાસેથી તે ખર્ચ લીધું નહિ.

બારડજીબાઈના સ્વભાવ અને લક્ષણ.

બારડજીબાઈ હોંશીઆર, નીતિમાન્ અને પ્રેમાળ સ્વભાવનાં હતાં. તે સવ સાથે હળીમળી ચાલતાં. તેમણે પોતાના સદ્ગુણોથી બહાદુરખાન જેવા સ્વાર્થી અને ચંચળ વૃત્તિના રાજાને વશ કીધા હતા. બહાદુરખાન તેમના ઉપર અત્યંત પ્રીતિ ધરાવતા હોવાથી તેમણે બારડજીબાઇના નામથી પાલણપુરના પશ્ચિમ ભાગમાં એક મોહોલ્લો વસાવ્યો હતો, જેને હાલ "બારડપરૂં" કહે છે. વળી કુશળબાને એક તરેહના ઓઢણાનો બહુ શોખ હતો જે તેમનાજ નામથી હાલ 'બારડશાહી

† પાલણપુર રાજ્ય કર્તાઓ તથા તેમના નજીકના ભાઇઓના વિવાહ હાલસુધી ઘણાખરા રજપુતોમાંજ થયા છે. રજપુત કન્યાની સાથેના વિવાહ વખતે હિંદુ શાસ્ત્ર પ્રમાણે ચોરીના ફેરા ફરવાનો અને મુસલમાની શાસ્ર પ્રમાણે નકો પઢવાનો બંન્ને વિધિઓ કરવાનો રીવાજ આ રાજ્યકર્તામાં છે.

* કુશળબા બહાદુરખાનના ઘરમાં આવ્યાં ત્યારથી બારડજીબાઈના નામથી ઓળખાવા લાગ્યાં; કારણ કે તેમના પિતાનું નામ કરણસિંહ બારડ હતું. રજપુતોમા એવો રીવાજ છે કે જે જાતની કન્યા પરણવામાં આવે તેજ જાતના નામથી તે કન્યા વિવાહ પછી ઓળખાય છે જેમકે:—હાડીજી, વાઘેલીજી, જાડેજી, ચાલીજી વિગેરે.

ઝીમી ' કહેવાય છે. અહીંઆં મુસલમાન સ્ત્રીઓ આ ઝીમીને પણ પસંદગીથી પહેરે છે.

બારડજીબાઈ એવાં બુદ્ધિશાળી અને ડાહ્યાં હતાં કે તેમનું નામ ડાહી સ્ત્રીઓ માટે એક કહેવતરૂપ અહીંઆં થઈ પડયું છે; અને પાલણપુર રાજ્યના જનાનખાનામાં જે રાણી બહુ ડાહી નીકળે છે તેને બારડજીબાઈની ઉપમા આપવામાં આવે છે.

**સેંભરપાદરનાં ગામો ખાલસા કરવાં.**

દાંતાથી પરવારી દિવાન બહાદુરખાનનું લક્ષ સેંભરપાદરના શેરાણી પઠાણોની જાગીર કબજે કરવામાં રોકાયું. ઉસ્માનખાને આ પઠાણોને કમજોર બનાવ્યા, તે આપણે આગળ કહી ગયા છીએ. વળી પઠાણોના હતભાગ્યે ત્યાંના ડુંગરાઓમાં એક મનુષ્યાહારી વાઘણ પેદા થઈ જેણે તેમાંના કેટલાક જુવાન્ આગેવાન પઠાણોનો જીવ લીધો. આ વાઘણ ' ચતુરી વાઘણ 'ના નામથી પ્રસિદ્ધ છે. કારણ કે સેંભરમાંના જુવાન્ આગેવાનોને ચુંટી કહાડી તે મારી નાંખતી જેમ ચોર ખાતર પાડી ઘરમાંથી મિલકત લઈ જાય, તેમ તે વાઘણ સેંભરપાદરના ગામોમાં પેસી રાત્રે પઠાણોને દરરોજ ઉપાડી જતી. આ પ્રમાણે ઘણા પઠાણો માર્યા જવાથી તેમનું લશ્કરી બળ ઓછું થયું. બહાદુરખાને આ સમય અનુકૂળ જોઈ સેંભરપાદર ઉપર હુમલા કીધા, અને કેટલાક જાગીરદાર પઠાણોને મારી ત્યાંનાં બાર ગામ* ખાલસા કીધાં.

**અખેરાજ કોળીના વિધવા પુત્રી સાથે વિવાહ.**

તે વખતે મલાણી સાઠનો‡ જાગીરદાર અખેરાજ કોળી હતો, તેની દિકરી કીબાડીબાઈ જુવાવસ્થામાં રંડાયાથી પોતાના બાપ અખેરાજને ઘેર રહેતી હતી. એક સમય એવું બન્યું કે અખેરાજની પુત્રવધૂ અને આ વિધવા પુત્રી ( નણંદ ભોજાઈ ) વચ્ચે વઢવાડ થઈ. ભોજાઈએ નણંદને મેણું માર્યું કે, તમો તો દિવાન બહાદુરખાનની રાણી જેટલો મીજાજ રાખો છો. આ તમારો મીજાજ તો રાજદરબારમાંજ શોભે, અમે ગરીબ કોળી તેને ઉઠાવી શકીએ નહિં. જુવાન્ નણંદ આ મેણું ખમી શકી નહિ, અને અગ્નિમાં ઘી રેડાયું.

---

* આ બાર ગામોમાંના કેટલાંક ગામો દિવાન બહાદુરખાન પછીના દિવાનોએ વિદારી પઠાણોને મહેરબાનીથી પટે આપેલ છે, જે તેઓ અદ્યાપિ ભોગવે છે

‡ મલાણી સાઠના નામથી સાઠ ગામો હતા. જેમાં મલાણા મુખ્ય હતું. દિવાન બહાદુરખાનના વખતમાં આ સાઠ ગામો કોળી જાગીરદારોને કબજે હતાં

ગુસ્સે થઈ તે બોલી કે ગમે તેમ થાય પણ દિવાન બહાદુરખાનનાજ ઘરમાં જવું અને તેમની રાણી થવું. આમ નિશ્ચય કરી તેણે એક જાણભેદુ મીરાસણને§ બહાદુરખાન પાસે મોકલી, બને બનેલ હકીકત જાહેર કરાવી તેમની સાથે નકાની માંગણી કરી, મીરાસણ હસનપુર ગામે બહાદુરખાનને મળી. તે મલાણી સાઠનો કબજો કરવાની તક શોધતા હતા, એટલામાં આ પ્રસંગ અનુકુળ જણાયાથી તેમણે મીરાસણની માગણી કબુલ કીધી, અને અખેરાજની પુત્રીને માટે કેટલાક સવારો અને રથ મોકલી, તેને મહેલમાં બોલાવી મુસલમાન ધર્મશાસ્ત્ર મુજબ તેની સાથે નકો કર્યો.

રંગમાં ભંગ.

એક રાત્રે કીબાડીબાઇના મહેલમાં દિવાન બહાદુરખાન પોઢયા હતા. શીયાળાની ઋતુ હોવાથી તે પગ સંકોચી સુઈ રહ્યા હતા. કીબાડીબાઇએ મજાકમાં પોતાના પતિને કહ્યું કે પલંગ મોટો છે, અને ઓઢવાનાં સાધન પુષ્કળ છે, છતાં ટુંટીઆં વાળી આપ કેમ પહોડયા છો? આપની ટાઢ જોઇએ તેવી ઉડતી જણાતી નથી. બહાદુરખાનને મશ્કરી અપ્રિય હોવાથી ચીડાઇને તેમણે જવાબ આપ્યો કે, રાણીજી પગ કયાં પહોળા કરૂં, મલાણી સાઠ પગ પહોળા કરવા દેતી નથી, તેથી પગ સંકોચી સુતો છું. મારી આ તકલીફ માટે તમે ફીકર કરો છો તો કાલેજ ઇલાજ શોધી કાઢીશ.

મલાણા ઉપર ચડાઇ અને ફતેહ.

મારી મશ્કરી ગંભીરરૂપ પકડશે અને હું પોતેજ મારા બાપની જાગીર પાયમાલ કરાવવામાં સાધનભૂત થઇશ એવો કીબાડીબાઇનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. બહાદુરખાનનો આવો કઠોર અને તોછડો પ્રત્યુત્તર સાંભળી તે સ્તબ્ધ બની ગઇ. આખી રાત તેણે બહુ દીલગીરીમાં કહાડી. સવાર થતાંજ લડાઈની નોબત* વાગવા માંડી અને બહાદુરખાને મલાણા ઉપર ચડાઈ કરવાનો હુકમ

§ 'મીરાસી' ગાવાનો ધંધો કરનારી એક જાત છે. તેમની સ્ત્રીઓ મીરાસણ કહેવાય છે. રાજપુતાનામાં તેમને 'ઢોલણ' કહે છે. આ સ્ત્રીઓ પણ ગાવાનો ધંધો કરે છે. પાલણપુર રાજ્યના જનાનખાનામાં રાણીઓ તેઓને ગાવા માટે નોકર રાખે છે.

* તે વખતે શહેરમાં ચડાઇ કરવાની ખબર આપવા માટે પાયગાના દરવાજા ઉપર એક નોબત તથા રણસીંગુ રાખવામાં આવતું હતું; જે વાગવાથી લોકો સમજતા કે લડાઇ માટે લશ્કરની તૈયારી કરવામાં આવે છે. આ નોબત તથા રણસીંગુ વગાડવા માટે દરવાજા ઉપર વારા ફરતી બે માણસો જાથુ રાખવામાં આવતાં હતાં. વળી ગામડામાં ચઢાઈની ખબર આપવા માટે શહેરના કીલ્લાના બુરજમાંથી તોપ ફોડવામાં આવતી હતી.

લશ્કરને આપ્યો. કીબાડીબાઇએ આમ નહિ કરવા બહુ આજીજી કરી, પણ સઘળું વ્યર્થ. બહાદુરખાનના ક્રોધને કોઇ રોકી શક્યું નહિ. લશ્કરે મલાણા ઉપર ચડાઇ કરી. બપોરના બાર વાગતાં પહેલાં મલાણા કબજે કર્યું. અખેરાજ કોળી તથા તેના જાગીરદાર ભાઇઓને હરાવી દિવાન બહાદુરખાને મલાણા ઇ. સ. ૧૭૭૨ માં ખાલસા કર્યું.

**મહેવાસી જાગીરદારોની જાગીરમાં રાજ્યનો ભાગ નાંખવો તથા નજરાણું મુકરર કરવું.**

મલાણી સાઠ જીત્યા પછી બહાદુરખાને સરોત્રા, રોહ, ડાભેલા વગેરે ગામોના ભટેસરીઆ કોળી ઠાકોરોને જીતી તેમના ૮૪ ગામોમાં રાજ્યનો ભાગ ઘાલ્યો તેમજ આસપાસના બીજા કેટલાએક કોળી મહેવાસી જમીનદારો ઉપર નજરાણું અને સલામીના કર નાંખ્યા.

**ધાંનેરા કબજે કરવું.**

ઇ. સ. ૧૭૫૯ માં અથવા ભાટોના લખવા મુજબ ઇ. સ. ૧૭૬૮ માં બહાદુરખાને ધાંનેરા ઉપર ચડાઇ કરી તેને લગતાં સોલંકી રજપુતનાં ચોવીશ ગામોમાં રાજ્યનો હિસ્સો ઘાલ્યો, અને દેવડા રજપુત સદાજી અને સોનાજીનાં ત્રીશ ગામો જે ધાંનેરાની જાગીરને તાબે હતાં તેમને ખાલસા કીધાં. આગળના બંધારણ મુજબ હાલ તે ગામો ત્રીસી ચોવીસીના નામથી ઓળખાય છે. ત્યાર પછી બહાદુરખાને સીરોહી તાબાના મઢાદના રાવજી પાસેથી વાછોલ તથા એક બીજું ગામ છીનાવી લીધું. આ પ્રમાણે તે તરફનાં લગભગ પચાસ ગામ બહાદુરખાને ખાલસા કર્યાં.

**ધાંનેરાની જીત વિષે દંત કથા.**

એમ જણાય છે કે ઇ. સ. ૧૭૫૯ માં ધાંનેરાના જાગીરદાર સોલંકી રજપુતોમાંના એક જાગીરદારનું મરણ થયાથી તેની વિધવા સ્ત્રીને પોતાના પતિ તરફથી મળેલ વારસામાં એક વિશાળ આરસ પત્થરની ચોકી આવી. આ ચોકીને મરનારના સગાંવહાલાંએ તે વિધવા પાસેથી પડાવી લીધી. તેણીએ તેમને અપમાન ભરેલ વાક્યો કહ્યાં તેથી તેઓ તે વિધવા ઉપર વૈરભાવ રાખવા લાગ્યા. વિધવાથી આ દુઃખ સહન થઇ શક્યું નહિ, ત્યારે તેણીએ સામાવાળાઓને પાયમાલ કરવામાટે પોતાની જાગીરમાં ભાગ આપવાની કબુલાતથી બહાદુરખાનને બોલાવ્યા. બહાદુરખાન ધાંનેરામાં પોતાના પગ ઘાલવાની રાહ જોતા હતા; તેવામાં આ ઠકરાણીની અરજ આવવાથી તેમણે તેને કબુલ કરી મદદ આપવા માથે લીધું. તેમણે એક મોટું લશ્કર લઇ પંડે ધાંનેરા ઉપર ચડાઇ કરી

અને રજપુત જાગીરદારોને હાર ખવરાવી તાબે કર્યા. ધાનેરા સોલંકી રજપુતો પાસેથી છીનવી લઇ તેમણે ત્યાં તહેસીલી નાંખી. ત્યાર પછી તેમણે આસપાસના દેવડા રજપુતોનાં ત્રીશ ગામ કબજે કર્યાં, જે ઉપર કહી ગયા મુજબ ત્રીશી ચોવીસીના નામથી ઓળખાય છે.

થરાદ ઉપર કબજો કરવો.

થરાદના ઠાકોર પોતાના પરગણાને મરેઠા લુટારૂઓના જાથુ હુમલા અને જુલમમાંથી બચાવવાને અસમર્થ છે એવું ગુજરાતના સુબેદારને માલુમ પડ્યાથી તેણે દિલ્હીના શહેનશાહ અહમદશાહને લખી મોકલ્યું કે, જો થરાદનો મુલક આ સમયે દિવાન બહાદુરખાનને સોંપવામાં આવશે, તોજ તેનું સંરક્ષણ થશે અને તે પાયમાલ થતો અટકશે. બાદશાહે સુબાની માગણી કબુલ રાખી થરાદનો કબજો લેવાનું ફરમાન બહાદુરખાનને મોકલ્યું; તેનું ભાષાન્તર અમો અહીં ટાંકીએ છીએ.

## બાદશાહી તુગરો. | મોહોર. |

" આ શુભ પ્રસંગે ( બાદશાહનો ) અમલ કરવા યોગ્ય ફરમાન કાઢવામાં આવે છે કે અમીર અને કુલીન એહમદખાન બંગશેએ અમારી હુજુરમાં અરજી રજુ કરી છે કે બહાદુરખાન વલંદે ફીરોજખાન લોહાની—જે બહાદુર સીપાઈ છે, જેની જાગીરની પાડોશમાં પાટણ અને અમદાવાદના સુબાના તાબાનું થરાદનું પરગણું આવેલ છે, જે પાલણપુરની જાગીર લાંબા વખતથી ભોગવે છે, અને જેની પાડોશના થરાદના પરગણામાં લુટારૂઓ અને ધાડપાડુ કોળીઓ વસે છે અને દરેક ગામના મુસાફરોને લુટે છે,–તે (બહાદુરખાન) ઉમેદવાર છે કે થરાદના પરગણાની ફોજદારી અને જમીનદારી તથા વતનદારી તેને ( બહાદુરખાનને ) મળવી જોઇએ.

તે ઉપરથી દુનિયાને જીતનાર અને તાબે કરનાર (બાદશાહ) તરફથી ફરમાન કાઢવામાં આવે છે કે બાદશાહી ઈનાયત અને મહેરબાનીના રૂએ તે પરગણાની જમીનદારી અને વતનદારી સદરહુ બહાદુરખાનના નામ ઉપર આપીએ છીએ ત્યાંના હાલના અને હવે પછી થનારા મુત્સદ્દીઓ, કરોરીઓ, જાગીરદારો, ચોધરીઓ, વકીલો અને મુકાદમો તથા ત્યાંની રૈયત અને ત્યાંના રહીવાસીઓ વગેરેએ સદરહુ ખાનને તે પરગણાના જમીનદાર અને વતનદાર ગણી તેના હકો જાળવવાની કોશીશ કરવી; જેથી તે લુટારૂઓ, કોળીઓ અને ધાડુઓને કાઢી મુકે અને મુશાફર લોકો શાન્તિથી અને બેફિકર મનથી આવજા કરી શકે આ બાબતમાં ઘણી તાકીદ જાણવી, અને દર વર્ષે નવી સનદ માગવી નહિ. તા. ૧૫ માસ જમાદીસ્સાની ગાદીએ બેસવાના સાતમા વર્ષે આ ફરમાન લખ્યું છે. "

આ પ્રમાણે બહાદુરખાને થરાદનો કબજો લઇ તે મુલકને આફતમાંથી બચાવ્યો. કેટલોક વખત તેમણે થરાદને પોતાને કબજે રાખ્યું, પરન્તુ વખત અંધાધુંધી અને લૂટફાટનો હોવાથી પાલણપુર રાજ્યની સંભાળ રાખવી એ અગત્યનું ગણી તેને તેમણે છોડી દીધું.

ઇ. સ. ૧૭૫૮ માં પેશ્વાના સેનાપતિ સદાશિવ રામચંદ્રે પાલણપુર ઉપર ચડાઇ કરી દિવાન બહાદુરખાનને નજરાણાની રકમ આપવાની ફરજ પાડી. તે રકમ ભરવામાં વિલંબ થયાથી સદાશિવ રામચંદ્રે પાલણપુરને ઘેરો ઘાલ્યો. આ ઘેરો કેટલાક દિવસ સુધી ચાલ્યો. દરમીયાન મરેઠા સરદારે પાલણપુરની ઉત્તર દિશાનો દરવાજો જેને હાલ તાંસાવાળો દરવાજો કહેછે, ત્યાંથી રાજગઢી સુધી સુરંગ ખોદી રાજગઢીને ઉડાડી મૂકવાની તજવીજ કરી. સુરંગ ખોદાતી ખોદાતી લગભગ રાજગઢીના દરવાજા સુધી આવી પહોંચી ત્યારે પાલણપુરના સુભાગ્યે નવાબ જવામર્દખાન ઉર્ફે કમાલુદ્દીન બાબી જે સદાશિવરાવની સાથે સુલેહ કરી તેના લશ્કરના એક વાકેફ્ગાર આગેવાન તરીકે પાલણપુર આવ્યો હતો, તેણે એક વિશ્વાસુ બાબી સાથે બહાદુરખાનને ગુપ્ત રીતે કહાવ્યું કે, પાલણપુરનો કિલ્લો અદ્યાપિ પર્યન્ત તમો જાળવી શકયા છો, પરન્તુ સુરંગ રાજગઢી સુધી આવી ગઇ છે, અને પરમ દિવસે ઉડાડવાની છે, ફક્ત કાલનોજ દિવસ વચમાં બાકી છે. જો તમે આગમચેતી વાપરી કાલસુધી નાણાની રકમ નહિ મોકલાવો તો પરમ દિવસ તમારી અને તમારી રૈયત ઉપર મહાન્ સંકટ આવી પડશે. બહાદુરખાને આ સંદેશો સાંભળ્યો, પરન્તુ ખજાનામાંથી આ રકમ કાઢવી એ તેમને ગમ્યું નહિ. તેમના કારભારી સલાહકારોએ તેમને કહ્યું કે જો નજરાણાની રકમ આપવામાં હવે વધુ ઢીલ થશે તો પાલણપુર ઉપર મહાન્ વિપત્તિ આવી પડશે, અને રકમ ઉપરાંત દંડ અને લશ્કરનું ખર્ચ પણ આપવાની ફરજ પડશે. બહાદુરખાનને આ સલાહ બીલકુલ ગમી નહિ. પરન્તુ હવે અન્ય ઉપાય નહિ સુઝવાથી તેમણે નવાબ કમાલુદ્દીન મારફતે મરેઠા સરદાર સાથે સુલેહના કોલકરાર કર્યા, અને પાલણપુર રાજ્યને જરૂર પડેતો પેશ્વા મદદ આપે, એવી સરતે રૂ. ૩૫૦૦૦ નજરાણાના આપ્યા.

સદાશિવ રામચંદ્રની પાલણપુર ઉપર ચડાઇ.

એક દિવસ બહાદુરખાન બારડજીબાઇ સાથે એકાન્તમાં બેઠા બેઠા વાર્તાલાપ કરતા હતા; ત્યાં ઠઠ્ઠા મશ્કરી ચાલી રહી હતી. બારડજીબાઇએ મશ્કરીમાં

રાજ્ય હઠ અને વૃદ્ધાવસ્થામાં વિવાહ.

અને કુળાભીમાનના કાઇક આવેશમા બહાદુરખાનને કહ્યુ કે દિવાન તમો મારા જેવી ઉચ્ચકુળની રાજપુત્રીને પરણીને ભાગ્યશાળી થયા છો. કમનશીબે મારા પીયરનુ કુટુબ તે સમયે તગ હાલતમાં આવી ગએલ હોવાથી તમારૂ લગ્ન મારી સાથે થવા પામ્યુ. બારડજી બાઇના આવા અભિમાની બોલો બહાદુરખાન મુંગે મોઢે સાભળી રહ્યા, પણ તે હઠીલા સ્વભાવના હતા, તેમજ મશ્કરીને ધીક્કારતા હતા તે સમજ્યા કે રાણી મારા કુળને તેના પિતાના કુળના કરતા હલકુ સમજે છે, માટે તેના પીયરમાથી બીજી સ્ત્રી આ વૃદ્ધાવસ્થામા હુ પરણુ તો તેનો ગર્વ ઉતરશે, અને મારા કુળની મોટાઇનુ તેને ભાન આવશે. આમ દૃઢ વિચાર કરી, તેમણે રાણીનો ગર્વ ઉતારવાને સુદાસણા ઠાકોર જે દાતાના રાણાના ભાઇ હતા તેમની દિકરી ચેનબા સાથે પોતાનુ લગ્ન કરવાને દાતાના રાણાને ભય અને પ્રીતિથી કહાવ્યુ. બહાદુરખાનની માગણી રાણાએ કબુલ રાખી, ચેનબા સાથે તેમનુ લગ્ન કર્યું પોતાના ગર્વનુ આવુ વિપરીત પરિણામ આવેલુ જોઇ બારડજીબાઇએ બહુ પશ્ચાતાપ કર્યો.

ચેનબા પરણ્યા ત્યારે બહુ નાની વયના હતા બહાદુરખાન જાણતા હતા, કે બારડજીબાઇ હોશીઆર અને ડાહ્યા છે, તેથી તેમણે ચેનબાને તેમની દેખરેખ નીચે રાખી કહ્યુ કે, તમારા અભિમાનનુ શુ પરિણામ આવ્યુ તે તમે જોયુ મારી ટેક અને કુળની મહત્તા જાળવવા ખાતર તમારા મહેણા ઉપરથી મે આ કાર્ય કર્યું છે, એ શિવાય મારો બીજો કંઇપણ હેતુ નહોતો, માટે આ પરિણામનો સઘળો જુમ્મો તમારે શિરજ છે તમો તમારા કુળની આબરૂનો વિચાર કરી, તમારી યુવાન્ બ્હેનને સભાળજો

દિવાન બહાદુરખાને ઇ સ ૧૭૬૪ મા પાલણપુરની આસપાસ કોટ બધાવ્યો હતો

તે દસ રાણીઓ પરણ્યા હતા, જેમા ઘણી રજપુત કન્યાઓ હતી તેમના નામ સખરબા, હતીબા, કુશળબા, અજબબા, માનબા, કુશળબા ઉર્ફે કીમા ડીબા, સેહેજા વખતબા, ચેનબા, ઉમેદબા, અને સેત વખતબા હતા

થોડા અરસા પછી બહાદુરખાન પરલોકવાસી થયા ચેનબા નાના હોવાથી બારડજીબાઇએ તેમને દેશના રીવાજ મુજબ ધોળા વસ્ત્ર પહેરાવ્યા નહોતા. યુવાન વિધવા ચેનબાએ પતિ પાછળ પોતાની જીદગી શોક અને દુખમા પુરી કરી.

બહાદુરખાનનો રાજ્ય અમલ.

મોગલોનું સામ્રાજ્ય જે ફીરોજખાન બીજા ઉર્ફે ગઝનીખાન, કરીમદાદખાન અને પહાડખાન બીજાના વખતમાં કમજોર થવા માંડ્યું હતું તે બહાદુરખાનના વખતમાં તદ્દન ભાગી પડયું. મરેઠાઓ દિન પ્રતિદિન બળવત્તર થવા માંડયા અને તેથી દિલ્હીના બાદશાહો શેત્રંજના બાદશાહ માફક ફકત નામનાજ બાદશાહ રહ્યા. મરેઠા લશ્કરની ટુકડીઓ જુદા જુદા આગેવાનો નીચે ગુજરાતમાં ઉતરવા માંડી, અને અહીંનાં નાનાં મોટાં ઘણાં ખરાં રાજ્યો પાસેથી નજરાણાની મોટી મોટી રકમો અને ખંડણીઓ વસુલ કરવા માંડી. તેમના જુલમ અને લૂટફાટથી આખું ગુજરાત તોબા પોકારી રહ્યું હતું. ઠેકાણે ઠેકાણે દીનતા અને પાયમાલી શિવાય બીજું કંઇપણ જોવામાં આવતું નહોતું. વળી અધુરામાં પુરૂં ત્યાંના ભીલ, કોળી વગેરે પહાડી લોકોએ આ સમય પોતાના ધંધાને સાનુકૂળ જોઇ લૂટફાટ શરૂ કીધી. તેમનાં ટોળાં બંધાઇ ગયાં, અને માર્ગમાં ધાડો પાડવા લાગ્યાં. સુલેહ અને સુખ ગુજરાતમાંથી તદ્દન અદૃશ્ય થયું. લોકોએ પોતાની માલ મીલકત જમીનમાં દાટી દીધી. આ ભય અને ત્રાસમાંથી પોતાની રૈયતને બચાવવાને માટે બહાદુરખાને દેશમાં બહુ સારો બંદોબસ્ત કીધો. તેમણે પાલણપુર અને ડીસાની આસપાસ પાકો ઇંટોનો મજબુત કિલ્લો બંધાવ્યો. અને ધાણધારમાં ઠામઠામ થાણાં સ્થાપ્યાં. સરહદ અને પહાડોમાં જ્યાં જ્યાં જરૂર જણાઈ ત્યાં ત્યાં કિલ્લા અને મોરચાઓ તેમણે બંધાવ્યા. તે સમયે પાલણપુર રાજ્યનો બહાદુરખાને એવો સારો બંદોબસ્ત રાખ્યો કે મરેઠા અને બીજા લૂટારા આ તરફ ફાવી શક્યા નહિ, અને ગુજરાતમાંથી શેઠ, શાહુકારો તથા બીજી કેટલીક વસ્તી અહીં આવી નિર્ભયતાથી વસી.

પાલણપુર શહેરની આબાદી.

બહાદુરખાનના રાજ્ય અમલમાં પાલણપુરની વસ્તીમાં બહુ સારો વધારો થયો. મરેઠાઓના ત્રાસ અને ભયથી બચવાને અમદાવાદ, વિસનગર, સિદ્ધપુર, મહેસાણા તથા પાટણની કેટલીક વસ્તી અહીં આવી વસી. વિસનગરથી સુન્ની વહોરાઓ, સિદ્ધપુરથી શીયા વહોરાઓ, તથા મુસલમાન રંગરેજો, વિજાપુર, વડનગર, પાટણ અને આસપાસના ગામોમાંથી પીંજારા, તાઈ, તથા મહાજન* વેપારીઓ અહીં આવી રહ્યા.

* સિદ્ધપુરના લાલપર ગામથી જે મહાજન વેપારી અહીં આવી વસ્યા તેમાં પારેખ કુટુંબ ઝવેરાતના ધંધામાં આગળ પડતું છે તેમાં અમુલખ ખુબચંદ અને સ્વચંદ ઉજમચંદની બે ઝવેરાતનો ધંધો કરનારી પેઢીઓ મુંબઈમાં હાલ બહોળો વેપાર કરે છે.

**રાજ્ય હકો વધારવા**

બહાદુરખાને બલોચો પાસેથી વરણાવાડું§ અને ધનાજી વાઘેલા પાસેથી ધનાલી અને સીસરાંણા જીતી લીધાં હતાં, તેમજ ગઢવાડાના કોળી ઠાકોરોનાં ઉમરી તથા બીજા સાત આઠ ગામોમાં રાજ્ય હક ઠરાવ્યો હતો. આ ઉપરાંત ખેતરો, ગામો, પહાડો અને જંગલો ઉપર વાંટ, જમાબંધી, સલામી, જકાત, રાહદારી વિગેરે અનેક હકો નાંખી તેમણે પાલણપુર રાજ્યનો પેદાશ વધારી હતી, અને પડતર જમીનમાં કેટલાંક ગામો વસાવ્યાં હતાં.

**હાથી ઘોડાના આરાનો બંદોબસ્ત**

હાથીઓને કડબ ઘાસ પુરી પાડવાનો કર તેમણે ધાણધારનાં ગામો ઉપર નાંખ્યો હતો, જે *કર હાલ "હાથી કડબી" ના નામથી પ્રસિદ્ધ છે. વળી ઘોડાઓની ઘાસનું ખર્ચ રાજ્યને ઝાઝું ઉપાડવું ન પડે, માટે ઘોડાઓને ઉનાળામાં ગામડાંમાં મોકલી દેવામાં આવતા. ત્યાંની કેટલીક †જમીન જુદી ઠરાવી તેમાં વાવેતર કરાવી ઘોડાઓને ઘાસ પુરી પાડવાનો કર તેમણે ગામડાં ઉપર નાંખ્યો હતો. આ કર હાલ જારી છે. તેમજ ચોમાસામાં આથમણા ગામોની પડતર જમીનમાં મઠનું વાવેતર કરવામાં આવતું, અને તે ધાન્ય શિયાળામાં ઘોડાઓને ખવરાવવામાં આવતું. મઠના વાવેતર માટે હળો, તેમજ બીજાં ખેતીનાં ઓજારો તથા તેની સંભાળ માટે ચોકીઆતો અને ચારો તૈયાર થયે તેને કાપી ગાડામાં ભરી સરકારી વાડામાં પહોંચાડવાનો તમામ બોજો તેમણે આથમણાં ગામો ઉપર બહુ હોંશીયારી અને ડહાપણથી નાંખ્યો હતો. આ કર "કોરડ" નામથી ઓળખાય છે. આ પ્રમાણે તેમણે ઘોડાળનું ખર્ચ બહુ ઓછું કીધું હતું.

**ઢોરના આરાનો બંદોબસ્ત**

રથોના બળદો તથા ગૌખાનાની ગાયો, ભેસોને ઝાલર, ચીમડી વગેરે લીલી તથા સુકી ઘાસ પુરી પાડવાનો કર તેમણે દરેક ખેતર દીઠ નાંખ્યો હતો. આ ઘાસ ગૌખાનાની ગાડીઓ હમેશ ખેતરમાંથી ભરી લાવતી. વળી જંગલમાં

---

§ વરણા વાડું ગામ હાલ હેતાળી રાજ્ય કુટુંબના ભાઇઆતની જાગીરમાં છે.

* આ કરની કડબ, ઘાસ ઉઘરાવવામાં કેટલીક વખત લોકો ઉપર જુલમ ગુજરતો તેમજ ગેરવ્યાજબી વિરોધ ઉઘરાણાનો ભય રહેતો; તેથી હાલના નવાબ શ્રી શેરમહમદખાનજી સાહેબે ઘાસને બદલે નગદ નાણું લેવાનું ઠરાવ્યું છે.

† ઘોડાઓની ઘાસ માટે અલગ રાખેલ જમીન "ઘોડાસણ" ના જમીનના નામથી ઓળખાય છે.

આવેલ બીડોની પુરેપુરી સંભાળ રખાવી, ઢોરને ત્યાં ચરવા મોકલવામાં આવતાં; આથી ગૌખાનાનું ખર્ચ પણ ઓછું થયું, તેની સાથે ઢોરપણ સારી રીતે ઉછરવા લાગ્યાં.

**ઘોડા તથા બળદોની ઓલાદ સુધારવાની ગોઠવણ.**

ઉંચી જાતના ઘોડા તથા બળદ ઉત્પન્ન કરવાને તેમણે કાઠીઆવાડના ચોટીલા અને મૂળી ગામથી વાલાઇ ઘોડા અને કાકરેજમાંથી નામીચા સાંઢો મંગાવ્યા હતા. આ કામ ઉપર તેઓ જાતે દેખરેખ રાખતા હતા.

**લશ્કરના ખર્ચમાં કરકસર.**

બહાદુરખાને જાથુ લશ્કરનું ઝાઝું ખર્ચ નહિ રાખી સ્વેચ્છા સૈનિકોનું ( વોલંટીયરનું ) બળ વધાર્યું હતું. આ સૈન્યમાં જાલોરી અને મહેવાસીઓનો વિશેષ જથ્થો હતો. બહાદુરખાન તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતા હોવાથી, બારીક સમયે તેઓ વફાદાર રહી દેશ સાચવવાને તત્પર થતા.

**ખેતીને ઉત્તેજન.**

રાજ્યની પરતર જમીનને ખેડાણમાં લેવાને તથા ખેતીવાડીને દરેક પ્રકારે ઉત્તેજન આપવાને બહાદુરખાને લેઉઆ અને કડવા કણબી તથા મુમન વગેરે ખેડુત લોકોને આસપાસનાં પરગણાંમાંથી બોલાવી આશ્રય આપી પાલણપુર રાજ્યમાં વસાવ્યા હતા, અને તેમના રહેઠાણ માટે સાસમ તથા બીજાં ગામો વસાવ્યાં હતાં.

ચોર અને લુટારાના જુલમી પંજામાંથી ખેતીને બચાવવાને તેમણે જરૂર પડતી જગોએ થાણાં બેસાડ્યાં હતાં. પોતાના ખેડુતોની સગવડ અને સુખ માટે તે પંડે વારંવાર ગામડાંમાં જતા, અને તેમની સંભાળ રાખતા. તે સમયમાં

**શેરડી અને કમોદનું વાવેતર.**

પાલણપુરમાં શેરડી અને કમોદ જેવા કીમતી પાક થતા ન હોવાથી બહાદુરખાને ઇડર પરગણામાંથી શેરડી તથા સિંધમાંથી કમોદ ( ડાંગર ) મગાવી તેમનાં વાવેતર ધાણધારમાં કરાવ્યાં હતાં. આ બન્ને વાવેતર બહુજ ફતેહમંદ નીવડ્યાં; અને હજારો મણ પાક *ધાણધારમાં થવા લાગ્યો. શેરડીનું પ્રથમ વાવેતર આ મુલ-

* પાલણપુર શહેરથી પૂર્વ દિશામાં આવેલ ગામડાંને અહીંના લોકો ધાણધાર કહે છે આ ભાગમાં પાણી બહુ નીચું છે, અને વળી કેટલેક ઠેકાણે તો તે જમીન ઉપરજ પડેલું છે. શેરડી અને

કમાં બહાદુરખાને કરાવેલું તેથી અહીં નીપજતો ગોળ "બહાદરશાહી" નામથી ઓળખાય છે. આ ગોળ દેશાવરી ગોળ કરતા મીઠાશમા વધારે છે. અહીંના લોકો તેનો સંગ્રહ કરી જુનો કરી વાપરે છે, કારણ કે આ ગોળની તાસીર એવી છે કે જેમ જેમ તે જુનો થાય છે, તેમ તેમ તે વધારે સ્વાદિષ્ઠ અને પૌષ્ટિક બને છે. વળી ધાણધારમા વાવેલ કમોદની નીપજ બહુ ઉંચા પ્રકારની નીવડેલ છે.

**હુન્નરને ઉત્તેજન**

બહાદુરખાને ખેતીવાડીને જેવું ઉત્તેજન આપ્યું તેવુંજ ઉત્તેજન હુન્નરને પણ આપ્યું હતું. અહીંના તપોધન બ્રાહ્મણો જેઓ ભિક્ષાવૃત્તિ ઉપરજ પોતાનું ગુજરાન ચલાવતા હતા, તેમને કડીઆનું કામ શિખવવામા આવ્યું જેથી તેમની સ્થિતિમા સુધારો થયો, એટલુજ નહિ પરન્તુ ચણતર માટે પરદેશથી કડીયા બોલાવવા પડતા, તે જરૂરીઆત પણ બંધ થઈ ગઈ.

**રાજ્ય વ્યવસ્થા**

બાહાદુરખાન શૂરવીરતાનો ગુણ નામ પ્રમાણેજ ધરાવતા હતા. દાતા, મલાણીસાઠ, સેભર પાધર, ધાનેરાની ત્રીસી, ચોવીસી વગેરે કેટલોક મુલક જીતી તેમણે પાલણપુર રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો. મુલકને જીતી રાજ્યને વિસ્તીર્ણ કર્યું એટલુંજ નહિ પરંતુ રાજ્ય વ્યવસ્થામા પણ તેઓ કુશળ હતા આસપાસના મુલકોમા થતી લુટફાટથી અને જુલમી મરેઠાઓના અવારનવાર ત્રાસજનક હુમલાઓથી રૈયતને બચાવવાને તેમણે સ્થળે સ્થળે થાણા સ્થાપી મુલકમા એવો સારો બંદોબસ્ત રાખ્યો હતો કે પડોશની કેટલીક વસ્તી આ રાજ્યની સલાહ શાન્તિનો લાભ લેવા અહીં આવી વસી હતી પાલણપુરને તેમણે નિર્ભય સ્થાન બનાવ્યાથી અહીંની વસ્તીમા તેમના વખતમા સારો વધારો થયો હતો.

ખેતીવાડી તેમજ વેપાર હુન્નરના સાધનો ખીલવવાને પણ તેમણે અતિ પરિશ્રમ લીધો હતો કણબી તથા સુમન વગેરે ખેડુત વર્ગને પરદેશોમાથી બોલાવી જમીન આપી તેમણે અહીં વસાવ્યા હતા, અને રહેમ રાખી શેરડી અને કમોદ જેવા કિંમતી પાકનુ વાવેતર કરવાને તેમને ઉત્તેજીત કર્યા હતા તેજ પ્રમાણે

કમોદના પાકને પાણીની વિશેષ જરૂર હોવાથી રાજ્યના આ ભાગ ( ધાણધાર ) મા તેનુ વાવેતર લોકો વિશેષ કરે છે 'ધાણધાર' એ 'ધાન્યધાર'નુ અપભ્રંશ રૂપ છે આ મુલકને ધાણધાર કહેવાનુ કારણ એ છે કે પાણીની સઘળન ધાર માફક અહીંઆ ધાનની ધરા પડે છે, એટલે કે આ મુલકમા ત્રણે મોસમમા અનાજ પેદા થાય છે

ભિક્ષુક તપોધન બ્રાહ્મણોને કડીઆનું કામ શિખવી ધંધે લગાડયા હતા. પાલણપુરમાં તેમણે હવા ખાવામાટે એક નવો બગીચો બનાવ્યો હતો જે હાલ " બહાદુરખાનજીની વાડી " ના નામથી પ્રસિદ્ધ છે.

બહાદુરખાને આ પ્રમાણે પાલણપુર રાજ્યને સારા પાયાપર મુકયું હતું અને રાજ્યની જમાવટ તેમનાજ વખતથી થઈ હતી.

બહાદુરખાનનો ધન લોભ.

બહાદુરખાનને પૈસાનો અતિશય લોભ હતો. આ લોભથી દોરવાઇ કેટલીક વખત ગરીબ નિરપરાધી રૈયતને પજવી પૈસો કઢાવવાનું જુલમી પગલું સરવાને તેઓ આંચકો ખાતા નહિ. તેમણે રાજ્યનો ખજાનો લગભગ એક કરોડ જેટલો ભેગો કર્યો હતો. પણ તે મેળવવાને તેમણે કેટલીક વખત જુલમ એટલે દરજ્જે ગુજાર્યો હતો કે લોકોમાં તેમના પૈસાનો એવો વહેમ પેસી ગયો છે કે તે પૈસો જેના ઘરમાં ગયો તેને નુકશાનજ થયું.

પૈસાના લોભાર્થે કરેલ અન્યાય અને જુલમના દષ્ટાન્તો.

એવું કહેવામાં આવે છે કે એક જૈન યતિએ ચટણી માટે ચાર કેરીઓ બીજાના આંબા ઉપરથી પાડી. આ નજીવી કસુર માટે બહાદુરખાને તેનો રૂ. ૭૦૦ દંડ કર્યો. તે જાણતા હતા કે આ ભારે દંડ તે ગરીબ યતિ નહિ ભરી શકે; પરંતુ આ બહાને યતિના અનુયાયી શ્રાવકો પાસેથી નાણાં લેવાની તેમણે યુકિત રચી હતી. યતિ ગરીબ સ્થિતિનો હોવાથી આ ભારે દંડ ભરવામાં સ્વાભાવિક ઢીલ થઈ તેથી બહાદુરખાને તેને જૈનોના મહોલ્લામાં ઉભો રાખી ફટકા મારવાનો હુકમ કર્યો. પોતાના ધર્મ ગુરૂને પોતાનાજ મોહોલ્લામાં ફટકા મરાતા દેખી ત્રાસ પામી જૈનોએ તેની વતી દંડ ભરવાનું કબુલ કર્યું.

બીજું દષ્ટાંત.

બહાદુરખાન એક વખત પરગણામાં ફરતાં માલણ ગામના એક કોળી ઠાકોરના ખેતરમાં આવી ચડયા. ઠાકોર તે વખતે ખેતર ખેડતો હતો; તેણે બહાદુરખાનને આવતા દેખી બહુ આદરસત્કાર કરી તે દિવસે પોતાની ગોઠ કબુલ રાખવા અરજ કરી. બહાદુરખાને અરજ મંજુર કરી ત્યાંજ ખાણું ખાધું. બીજે વરસે બહાદુરખાન આજ રસ્તે જાણી જોઇને પસાર થયા. ઠાકોરે ગઇ સાલના મુજબ આ વખત પણ આગ્રહ કર્યો. બહાદુરખાને ગોઠ સ્વિકારી તેના આતિથ્યનાં

વખાણ કર્યા. ત્રીજે વરસે તે ઠાકોરને બહાદુરખાને પોતાના દરબારમાં બોલાવ્યો અને સભામાં તેનાં વખાણ કરી કહ્યું કે ઠાકોર તમે હર સાલ મને ગોઠ આપી વિશેષ ખર્ચના બોજામાં નાહક ઉતરો છો; માટે તેમ ન કરતાં ગોઠના બદલે દરસાલ અમુક રકમ આપવાનું નક્કિ ઠરાવો. ઠાકોર બીચારો આ સાંભળી દિગ્મૂઢ થયો. તેણે લાચારીએ સદરહુ હુકમ કબુલ કર્યો, અને દરસાલ તે ગોઠનો કર ભરવા લાગ્યો. ત્યાર પછી એક બે વર્ષ તેના ખેતરમાં પાક ન થવાથી તે ગરીબ હાલતમાં આવી ગયો; પરંતુ બહાદુરખાને દયા લાવી તેને આ કરમાંથી મુક્ત કીધો નહિ.

**ધર્મ ગુરૂઓ ઉપર કર.**

સદાશિવ રામચંદ્રે બહાદુરખાન પાસેથી રૂપીઆ ૩૫૦૦૦ નજરાણા તરીકે લીધા હતા જે આપણે આગળ કહી ગયા છીએ. ખજાનામાંથી આવી મોટી રકમનો વ્યય થવાથી બહાદુરખાનનું મન બેચેન રહેવા લાગ્યું. આખરે તેમણે તે ખોટ પુરી પાડવાનો એક ઉપાય શોધી કહાડયો. તેમણે એવો હુકમ બહાર પાડયો કે વૈષ્ણવ ધર્મના ગોસ્વામી, જૈનોના શ્રીપુજ્યજી તથા દાઉદી વહોરાઓના મુલ્લાં અને મુમનોના પીર તથા અન્ય ધર્મ ગુરૂઓ પાલણપુર રાજ્યને નજરાણું આપ્યા શિવાય આ રાજ્યમાં પ્રવેશ કરે તો તેમના જાનમાલનું રક્ષણ આ રાજ્ય કરશે નહિ.

થોડા અરસામાં દૈવયોગે એવું બન્યું કે વૈષ્ણવ સંપ્રદાયના ધર્મગુરૂ ગોસ્વામી મહારાજ આ મુલકમાં થઈને નાથદ્વારા જતા હતા. તેમની પાસે હથીઆરબંધ માણસો વિશેષ હોવાથી તેમણે રાજ્યને નજરાણું ભર્યા શિવાય રાજ્ય હદમાં પ્રવેશ કરી બહાદુરખાનના હુકમનો અનાદર કર્યો. બહાદુરખાનને તેમનો પૈસો લુંટી લેવાને સારૂં બહાનું જડયું. ગોસ્વામીની સવારી સરોત્રી પાસેના †ફારકી જંગલમાં થઈ પસાર થતી હતી ત્યારે બહાદુરખાને ત્યાંના લૂટારૂ ભાવડા લોકને ખાનગી ઇસારો કરી તેમની સઘળી મીલકત લૂટાવી લીધી. આ લૂટમાં હાથ લાગેલ મીલકતનો ઘણો ભાગ પોતે રાખી જુજ ભાગ લુટારૂઓને વહેંચી આપ્યો.

---

† ફારકી જંગલ તે વખતે બહુ ઘાડું હતું. તેની અંદર ફાડી ખાનાર જનાવરો, વાઘ, સીંહ, વગેરે ઘણા હતા તેની આજુબાજુ ડુંગરાની ખીણો આવેલ હોવાથી લુટારૂઓ વટેમાર્ગુને લુંટવા માટે આ જંગલને વધારે સગવડવાળું ગણતા. અમદાવાદથી અજમેર જવાનો ટુંકો રસ્તો આ જંગલમાં થઈને જતો હતો. ત્યાં મીઆણા, ભીલ, ગરાસીઆ, કોળી વિગેરે લુટારૂઓ ઘણા વસતા હતા. હાલ રજપુતાના માળવા રેલવે ત્યાંથી પસાર થાય છે, તેથી જંગલનો ઘણો ભાગ કપાઈ ગયો છે.

બહાદુરખાનનો ખજાનો.

બહાદુરખાને રાજ્યની તીજોરીમાં મોહોરોથી ભરેલ લોટવા, સોના ચાંદીનાં કસીઆં, પાટો વગેરે લગભગ એક કરોડ રૂપીઆનો સંગ્રહ કર્યો હતો. કર કસર અને કંજુસાઈથી પૈસો એકઠો કરી તીજોરી ભરવી એ તેમની જીંદગીનો એક સિધાન્ત હતો. તે સમજતા હતા કે પૈસો ચલિત છે અને તેનો સંચય કરતાં સદ્ઉપયોગ કરવામાંજ માણસનું શ્રેય થાય છે; છતાં પણ પૈસાનો ખ્યાલ અંતકાળે તેમના હૃદયમાંથી ખસ્યો નહોતો. મરણ પહેલાં બે દિવસ ઉપર તેમની પોતાની ઇચ્છા મુજબ તેમને ખજાના પાસે લઇ જવામાં આવ્યા. ત્યાં તેમણે ખજાનો જોયો અને અફસોસ કીધો પણ એક પાઈ સરખી દાનમાં આપવા મરજી બતાવી નહિ.

---

## १ गीत.

सजे साथ जाळोरीयां आवयो सालळे फेहळे जांणमेहरांण फोजु,
एकही धकामां वादरे उडाया–भेमरां हाथीयां जेम भोजु. १

सतन पीरोज दीवांण लीधो सोहड मेळ घमसांण धुफांण मारु,
हतो महराजरो टेठरो हजुरी शेठ खेरु कीयो भवां सारु. २

कमाहरतणा कोय घणा भाळे कटक आंगमी शक्यो नह साहएतो,
भारथे चडे सेवाड गढ भेळीओ मेळयो आकनातुर मेतो; ३

## २ गीत.

वह आयासेन फतेसंगवाळा मतवाला रावत सजमोर,
वादरखांन खाग नह वांधत–जंडो जई रोपत जाळोर. १

नैयड अने वढीआर नमाडे चाडे चाक धरा चहुआंण,
तण पीरोज तेग नह तांणत–मरधर दखणी करत मेलांण. २

धरझालां कटके धमरोळी हद हालां घोळी हेंदु वांण,
मारु राव आडो नह मंडत–नवकोटी गाडत नेसांण. ३

डीसे मेळ करी दीवांणे वढवा दळां रहावण वात,
तेग ग्रहत नांही अणटांणे झोधांणा सर अमल जमात. ४

गेमर हेमर खगे गुडेंया पुनांदस मंडे पोकार,
झुंजाहरो झुवो नह मळीयो वळीयो जीते राव वेहार. ५

## ३ गीत.

वादर सेभरे धन अमल वेसायो,
दांतो साठ सहेत दवायो;
खांने देश चाळवंध खायो,
इंदो राकस नाम धरायो. १

वेरी मार लीया गढवाडा,
सोय ईडर कीधा सेमाडा;
पग पग भारथ जीत पवाडा,
मळे रह्यो जइ राव मेवाडा. २

थरहर लागी रांणे थांणे,
जडे वगतर जोध जवांणे;
हाथी हसम करण हलांणे,
मारु आयो जोध मलांणे. ३

घरहर पाखर हेमर घुघर,
फटके झंडा वेरख फरहर;
हरणे जेम करेग्या अरहर,
वाहणीआळ धणहणे वादर. ४

तग पीरोजवें ओरांतोरां,
दुसमन कीया सीधादोरां;
झोबांणा लग पुगी जारां,
उद्रक लागी गरां अढारां. ५

गीत.

मथी दाखवो तुज वळ सतन पीरोजरा,
वडो पांह आंगमण अधक वातां;
नमाया केक मेवासवाळां नरां,
रेसवे दीया वनवास रातां. १

वळाक्रम तुंज धन तेज तप वादरा,
लोह वळ अरांचा खेत लीधा;
देसमें डांगळे हुआता डोळीयां,
कोळीयां तकांने रेंत कीधा. २

भांमणे वांकडा वेहारी तो भजां,
हारवे कीया अरवरां हाल्यां;
वरयरा वचन जेसो मही बोलता,
फरवरां गरवरां भरे फाळां. ३

अभनमा कमांतें खळां सर उपरा,
जेरीया सार घण याढ झरता;
लाखरे मकारे हमें नावे लडण,
भाखरे फरे भ्रथ डांण भरता. ४

पारवण कोळीयां मुंज हर पजाया,
गोळीयां मार गण थाट गुंडे;
सतण पीरोजथी डरे त्रीय सत्रांरी,
भोमपर फरे केडोल झुडे. ५

दुहा.

पर अदया पालणपरे दोयजा अंग दीवांण,
वादर अन ठाकर वेआ-राव कहावे रांण. १

बोले गोखे वादरो जेत्र हथो जम रांण,
अधपतीआंरा उतरे-मेडी दीठे मांण. २

गीत.

धण लीधाजरे पडंती धाहां जोयने रहया घणा जणा,
वन वन कीया कोळीआं वाढे तें अणवर हाथीयां तणा. १
दणीअर जम झळ्ळे दरसांणो जाळोरो देतो खगझाट,
फरले मार दीया धुंफरले वेरीयांकुं वरळे दहुं वाट. २
खेडयो खेंग पछाड खालुआं एके वाहदर चाड अरे,
लोहांणीए उघडा लीधा घोडा भेळा हुआ घरे. ३

## दुहा.

धन धन हो बाहादर धणी धन धरती धांणधार,
सेखु गोरी सारखा रणवंका सरदार. १

## नेसांणी.

महमाया दीजे समत वेहार वखांणां,
जणधर वुढण जेवहा प्रथमाद प्रमांणां;
असम अडीठा देस देस कीधा हद थांणां,
अलीसेर ते धर अभंग अंद्रही एह नांणां. १

दन एकण नव लाख दे जसलीध वखांणां,
जवदल क्रण वीक्रम जसा तेकळ तडतांणां;
हेतम खरम महाबळी वडहथ वखांणां,
खांनहुआ खडग हथा संसार सजांणां. २

पीरोजा पतसाह लग प्राझासो प्रमांणां,
खाग त्याग सलेमखां समवड सरतांणां;
फतेखांन महा बळी जालम जमरांणां,
साहदीया सनमांन दे नेजा नेसांणां. ३

कमंधां सुं भारथ करे जीत्या जमरांणां,
सांसण लख समपया केता कवीयांणां;
जणधर मुंजा जेवहा नवाब कहांणां,
जणधर कमुवल जेवहा क्रण वीक कहांणां. ४

गळजोडे गढवां दीआ कर हाके कांणां,
केता कव उरण कीआ दीठा दनीयांणां;
पाटतीयां पीरोजखां दाता दीवांणां,
पीरोजे पाधेरया बंका प्रसणांणां. ५

मारकेता मेवासीयां धरलीध भेगांणा,
घासवया प्रसणां घणा धरता नेसांणा;
ते धरका जनमल तुंही सुरज सेह नांणा,
गमा दंहु गेमर गडे दखमेर प्रमांणा. ६

नांनांणे अगर नरंद जवदल दाद्रांणां,
वाहदरखांन महाबळी पण खाग पठांणां;
क्रांत सकोमळ श्रीकमळ भळहळ ज्युं भांणां,
भळहळ लोचन भुंभळा सुरत मयेणांणां. ७

आनन जोई अंखीआं कोई नंग नेपांणां,
वेस वधंती वधया वधसेस वखांणां;
पासे हरवल रावतां कळहळ केकांणां,
फर हरता एराकीया धरहर नेसांणां. ८

लोहां वळ डीसो लीयो माझी मन भांणां,
घणा चमके ग्रासीया भ्रमके दीयणांगां;
पडताळे पाधोरीया जग जेठ जोवांणां,
पेस दीए लागे पगे सहे रेरा समांणां. ९

फेरा ओठी फेरया हेरा हेरांणा,
घेमर हेमर मेळया उपर असगांणा;
झोधारां भीडे जरद मरदां मगलांणा,
असकाठी एराकीयां कसीया केकांणा. १०

वाल वछेरण वलसया झोधा जम रांणां,
खांन बहादर उठयो तरसे तद तांणां;
सोनेरी पेहेरे सलह सर टोप जडांणां,
जधीयां कढीयां जमडढां फसीयां केवांणां. ११

डोड भुंथारण दायमे कर झाल कवांणां,
मोरे वडफर वंधयां भज सेल ग्रहांणां;
मोरी खोर वोलावया श्री मख फरमांणां,
आया पंडव आंहचे लगांम लगांणां. १२

एराकी काय आरवी पंचनद परांणां,
झहाजे उतारे अलल जलवट जोत्राणां;
नखवटा नमसी नळी पग थंभ प्रमांणां,
करजांणे अर वडफरां अर गेमर जांणां. १३

पेंडा चाक प्रमांण हे पुंछीस प्रमांणां,
तोछ पडछछी तेजमे मरग्रीव मंडांणां;
कन लेखण वेंगण नपण मखकळी रखांणां,
साळोतर लोतर सबे तकवाज उडांणां. १४

पवंगां मुंठी पकडते म्रघ ग्रहे कवांणां,
नरमळ चंचळ नेमजे वप जेम वणांणां;
पलांणे परठीआ तंगी वतंगांणां,
जग मग नंगां जडावजोत नाखत्र नेहं गांणा. १५

करंन वसागत खुंटीयां सकळा दस जांणां,
जोट वराजे सोनमे गजगाह कहांणां;
मोड कलंगी मोतीआं भळहळ ज्युं भांणां,
सोव्रण मोती रेसमी लुंत्रे लुवांणां. १६

पील वतंगो पंडवे वंधाण खोलांणां,
आया वाहदर आंणीया हेमर केसांणां;
रेंछी पाखर रोळ्यां सरसरी लगांणां,
करनस कर चाकर करे हाजर केकांणां. १७

खांन बहादर उठयो लाग्यो असमांणां,
चडीया खांन अजांन वाह ग्रहके त्रंबकांणां;
घर हर उमंड ततखरा धुंखळ गेणांणा,
खेंगलसाई खेडीया परधर पसरांणां. १८

देसां वच पेसे हरत जम सींह जवांणां,
धडंगे उठ गवाळीया वागड वस तांणां;
धाह पडे साचोर धर सब देस सणांणां,
हरत महा भड देवडा सब साथ सवांणां. १९

आपडीया जब उपरे कर झाल कबांणां,
मळे दहुं दस मांमलो धक सोर धखांणां;
पंच सबदा वजीआ रणतुर रडांणां,
सेधुं राग टहकीया ग्रहके ग्रेधांणां. २०

धीर महाहक वापरे नारद नचांणां,
जग चख कोतक जोयवा रथ खेंच रहांणां;
खाग बळका उजवा भळका सेलांणां,
छणकी तीरां छेक छेक ठणकी धन खांणां. २१

गडके नाळ गमा गमे धके असरांणां,
धके हके धावक धके वके सुरांणां;
रीठ पडे आंमोसमी आवध उवांणां,
खरडका सेलां खगां झरडक जोवाणां. २२

बरडका ढालां बरंग झडगोळा बांणां,
रत दरडक रण आंगणे जळ जेम जोवाणां;
जध वेळां जाळंधरा कोई जाळ जुवांणां,
वहता देख वेहारीयां ओसर अस गांणां. २३

वळया पाछा वाहरू कर खाग वखांणां,
वाहर पाले वरधले सणयो सर तांणां;
वाहदरखांन पीरोजका दातार दीवांणां,
आप फते कर आवया धरतां नेसांणां. २४

## गीत.

खळके जळ सजळ अंबरांण खजुरां,
अळ चंपा फळ फूल अनार;
अगर चंदण चडायां आपे,
सोये एसीने धादर सरदार. १

जार साळ घर घऊं वाजरी,
कुदंता चडवा केकांण;
प्रीतम अगर केसरे पुज्या,
पाईजे सर सांम पठाण. २

वास अवास नडर धर वसवा,
धर धर प्रत अत जोख धणी;
जो अवतार दयें जाचणरो,
धर धांणधार ने वेहार धणी. ३

## गीत.

हडमंत जम वढे वाहादरो हरवल मंडे भारथ करण मतो,
अजीज तणो मळंते अणीए छेले दळ वच मोहोर छतो. १

घुघर पखर कीयां घेंसारव पारंभ खांन करण वडपांण,
खत्रवट वरद राखवा खोखर जुध वेळा माझी जमरांण. २

जुध दीवांण तणो छळ जालम कालम वध भेळे केकांण,
आवे फते करी अतळी वळ मोडे धणो प्रसणचो मांण. ३

कवत.

प्रथम जुध कर लीध चार गांमे गढ सेंभर,
दांतें थांणो दीध दाव लागे धर अण पर. १
संके गढ सीरोही पडे धाहां धारकर,
तोसुं वाहादर तेग अडे कोय झले न अवर. २
पीरोज वयो चडयो प्रवळ एह पवाडो आजरो,
तरसींग गढे करणो तखत रांण कीयो ए राजरो. ३

गीत.

फाछी देयणो वडाळा कव्यां कनंकमे साज करे,
लीयां सरे वडे करे सारी धरा लाज;
आजरे राजंदे नरे फळुरे इखते आजे,
वरावरी वादरारी नकुं वए आज. १
सपातां हझारी दये जंपे कीत अळा सारी,
फळुरी नलगे कारी वरी सणो कोड;
धजा धारी माहा धेंग धुसणो पराई धरा,
मारणो दळद्र मोजे वेरीयां मरोड. २
चाडे छोह वडां पखां धके चाडे चार चकां,
वदीता मथीमे सारे वांचे सुं वाखांण;
अखाडे पवाडे पुर अगंजी घणां सुं आडो,
जुधे जुधे करे फते कमारो जवांण. ३

गीत.

भुज पुगे कुंण पीरोज समो भ्रम,
भजीया वेरी लील भुवाळ;
भांणण दळद्र भजे वोह भाजें,
सात्रव भाज भजे सींघाळ. १

हाथां होड न होय कमाहर,
हथ दोवात अख्यातां होय;
हाथे सत्रु उपडे हेमर,
कांकळहथां न पुगे कोय. २

करग तुहारा वाहादर कुंडळ,
कर अखीआत न घात करे;
करग वेहार कव्यां दुःख कापण,
देखे तुंकर अवर डरे. ३

पांण असा मजाद तणी पर
सधरां पांण देयणा सांण
पातां आथ देयण घण पाए
भ्रसणां दहण तुहारा पांण. ४

---

गीत.

भेळण गढ कोट भाथीयां भाथी सजत वेहार भाथीयां साथ,
भारथ हथे हाथीयां भाजण हाथीयां दयण सपातां हाथ. १

मार लये खासा मेवासां मणधर सदा वरीसण मोज,
पड चड वहण वडरेण पटा झर पटझर दयण सतण पीरोज. २

बांहडीयाळ सवाइ जवदल कांधोडाळ सत्रो घण काळ,
चकराळां सुंडाळ वधु सण सकव्यां हाथ दयण सुंडाळ. ३

वड झुझार कमाहर वारू तण घर सरे दातारे तसो,
अळव अंद्र मजाद अभनमो अणघर वाहादर खान असो. ४

गीत.

लोपे नकांइ फइाइ लीह लखाइ जे जते लेख,
सभाइ वेराइ चले अंग तो सहाइ,
वसाइ जे ताइ रहे गुजरी धरामें वास,
दीवांण दवाइ रजा तुजकी दुहाइ.

वंसमां जे हुंता अगे तोसमा करंता वाद,
समा आव वंदे पाव कहे अमो साम,
अमांमा तुहाळा हाथ चोडे खेत नके अडे,
दमांमा वाजीयां दुर तके भरें दाम.

पीरोज कमालखांन मुंजा हुं सवाये पाट,
धुंसरी पखांरी कंध धारीयां सधीर,
भाक्रमी तुंहाळा पांण चावा लगे पात साहां,
आचारी तुंहाळा पांण वदीता अमीर.

वादरा आजरा थारा वादरा को नको वया,
हेतरा लाखरा थारा वरी सणा हार,
पास आस जता भूप पेस भरे तयां पार,
वाजे धुंसो थांको आज अमांमो वेहार.

कवत.

पालणपर प्रतपे दाव हेठे डीसावळ,
काकर मुरधर वाव मळे रहे आबु मंडळ.

गुजर ने गढवाड दंतगढ आंण देवाडे,
सेंभर धर कर सेय पुरस मुखयो पवाडे.

चळ चळे सेस हक चहुं चके धस मस नीत फोजां धसे.
बाहादराखांन पीरोजरा अवे कीयां सर उकसे.

## सोरठो.

सीरोही सवयांण अलहणपर अमदानगर,
अतरा मांही आंण बळवंत थारी वाहदरा. १

## दुहो.

काकर गुजर मरधरा सीरोही साचोर,
बळवंत तुने वाहादरा करे रहें सरकोर. २

## गीत.

वदसांमो कांइ रीझवां वाहादर पोह मोटो छोटो गुंण पोत,
वारव कुंभ आगळे वारव जग चख आगळ दीपक जोत. १

तुं जांणण चत्र वेद पनातण चाहुं हुं तो आखर चेज,
सारंग नीर शांम हो सायर तरण करण जम सारंग तेज. २

लाख गजां वगसण लोहांणी वध जांणण कवीयां वयण,
चीत्र चीत कर तुंज गुंण चाडां गुंण जोडां सो नही गण. ३

## गीत.

चडे उगते दहाडे भुप घमशांणां करे चुंप
अलंगे फलंगे डांणां वाहादरो आप,
राव रांणां तणां थाणां उठावे मारुआ राव
थांणां हुंत दीवांणकी आंण दांणां थाप.

हकमा हकमी आंणी पीरोजांणी अळा हाथ
खेद हुं वणांणी दये सात्रवां खपाइ,
शांणी वात करे जांणी रख्यो भलो नाट शाळ
सतरे चीतणो पांणी लोहांणी सपाई.

उदंड वेहारी दावा चावा दशे देशां ओर,
पावे मोजां कवेसरां लाखरा पसाव;
दीवाणका मोढा दान दानको न पुगे दामी,
हिंदुवां मुसलमांनां वाळ रह्या हाव. २

माठा दावा दुजा तके हेंणी हेंणी दाखे मोज,
करं मंदे फाठे दुजे नर्कें सीजे काज;
पीरोजांणी तणो पाट हेमरां वरी मोढा,
पुग्या जश नवे खंडा समंद्रांरी पाज. ३

आशा करी कवि आवे एहणां वधारे आथ,
वोजयो खटेही ग्रनां तणोही वखत;
हेम सखपाळ, कडा सासणां वरीसे हाथे,
तपे क्रोड जगां लगे कमारे तखत. ४

गति.

वडा जोध जमरांणा पाटांण धन राजवट,
रुक वळ घेरीया तीन रावां,
बाहदराखांन तप तेज थारो वीलंद,
पाटधारी पडे आव पावां. १

मारुआ राव वळ तुज मेरामणं,
मांण परमांण तें तज्ये मोदां;
वदे सम वादीयां आंक राखे वडो,
गादीयां धणी धन पडे गोदां. २

कमाला दुसरा हमाला करंते,
वदण नह वावडे खेत वहीया;
शाह पतशाह लग धाहरु सांभळे,
राह दहुंवे करां जोड रहीया. ३

## दुहा.

वीतदयण खग वाहणा, मेर सरीखो मंन,
जण थह वादर नीपजे, धन जाळोर रतन. १

हुं भांमी जाळोरीयां, भांजे नहि भाराथ,
पात कुपातां परखणा, शेह वातां समराथ. २

हुं भांमी जाळोरीयां, परत न फेरे पीठ,
हुर हडवड वीर हक, रुक पडंतां रीठ. ३

हुं भामी जाळोरीयां, पोढम परीआणां,
सुवा सरतांणां समां, खगां उवांणां. ४

पालणपर उदया परो, दोय दीवांण सरीख,
दळद्र विभाडण अरदळण, अंद्रतणी आरीख. ५

हुं भांमी जाळोरीयां, आपडीयां दशमन्न,
पग शर लगे पन्नगरे, खग शर लगे गगन. ६

## गीत.

### सपाखरूं.

शुरां इंद्र ज्युं कहज्जे शरे शरे एम मान सरां,
गीरव्वरां मेर सरे नदीयां ज्युं गंग;
परां संग सरे जेम वांणावळी शरे पाथ,
एम राव रांणां शरे वेहारी अभंग. १

वेहंग पंखीयां शरे जुधमें आजांन वीर,
रढरांण शरे जेम अवतारां रांम;
कोट लंक शरे जेम धातमें शरे कनंक,
शरे वाहदरो एम जाळंधरां शाम. २

केजमां धमंके कोम गाजे गोम आरावांकुं
कडा जुड हुआ वोम उपरे कठांण,
साहेबी वणावे दोम करे धोम अर्यां शीस
पराई भोमहुं जोम आदरे पठांण.

मेळवे अरोड खेंग हक रोड फोज मांही
बेया देस भावे लोड राव ते वणाव,
केवीयां घडा कुं तोड अणी मोड सात्रवांको
वेहारी को जाडी जोड फोजको वणाव.

गीत.

पल्ला वांधयां सुतरे कल्ला एक सला करे पुर
आरोडे अचल्ला भला लोहांणी अथाह,
हलाडे हेदळां हल्ला कलकला लीयां हांम
वडां सुं देह वाटल्ला मारू हाह वाह.

घोडां भडां करे थाट अणीआळां धणी घरे
अडवडां चाड उर हेदळां हलाड,
पीरोजांणी धाड धाड वाघ ज्युं उपाड पंझा
वेरीयांरी छाती सुंधी छडाळां वजाड.

आंकडे वांकडा जोर दहुं ओर फोजां अडे
त्रंबाळां वाजते ठोर वाहरां कुंतांण,
नाहरां फाकरे जुत जाहरां ले आवे नध
दळां को समाथ हाथ दाखवे दीवांण.

जेहारे यरांणे क्रमा ऊडंड वेहारी जेहा
पण धारी करे एहा लाखरा पसाव,
वाहादरो ततखरो जाळोरी आजांन वाह
रीतमे मवीत आज मारू आंकोराव.

## गीत.

फरे 'पाखरां घुघरां रोळ जळा बोळ साथ फरे
हेमरां गेमरां मेळे हेदळां हलाड,
सगती रगत हुंत अपती करी तें सुधी
दखणीयां आडो मंड्यो दळांरो कमाड.

घमसांणां करे चुंप त्रंबाळां वजंते धाइ
थडंवे थडंवे उभा सपाइ हे थाट,
धुंवका नाळका धका सेलका गनीम सहे
मारकें फोडया जांणे मही तणा माट.

खांडां तणी झाट उडे भाट भडे जोध खरा
एकरा वेवडा फडा लडथडें अंग,
वेहारी अथाह वाह बाहदरो मारू वडो
भेम ज्युं जीपयो भडे वेहारी अभंग.

वधाइ वधाइ होय सदाइ नोवतां वाजे
रणधीर तपे घणो वेहारीयां राव,
खडां खडां पांडराओ काढयो पाधरे खेत,
जीतयो पवाडा वडा पीरोजो सजाव.

## गीत.

### सपाखरूं.

जरूराखणो अख्यातां वातां जबदल दादाजेम,
मोजको समंद अंद मारूआंको मोड;
पहाडां उलंघे घणा आया वाहादरा पास,
जाचणांरा दळदांरी तुंही काढे जोड. १

चंद हे नखत्रां शरे चाजी शरे सपतास,
शील सती तणा शरे अळारा सभाव;
अंक द्वारामती शरे अमरे ज्युं शरे इश,
राजेशरां पीरोजरो, शरे मारू राव. ३

हेमरां समापवारा शरे ज्युं कमाल हरो,
भोयंगां शेप ज्युं शरे ज्योती करां भांण;
तरे वाव नरंशरे कुवेर रधीमें तवां,
दान शारे पातशाही शरेयुं दीवांण. ४

गीत.

सपाखरूं.

मंडे डेरोही हरोल मांही हरोलहीं हल्लेमारू,
जुध सारू लेया साथ सुभट्टा जुवांण;
सामंदही फुटा जेम गाढां समा सेन छूटा,
वादराका जुटा सींह छूटा कोक वांण. १

अरव्वांरा वजे तांसा पडे सांसा कायरांकुं,
गडगडे रणधुंसा त्रंबागळां गाज;
केवांणांरा लगे घांसा दोदो हांसा हुवा कोळी,
वीज कासा जेही धुवे वंदुकां अवाज. २

वाप देखे लडे आप हरोलरी अणी वेटो,
हलकारे आरवां वजाडे रण हाथ;
पाडे थाट शत्रां तणां संघारेयुं खग्गांपांण,
भलोहो सलेम सुत सुतर्यो भाराथ. ३

उडे धुर तरव्वारां चकचुर कोळी हुवा,
रण ताळी देता थका नचाया वीरांण;
रचाया रूधीरां कीच हचाया ही मुहांतरां,
आमंख भ्रखाया ग्रीधां धखाया अरांण. ४

लाजही गुमाडे राजु नाठ गयो ठेक जाळां,
पडी धाइ दशे देशां मारेहे पठाण;
देवडां देवळां चीवां मढाहेडां डंडे डंडे,
अढारांही गरां फेरी वेहारीरी आंण. ५

पेस कीया घोडा दांम हाम छोड लागा पगे,
शुरा चंद सुइगांम वावही शंकाव;
पीरोजरे लीया घोडा राडद्धरे पेस कसी,
बाप वेटो वळ्या घरे वन्ये मारु राव. ६

गीत.

मुख करतो डोर कहे इम कामण
मान तुं शीखज माहरी,
आयो मारु राव अगंजी
तुं सोज कमाइ ताहरी. १

नीकळ परो अन्याइ नायक
जुध वाहदरखां जुटो,
कोळीयांरा शर वाढे काढे
करीयो वालर कुटो. २

गामां छोड सेंमाडे कर घर
घरे रह्यां संघारे,
कोपीयो महा कमाहर करवळ
मोत वढोणा मारे. ३

पडावे घणा भींच आपरा
देवडो नाठा वारी,
जाळां ठेक गयो नीठ राजु,
पडी रडी पथारी. ४

गीत.

सपाखरुं.

लीयां आरबां रोहीलां साथ संधीयां जाळोरां लीयां
दळां चतरंगां कीयां चढ्योयुं दीवाण;
सुभट्टां सामतां तीयां हरोलरी अणी सुंपे,
घडां सांमे कीयां हल्लां काढे वायुं घांण. १

हडेडे तोपांका शोर धडेडे पाताळ होवे,
गडेडे त्रंबाळां गाज खडेडे गेंणाग;
पठाण वरडे चडे कडडे कुरम पीठ,
अडडे घडामें उठी इंधां वणां आग. २

झडाझडी तरव्वारां खडाखडी उडे झीक,
धडाधडी जंजायळां हुइ धमोधम;
तडातडी छूटा तीर फूटा शर मुहातरां,
धडाधडी पड्या केइ कोळी गमागम. ३

चोळरंग हुइ अळा वाहळां रगत चले,
समळां, देपळां रत ध्रपावी शकत;
वखता राजुरी करी वादरे पीरोजवाळे,
भळकां गोळीयां खग्गां आछाश भगत. ४

काढयो पाधरे खेत राजुने वादरे कुटी,
मढाहीडो राव डंडे उतारयो मांण;
डुंगरां डंडरे त्रास चडाही भाखरे डरे,
अढारांही गरांडडे लगायो दीवांण. ५

डंडे सुणतरां नरां अडंडां लगायो डंड,
देवळां डंडीया खंडे डंडे सारो देश;
राणो राडध्धरा तणो वळे वावतणो राणो,
पाटोडा भलोडा घोडा लायो पगे वेस. ६

## गीत.

उभे झालीयां उधरां करां उवांवरां नरां आज,
धरामात लोकां लाजा धारीयां धीवांण;
सरोवरां सातां वातां सकाजां उचारां शको,
दीवांणां दुनीरे सरे जाळोरी दीवांण. १

साचवे सुपातां भडां शत्रां घडां खाग साजे,
आग्राजे अगंजी अळा अरोडां इरोज;
वीमल्ला वीरोडा शीश त्रंवागळां डंका वाजे,
प्रथीराजां शरे राजे सवाइ पीरोज. २

जेरे मत्तवाळा काळा दीपे सो दंताळा जेसा,
मराळा कच्छही वाळा वदीजे हमाल;
आखराळा कवि देश देशांतरां हुंत आवे,
करगां वडाळा गावे दुशरो कमाल. ३

देदे कारां दरव्वारां दोलतां भंडारां दीपे,
कोठारां कुबेर वारां अपारां कहाय;
हजारां सुभट्टां थटां दीहाडे सलांमां होय,
पलावंध प्रतपे पठाणां पातशाह. ४

उथापे अदेवां थांणां घरांणां असगों अडे,
शुलतांणां राव रांणां केवांणां शरीस;
हिन्दुवांणां तरकांणां वखांणां वादरं इथां,
वेहारी उदंड पांणां हजारां वरीश. ५

गीत.

सपाखरुं.

आया तीनोही नवाव चडे वेहारी उपरा एम,
वजाया आरव्वी वाजा कीलकाया वीर;
तीयां सुं पीरोज जाया लडे तरव्वारां ताणे,
धंध तें मचाया मारु साचा रणधीर. १

गडेडे नाळांका गाज खडेडे आखरां घेरा,
सडेडे वांणका शोक कायरां शीवांण;
धडेडे पताळ धरा त्रंबागळां वजे धुंस,
दल्लीमां सुणांणा वाका लडेयुं दीवांण. २

इल्लां हुवां मोरचांरी कोट वारे मळ्या लोहे,
पड्या केई आरब्बांरा रडे घणा पींड;
घड्या केई गनीमांरा लोहांणीए घाट घाये,
झड्या केई झटकांसुं मरेठांरा झंड. ३

फाचरा फाचरा कीया पेसवांरा भींच फाडे,
चाचरांरा काचराइ हुवा चुरचुर;
पळच्चरां ध्रपाडेया जोगणीकुं रुद्र पाये,
बाहादरे उडाडेयो तरव्वारां बुर. ४

दळां सो मराडे भागो शशी रामचंद्र दुजा,
हवें को गनीम दुजो करे ना हमाल;
पठाणे पछाडे घणा दखणीयां खगां पांण,
कल्लेयुं चडाइ जल्ले दुसरा कमाल. ५

सोरठा.

पांचे पांडव जेम, प्रगव्या घर पीरोजरे;
तवीये अधको तेम बांध्यो तरकस बादरे. १

## सोरठा.

ग्रांवु किधुं ग्राह, ढेमुं मार्युं ढेंचणे,
ठांठे मार थराद, बळवंत लिधी वादरे. १

## दुहो.

पग पग पाणी प्रेम सुख, डगडग भर दातार,
घन घन हो वादर धणी, तारी ध्रम धरती धांणधार. १





## દિવાન સલીમખાન,
### ઈ. સ. ૧૭૮૨–૧૭૮૫.



**ગાદીએ આવવું.**

સલીમખાન જેને દિવાન બહાદુરખાને પાટવી કુંવર નક્કી કરી પોતાની વૃદ્ધાવસ્થામા રાજ્યકારભાર સોપ્યો હતો, તે બહાદુરખાન પછી ઈ. સ. ૧૭૮૨ માં ગાદીએ આવ્યા. ગાદીએ આવતાજ તમણે માણેક્ચંદ ઉર્ફે માનજી મહેતા જે તેમની પાસે યુવરાજપદે કામ કરતા હતા, તેમને કારભારી નીમ્યા.

**સલીમખાનનું *યુવરાજપદ.**

પાલણપુર રાજ્યે ચડેલ નજરાણું વખતસર નહિ મોકલ્યાથી દામાજી ગાયકવાડ પાલણપુર ઉપર ચડી આવ્યો. તેની સામે થવા બહાદુરખાને એક મોટા લશ્કર સાથે સલીમખાનને મોકલ્યા. લડાઈનો ઓછો અનુભવ તેમજ સરદારોની માહોમાહે અદેખાઈ હોવાના લીધે સલીમખાનની હાર થઈ, અને દામાજી બહાદુરખાન પાસેથી એક મોટી રકમ નજરાણાની લઇ ચાલ્યો ગયો.

સલીમખાનના લશ્કરમા સાહેબખાન અને કાસમખાન બે વિહારી મુસાહબ હતા. સાહેબખાન વિહારી બહાદુરખાનનો વિશ્વાસુ મુસાહબ હતો, અને તેના જમાઇ કાસમખાન વિહારી ઉપર સલીમખાનની પ્રીતિ હતી. સલીમખાન કાસમખાન ઉપર વિશેષ પ્રેમ રાખતા હોવાથી સાહેબખાન ઇર્ષાથી બળતો. એવું બન્યું કે લડાઈના આગલે દિવસે સલીમખાન લશ્કરી સરદારો સાથે ભેગા બેસી જમતા હતા, ત્યાં તેમણે પીવા માટે દૂધ મંગાવ્યું. થોડુંક પીને બાકીનું

---

* આ બનાવને સલીમખાનના રાજ્ય અમલમા બન્યાનું કેટલાક માને છે, બહાદુરખાનનું રાજ્ય લાંબુ ચાલેલ હોવાથી તેમજ તેમની વૃદ્ધાવસ્થામા સલીમખાન રાજ્યકારભાર તેમની વતી કરતા હોવાથી આ ભૂલ તેઓ કરે એ સભવિત છે મારી માન્યતા આ બનાવ સલીમખાનની યુવરાજવયમા બનેલ હોવાની છે



દિવાન સલીમખાન.

દૂધ તેમણે કાસમખાનને પીવા માટે આપ્યું. સાહેબખાનથી આ સહન થયું નહિ. સલીમખાન આ બધું મને હલકો પાડવા માટે કરે છે, એમ વિચારી સાહેબખાને આવું અપમાન વધુ વખત સહન ન કરવાનો અને આ લડાઇમાં સલીમખાનને હાર ખવરાવવાનો નિશ્ચય કીધો. સલીમખાને લડાઇનો વિચાર કરવા માટે બધા સરદારોને ભેગા કર્યા ત્યારે સાહેબખાન અનુભવી અને બહાદુર યોદ્ધો હોવાથી સલીમખાનના ઇસારાથી કાસમખાને તેની સલાહ પુછી. તેણે સલીમખાનના લશ્કરને હાર ખવરાવવાના હેતુથી પ્રપંચ રાખી કહ્યું કે હું મારા વિશ્વાસુ સીપાઇઓ સાથે છાવણીનું રક્ષણ કરવા રહું, અને તમો બધા પહાડ ઉપર ચડી જઇ ત્યાંથી મારો ચલાવજો. જ્યારે દુશ્મનનું લશ્કર પહાડની તળેટીમાંથી પસાર થાય, ત્યારે તેમના ઉપર તીર અને બંદૂકનો વરસાદ અચાનક વરસાવજો. આથી તેઓ ગભરાટમાં પડશે, એટલે અલાયદી રાખેલ ફોજ તેમના ઉપર તૂટી પડશે. હું પણ તેમાં ઘોડેસ્વાર સાથે સામીલ થઇશ. આ પ્રમાણે મરેઠાઓ પોતાને ચોતરફ ઘેરાયલા જોઈ વિખરાઇ જશે અને આપણો વિજય થશે. સાહેબખાન બહાદુર અને અનુભવી હોવાથી તેમજ સલીમખાનને લડાઇની માહિતી નહિ હોવાથી તેમણે સમજ્યા વગર સાહેબખાનની આ પ્રપંચી યુક્તિ માની લીધી. છાવણીના લશ્કરની સુંપરત સાહેબખાનને કરી સલીમખાન એક મોટા લશ્કર સાથે પહાડ ઉપર ચડી ગયા. મરેઠાઓએ આગળ વધી સાહેબખાન ઉપર હુમલો કીધો. તે એકસો અઢાર ઘોડે સ્વાર સાથે મરાયો અને છાવણીનો સામાન લુટાઇ ગયો. સાહેબખાનની ધારણા પરિપૂર્ણ થઇ. પરસ્પરના દ્વેષભાવના લીધે રાજ્યને નુકશાનમાં આવવું પડયું, તથા આ હાર ખાવી પડી. એક કવિએ સાહેબખાનની બહાદુરીનો દુહો નીચે પ્રમાણે આપ્યો છે.

" हुरां वरते साहेबा, वढते रात्र विहार,
तुरी दीयाते तागमां, एकसोने अढार. "

સલીમખાનનું કુટુંબ.

બહાદુરખાનની માફક સલીમખાન પણ ઘણી સ્ત્રીઓ પરણ્યા હતા. તેમાં જીવબાઇ જાડેજીથી તેમને એક દિકરો અને એક દિકરી નામે શેરખાન અને સોનાં બુબુ હતાં. નાગોરણી બાઇ ઉર્ફે ધનબા ખુબધાંનથી તાજબાઇ અને હતીબાઇ નામે બે દિકરીઓ હતી, તેમજ ચાંદાં પડદાયતથી બાયઝીદખાન નામનો એક દિકરો થયો હતો. બાયઝીદખાન કરતાં શેરખાન મોટા અને હોંશિયાર હતા. આ

ઉપરાત તેમને કુવરખા, ચદાબા તથા કરીમજીખા નામે ત્રણ બીજી સ્ત્રીઓ હતી

બારડજીબાઇની શેરખાન વિરૂદ્ધ ખટપટ

સલીમખાન અસ્થિર અને નબળા મનના હોવાથી તેમના વખતમા તેમની ઓરમાન મા બારડજીબાઇ જે બહાદુર ખાનના વખતથી રાજ્ય કારભારમા ભાગ લેતા હતા, તેમનુ વિશેષ જોર થયુ. સલીમખાન માદા પડયા ત્યારે તેમણે ( બારડજીબાઇએ ) વિચાર્યું કે શેરખાન બુદ્ધિશાળી અને બહાદુર છે, તેથી જો તે સલીમખાનની પછી ગાદીએ આવવામા ફાવશે તો મારૂ બળ ભાગી પડશે, અને હુ સત્તાહીન થઇશ આમ વિચારી તેમણે સલીમખાનની હયાતીમા બાયઝીદખાનને પાટવી બનાવી શેરખાનનો હક નાબુદ કરી નાખવાનુ કાવતરૂ રચ્યુ, અને જાગીરદારો તથા મુસાહબોને મોટી લાલચો આપી પોતાના પક્ષમા લીધા આ લોકો પણ પોતાના સ્વાર્થની ખાતર બારડજીબાઇ સાથે શેરખાન વિરૂદ્ધ જોડાયા તેમણે સલીમખાનની નરમ પ્રકૃતિનો લાભ લઇ ખટપટ કરી પિતા પુત્ર વચ્ચે એવો અણબનાવ કરાવ્યો કે શેરખાનની સ્થિતિ ઘણી કઢગી થઇ પડી. સલીમખાનને આડુ અવળુ સમજાવી તેઓ શેરખાનને સતાપવા માડયા અને તેમના ઉપર જુદા જુદા તોહોમતો મૂકી હેરાન કરવા લાગ્યા

શેરખાન ઉપર પડેલ દુખો

સલીમખાન આ બધુ સમજતા, પણ બારડજીબાઇથી તે એટલા બધા દબાઇ ગયા હતા, કે તે મુગે મોઢે થવા દેતા. બારડજીબાઇ અને વજેદારોનુ વલણ શેરખાનને નુકસાન કરવાનુ હતુ શેરખાન આ વખતે સત્તાહિન તેમજ એકલા પડી ગએલ હોવાથી શુ કરી શકે? દરેક સયોગ તેમને પ્રતિકુળ હતો, એક તરફ બારડજીબાઇએ તેમની વિરૂદ્ધ જનાનખાનાની રાણીઓમા ખટપટ ઉભી કરી સલીમખાનને દબાવી દીધા હતા, ત્યારે બીજી તરફ જાગીરદાર અને મુસાહબો સલીમખાનના ચલિત અને નબળા મનને ગમે તેમ દોરી શેરખાનને પાયમાલ કરવામા ગુથાયા હતા શેરખાન સબુરી પકડી અનુકુળ પ્રસગની રાહ જોતા દિલગીરી અને અફસોસમા દિવસો ગાળતા હતા ખટપટીયા લોકો એટલા બધા ફાવી ગયા હતા, કે તે પ્રસગે તેમનો કોઇ પણ સહાયક હોય તો, તે તેમની બહાદુરી અને દૃઢ મન હતુ પૈસે ટકે પણ બહુ તગ હાલતમા તે આવી ગયા હતા જુજ રકમ પણ તેમને કરજે મળી શકતી નહિ રૈયત પણ તેમની તરફેણ ન કરે, એ હેતુથી દુશ્મનોએ તેમને ત્યા પણ

હલકા પાડી દીધા હતા. એક દિવસે તેમણે એક ગાંધી વાણીયા પાસે નાળિયેર ઉધારે માગ્યું, જે આપવા તે દુકાનદારે બેપરવાઇથી સાફ ના પાડી. તેમજ વળી એક દિવસ તેમણે પોતાના ઘોડાનો દાણો વધારવાને અંબારના મેહેતાને કહ્યું, ત્યારે મહેતાએ જવાબ આપ્યો કે આપના પિતા સલીમખાનની રજા સિવાય હું તે વધારી શકું નહિ. આપના પિતાની રજા હશે, તો તે મળી શકશે, તેમની મંજુરી સિવાય વધુ દાણો આપવાની પીઠ ચોરી કરીશ નહિ. આ પ્રમાણે મહેતાએ જવાબ આપ્યો તો ખરો, પણ પોતાના ભવિષ્યના માલીકની આવી દયાજનક સ્થિતિ જોઇ પૂજ્ય લાગણીથી દોરવાઇ તેણે નમ્રતા સાથે જણાવ્યું કે, આપ મારા માલીક છો, અને દાણા જેવી નજીવી ચીજ સારૂ આપને ના કહેવી તે મને નિઃશંક નુકશાનકારક છે, માટે આપ મારા ઘરથી જોઇએ તેટલો દાણો મંગાવો, હું તે આપવા તૈયાર છું. મારે ઘેર જે કાંઇ છે, તે સઘળું આપનાજ પ્રતાપે છે.

આ પ્રમાણે બારડજીબાઈ અને જાગીરદારોની ખટપટથી શેરખાન દિન-પ્રતિદિન તંગ હાલતમાં તકલીફો ઉઠાવતા લાચાર બની ગયા હતા. કોઇ તેમની દરકાર રાખતું નહિ, અને એક સાધારણ માણસ કરતાં પણ તેઓ વધારે દુઃખી જીંદગી ગાળતા હતા. કુદરતનો વિચિત્ર નિયમ છે, કે સંકટના સમયે જેના ઉપર ઉપકારો કર્યા હોય છે તેઓ પણ અપકાર કરવાથી પાછા હઠતા નથી. લુચ્ચા, ખટપટીયા, અને સ્વાર્થી માણસો સ્વાર્થમાં આંધળા બની જોતા નથી કે કુદરતના રંગો "ફેરફાર"ના નિયમને આધિન રહી ક્ષણે ક્ષણે બદલાય છે. શેરખાનના દુશ્મનો એમજ સમજતા હતા કે સલીમખાન પછી શેરખાન ગાદીએ આવશેજ નહિ; તેથી તેમણે શેરખાનને દુઃખ દેવામાં કચાશ રાખી નહિ.

**શુભ શુકન.**

આવા પ્રતિકૂળ સંયોગોથી કંટાળી પાલણપુરમાં વધુ વખત નહિ રહેતાં પરદેશમાં નોકરી કરવાનો દૃઢ નિશ્ચય કરી શેરખાન એક દિવસ પ્રાતઃકાળે ઘોડે સવાર થઈ પરદેશ જવા નિકળી પડ્યા. શહેર બહાર થોડેક દૂર તેમને દાંતાના અભાપૂર ગામનો સુજાજી રજપૂત મળ્યો. આ રજપૂત શુકન જોવામાં બહુ હોંશિયાર હતો, તેમજ પાલણપુર રાજ્યમાં બહાદુરખાનના વખતથી નોકર હતો. શેરખાનને જોઇ તેણે કહ્યું કે તમો આ વખતે આવા વેશથી ક્યાં પધારો છો ? શેરખાને જવાબ આપ્યો કે જરા આમતેમ ફરવા જાઉં છું. સુજાજી ચાલાક હતો, તેમજ

શેરખાન વિરૂદ્ધ ચાલતી ખટપટોથી તે માહીતગાર હોવાથી તે શેરખાનનું મન પારખી ગયો. તેણે ફરી કહ્યું કે આપ મને સાચું કહો કે આ વખતે ક્યાં પધારો છો ? આપના એકાએક જવામાં મને કંઇ ભેદ જણાય છે. સુજાજીનાં આવાં વચન સાંભળી શેરખાનની આંખમાં પાણી ભરાઇ આવ્યું. ગદ્ગદિત સ્વરે તેમણે કહ્યું, કે સુજાજી તમે મારા દુઃખોથી ક્યાં અજાણ્યા છો ? પાલણપુરમાં હવે વધુ રહેવું મારે માટે શ્રેય નહિ હોવાથી, મેં પેટ અર્થે પરદેશમાં નોકરી કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. શેરખાનને સુજાજીએ દિલાસો આપી અરજ કરી કે આ વખતે એવા શુકન થાય છે, કે જો આપ અમુક દિવસ પાલણપુરમાં રહેશો તો તે અરસામાં આપની વિપત્તિઓ નાશ પામી આપને રાજ્યગાદી મળશે. આ મારા શુકન જુઠા પડે તો યોગ્ય જણાય તેમ કરશો. શેરખાને જાણ્યું કે સુજાજી મારૂં મન વાળવા આવાં વચન કહે છે, પણ શુકનમાં શ્રદ્ધા હોવાથી તે સુજાજીના કહેવા મુજબ અમુક મુદ્દત પાલણપુરમાં ગાળવાનો વિચાર કરી પાછા ફર્યા. ત્યાંથી તે સૈયદ ખુદ સૈયદ રહેમતુલ્લા પાસે આવ્યા. આ સૈયદ ઉપર આસ્થા હોવાથી તેમણે સર્વ હકિકત નિવેદન કરી. સૈયદે તેમને દિલાસો આપી ખાણું ખવરાવ્યું. જમ્યા બાદ સૈયદે શેરખાનને કહ્યું, કે જેટલા કોળીઆ તમોએ ખોરાકના ખાધા છે તેથી બમણા દિવસમાં ઇશ્વર તમને ગાદી આપશે. શેરખાને આસરે ૩૦ કોળીયા લીધા હતા, એટલે સૈયદના કહેવા પ્રમાણે બે માસમાં તેમને ગાદી મળવાનો સંભવ હતો. સૈયદ અને સુજાજીના શુકન એકજ આવવાથી શેરખાનને પૂર્ણ આસ્થા બેઠી, તેથી તેમણે તેટલી મુદ્દત પાલણપુરમાંજ ગાળવાનો વિચાર રાખ્યો.

પિતા પુત્ર વચ્ચે વાર્તાલાપ.

શેરખાન આ પ્રમાણે આશામાં દિવસ નિર્ગમન કરતા હતા; એટલામાં સલીમખાન બીમાર પડ્યા. ઘણી કોશીશ કરીને શેરખાન પિતાને આરામ પૂછવા માટે જે મકાનમાં તે સૂઇ રહ્યા હતા, ત્યાં જવા શક્તિમાન્ થયા. નમ્રતા અને વિનય સાથે તેમણે પિતાની તબીયત પૂછી અરજ ગુજારી કે પિતાજી, મારા કમનશીબે આપના દર્શનનો લાભ પણ મને મુશીબતથી મળ્યો, એટલે મંદવાડમાં આપની સેવા કરવાને ક્યાંથી ભાગ્યશાળી થાઉં ? મારાથી જે કંઇ દોષ થયા હોય તેને માટે મને ક્ષમા આપશો ?

શેરખાનને આશા ભંગ થએલો જોઇ સલીમખાન બહુ દિલગીર થયા. આ વખતે એક ખીજમતદાર જેની મારફતે શેરખાન અહીં આવી શક્યા હતા

તેના સિવાય તેમની પાસે બીજુ' કોઈ ઉભુ' નહોતુ'. કોઇ અ'દર આવે તો તેની ખબર આપવા માટે તેને બારણા બહાર ઊભો રહેવાનો ઈસારો કરી સલીમખાને શેરખાનને પોતાના પલ'ગ ઉપર બેસાડ્યા, અને દિલાસો આપી કહ્યુ', કે પુત્ર ! હુ' જાણુ' છુ' કે તારા ઉપર દુઃખનો વરસાદ વરસી રહ્યો છે. તારી દાદી તને વારસામાંથી કાઢી ખરાબ કરવા મચી રહી છે. ઠાકરડાઓ પણ કેવા જોરમાં આવ્યા છે, તે તારાથી અછાનું નથી. આજસુધી તારી સાથે મેં જે વર્તણુંક ચલાવી છે, તે બેશક તને દુઃખદાઇ નીવડી હશે. પણ મેં જે કર્યું છે, તે ડહાપણથીજ કર્યું છે. મેં જો તારી તરફેણ કરી હોત તો પરીણામ તારો અથવા મારી જીંદગીના જોખમમાં આવત. હવે મારો વખત ભરાઇ ગયો છે. મંદવાડ વધી ગયો છે અને હુ' મરણશય્યાએ પડયો છુ'. આ છેલ્લી વખતે મારી લાગણીઓનો ઊભરો બહાર કાઢી તને કહુ' છુ' કે તુ' પાટવી કુંવર હોઇ મારી પછી ગાદીએ આવનાર ખરો હકદાર છે. મને આશા છે, કે તુ' રાજ્યની લગામ હાથમાં લઇ ઘણી સ'ભાળ અને હોંશિયારીથી વર્તીશ. વળી કેટલાક કહે છે કે સલીમખાને તે વખતે વિશેષ કહ્યુ' હતું કે વ્હાલા પુત્ર ! સીંધવા સાથ વાળા વજેદારોનુ' જોર વધારે થયાથી તેમને નરમ પાડવાને માટે દાદા બહાદુરખાને તેમના મરણ સમયે મને ભલામણ કરી હતી; પણ સ'યોગો પ્રતિકુળ હોવાથી હુ' કંઇ કરી શકયો નથી. મને આશા છે કે દાદાની ભલામણ તુ' અમલમાં લાવીશ.

**બારડજીબાઇ અને સલીમખાન.**

બાપ દિકરાનો આ અણધાર્યો મેળાપ અને ખાનગી વાતચીતની ખબર પડ્યાથી બારડજીબાઇ ક્રોધાયમાન થઇ સલીમખાન પાસે આવ્યાં. આ વખતે વાતચિત પુરી થવાથી પિતા પુત્ર છાનામાના બેઠા હતા. બારડજીબાઇએ સલીમખાનને કહ્યુ' કે તમોએ શેરખાનને પાટવી બનાવી રાજ્ય પ્રકરણથી જાણીતા કર્યા છે ? તેમ કરવા તમો મુખત્યાર છો. પણ નાનો દિકરો બાયઝીદખાન પણ તમારોજ પુત્ર છે, તેને માટે તમે શો બ'દોબસ્ત કરો છો ? આ પ્રમાણે બારડજીબાઇ મેણાં મારતાં બડબડતાં રહ્યાં, પણ સલીમખાને લક્ષ આપ્યુ' નહિં; અને દસોટા રીવાજની રૂએ સિપાઇઓની નીમણુંક કરવાનુ' કામ શેરખાનને સોંપ્યુ'. આ કામ કરવા માટે શેરખાન તરતજ કચેરીમાં ચાલ્યા ગયા.

શેરખાનના ગયા પછી બારડજીબાઇએ સલીમખાનને એકલા દેખી શેરખાન તથા બાયઝીદખાનની વચ્ચે રાજ્ય અર્ધોઅર્ધ વહેંચી આપવા કહ્યુ'.

પ્રકૃતિ મુજબ પ્રથમતો સલીમખાને જવાબ આપ્યો નહિં પણ જ્યારે બારડજીબાઇએ વિશેષ દબાણથી કહ્યું ત્યારે સલીમખાને જવાબ આપ્યો કે માજી! રાજ્યદ્વારી બાબત તમે સમજી શકો નહિ. હાલ સુધી મેં જે તમારી મર્યાદા જાળવી શેરખાખાનને દુઃખ દીધું છે, તે હવે હું વધારે વખત કરી શકીશ નહિ. આવી બાબતમાં હાથ ઘાલવો એ તમને પણ ઉચિત નથી. શેરખાન પાટવી અને ખરો હકદાર છે.તેનો હક ડુબાવી તમને સારૂં લગાડવા પરમેશ્વરનો અપરાધી થઇશ નહિ. સલીમખાનનો આવો કોરો જવાબ સાંભળી બારડજીબાઈ વિદાય થયાં.

**મરણ.**

લાંબો વખત ‡મંદવાડ ભોગવી ઇ. સ. ૧૭૮૫ માં સલીમખાન પરલોકવાસી થયા. મરણ થતાંજ દબાઇ રહેલ અગ્નિ પુનઃ પ્રજ્વલિત થયો. શેરખાનના દુશ્મનોએ ખુલ્લી રીતે તેમની વિરૂદ્ધ ખટપટો કરી બંડ જગાડ્યું. પણ સલીમખાને પોતાની હયાતીમાં શેરખાનને પાટવી કુંવર નીમી ગાદી વારસ ઠરાવેલા હોવાથી આ બંડખોરો ફતેહમંદ થયા નહિ. કેટલીક મુશીબતો વેઠી શેરખાન ઈ. સ. ૧૭૮૫ માં ગાદીએ આવ્યા.

**લક્ષણ.**

સલીમખાન પોતાના પિતાની માફક કૃપણ હતા. રાજ્ય વ્યવસ્થા, શુરાતન અને લડાઇની કુનેહ સમજવામાં તેઓ તેમના કરતાં ઘણે દરજ્જે ઉતરતા હતા. લશ્કરી કામથી તે એટલા બધા અજાણ્યા હતા કે લડાઇમાં તે પારકાની બુદ્ધિએ ચાલતા અને નુકશાન ભોગવતા. સાહેબખાન પઠાણની યુક્તિ નહિ સમજવાથી તેમણે મરેઠા સાથેની લડાઇમાં સખ્ત હાર ખાધી હતી. તે ડાહ્યા પણ અસ્થિરમનના હોવાથી કોઇ પણ કાર્ય પોતાના મનોબળ ઉપર વિશ્વાસ રાખી હિંમતથી કરી શકતા નહિ; આથી બારડજીબાઈ તથા રાજ્યના જાગીરદારો જોરમાં આવી ગયા હતા. શરૂઆતમાં તેઓ માણેકચંદજી મહેતાની સલાહથી કામ કરતા હતા. માણેકચંદ મહેતાના મરણ પછી તેમણે નાગર વાણીયા અમરચંદ દેસાઇને પોતાનો કારભારી અને સલાહકાર નીમ્યો હતો.

---

‡ એવું કહેવામાં આવે છે કે સલીમખાને પોતાના મંદવાડમાં કીનખાબની અંગરખી બનાવવા માટે દરજીને બોલાવ્યો. દરજીએ અંગરખામાં જોઇએ તે કરતાં વધુ કીનખાબ લઈ એક મોટો કીનખાબનો કકડો સંતાડ્યો. દરજીને સંતાડતાં દેખી સલીમખાને ગુસ્સે થઈ તેને જોરથી એક લાત મારી, પણ દરજી ડરીને ખસી જવાથી તે લાત તેને નહિ લાગતાં ભીંતમાં લાગી; આથી સલીમખાનના થાપાનું હાડકું ભાગી ગયું અને તે થોડા દિવસ બાદના બીમારી ગુજરી ગયા.

## દિવાન શેરખાન.

### ઇ. સ. ૧૭૮૫-૧૭૯૨.




લીમખાને પોતાના મંદવાડમાં શેરખાનને પાટવી તરીકે નક્કી કરી રાજ્યનાં કામોથી વાકેફ કર્યા હતા, જે આપણે આગળ કહી ગયા છીએ; પણ બારડજીબાઇ અને જાગીરદારોનો પક્ષ શેરખાનની વિરૂદ્ધ એવો મજબૂત હતો કે તેને તોડી પાડ્યા સિવાય સલીમખાન પછી શેરખાનનું ગાદીએ આવવું ઘણું કઠણ હતું. અંતઃપુરની રાણીઓ, ઠાકરડાઓ, તેમજ રાજ્યના ખણાખરા અમીરો શેરખાનને ઝેર દઈ મારી નાખવાને અને બાયજીદખાનને ગાદીએ લાવવાને પ્રયત્ન કરી રહ્યા હતા. આણંદરામ ચારણ અને કુલા મહેતા સિવાય શેરખાનનું આખા રાજ્યમાં કોઇ હિતેચ્છુ નહોતું.

**આણંદરામની રાજ્યભક્તિ.**

સલીમખાનનો *મરણનો પાથરો રાજ્ય ગઢીમાં ખારા કુવા નજીક એક મકાનમાં નાખ્યો હતો. આમાં ભાગ લેવાને રાજ્યકુટુંબીઓ, જાગીરદારો તથા અમીરો ભેગા થયા હતા.

આ વખતે સીંધરા સાથવાળા ઠાકરડાઓ બીજાઓ કરતાં વધારે આગળ પડતા હતા. સલીમખાનના દસમાના ટાણાના આગલે દિવસે શેરખાન પાથરાના મકાનમાં બપોરે ઓઢીને સૂતા સૂતા અશ્રુપાત કરતા હતા. તેમની પાસે આણંદરામ ચારણ સિવાય આ વખતે બીજું કોઇ બેઠું નહતું. શેરખાનને અશ્રુપાત કરતા જોઇ તેણે કહ્યું, દિવાન ! હું જાણું છું, કે વખત તમારે માટે ઘણોજ બારીક છે, પણ રોવાથી શું વળવાનું છે ? હિંમત રાખશો તો ઇશ્વર તમને સહાય્ય કરશે. શેરખાને ઉત્તર આપ્યો કે હિંમત શા ઉપર રાખું ? તમે જોતા

---

* અહીં રાજ્યમાં એવો રિવાજ છે કે, રાજ્ય કુટુંબમાંથી કોઇ મરી જાય તો, રાજ્ય કુટુંબનાં માણસો, સરદારો તથા જાગીરદારો અમુક જગ્યાએ ૧૦ દિવસ સુધી પથારી નાંખી સૂઇ રહે છે, દિવસે પણ તેઓ ત્યાંજ બેસે છે. આ રિવાજને "જાજમ નાંખવી" પણ કહે છે.

નથી કે આ બધા ઠાકરડાઓ મારા પિતાના મરણના શોકમાં ભાગ લેવા ભેગા થયા નથી, પણ મને પદભ્રષ્ટ કરી બાયઝીદખાનને ગાદીએ લાવવાની ખટપટ કરવા એકઠા થયા છે. જો આ લોકો છેવટ ઉપર આવી મને પકડી ખરાબ કરવાનું પગલું ભરશે, તો હું જીવ ઉપર આવી એક બેને મારી મારો પ્રાણ હોમીશ. હું એકલો છું એટલે વિશેષ શું બની શકે ? આણંદરામે શેરખાનને હિંમત આપી કે જો આપના સુભાગ્યે ઠાકરડાઓ બે ચાર દિવસ વિચારમાંજ ગાળે છે, અને આપની જીંદગી બચી જાય છે તો ઇશ્વરી કૃપાથી હું તમને ગાદી મેળવી આપીશ. એમ કહી વાત ગુપ્ત રાખવાનો ઇસારો કરી આણંદરામ ત્યાંથી રવાના થયો.

આણંદરામની આરબો સાથે મુલાકાત.

કેટલાક આરબો સિદ્ધપુરથી ઉદેપુર અને ડુંગરપુર તરફ નોકરીની શોધમાં જાય છે, એવી આણંદરામને ખબર હોવાથી તે તેમને મળવાને સિદ્ધપુર તરફ રવાના થયો. તેનીવાડા અને સિદ્ધપુર વચ્ચે આરબો સાથ તેની મુલાકાત થઇ. આ આરબોની બે ટુકડીઓ હતી, અને દરેકમાં બસો માણસો હતાં. તેઓના ઉપરી જમાદાર નામે ઉલીયાન અને ખંકોર હતા. આણંદરામે બન્ને જમાદારો સાથે વાતચીત કરી પગાર તથા તેને લગતી બાબતો નક્કી કરી તેમને શેરખાનની નોકરીમાં રાખ્યા, અને વફાદાર રહેવાને કુરાન ઉપડાવ્યું. વળી આણંદરામે તેમને ચેતાવ્યા કે તમો આજજ અહીંથી ઉપડી જઇ પાલણપુરમાં અમુક જગોએ (મીરાં સાહેબનું કબરસ્તાન છે ત્યાં) પડાવ નાંખજો, અને કોઇ પૂછે, તો કહેજો કે રાજપુતાના તરફ નોકરીની શોધમાં અમો જઇએ છીએ; પણ તમો શેરખાનની નોકરીમાં રહ્યા છો એ વાત તમારે કોઇને જાહેર કરવી નહિ. પાલણપુરમાં પડાવ નાખશો, તેજ રાત્રે હું તમને મળી રાજ્યગઢીમાં જવાના શેહેરના રસ્તાથી વાકેફ કરીશ. આ પ્રમાણે તેમની સાથે વાતચીત કરી આરબોને નોકર રાખી આણંદરામ પાલણપુર આવ્યો, અને શેરખાનને ખાત્રીથી કહ્યું કે જો ઇશ્વર આપને પરમ દિવસ સુધી જીવતા રાખે છે, તો પાલણપુરના માલીક આપ છો.

આરબોનું પાલણપુરમાં આવવું.

આરબોએ પાલણપુર આવી પડાવ નાખ્યો, તેજ રાત્રે આણંદરામે જમાદારોને મળી તેમને બદલેલ વેશથી પોતાની સાથે શહેરમાં ફેરવી રાજ્ય ગઢીના રસ્તાથી વાકેફ કર્યા. બીજે દિવસે આરબો મોટી બજારના રસ્તેથી રાજ્ય ગઢીમાં પ્રવેશ કરતા

હતા, ત્યારે ઘડિઆળ વાળા દરવાજે પેહરેગીરોએ તેમને રોકયા. તેમણે કહ્યું કે અમો શેરખાનના નોકર થયા છીએ, અને તેમને મળવા માટે આ તરફ જઇએ છીએ; આ સાંભળી પેહેરેગીરો ચોંકી ઉઠયા પણ બોલ્યા નહિ. આ વાત પવન માફક જગે જગે ફેલાવાથી આખું શહેર તાજુબ થઇ ગયું. આણંદરામ ચારણ જે તે વખતે આ દરવાજે ઉભો હતો, તેના ઇસારાથી તેઓ તેની પાછળ ચાલ્યા, અને જ્યાં શેરખાન હતા ત્યાં આવી ઉભા રહ્યા. શેરખાને તેમની સલામ લીધી. તેઓએ ખુશી થઇ હર્ષમાં વીરરસનાં ગીતો ગાઇ શેરખાનના માનાર્થે બંદુકોના અવાજ કીધા.

**ઠાકરડાઓની નાશ ભાગ.**

શેરખાનને બળવાન્ થતા દેખી ઠાકરડાઓ બહુ ગભરાયા. તેઓ તેમને પકડી પદભ્રષ્ટ કરવાના વિચારમાં દિવસ ગાળતા હતા, એટલામાં ચારસો આરબ શેરખાનના નોકર થયાનું સાંભળી તેઓ નાસીપાસ થયા. ઠાકરડાઓ સારી પેઠે જાણતા હતા કે શેરખાન તેમને ખરાબ કર્યા વિના રહેશે નહિ, તેથી હવે શો ઉપાય લેવો તે સંબંધી વિચાર કરવા માટે મેરવાડા ગામે ભેગા થવાનો ઠરાવ કરી તેઓ પાલણપુર છોડી ચાલ્યા ગયા.

**આરબોની નોકરી.**

શેરખાને કેટલાક આરબોને પાલણપુર શહેરના દરવાજાના તથા રાજ્યમહેલની દેઢીના પહેરામાં મોકલીને પચાશ આરબની એકેક ટુકડી રાજ્યગઢીના બન્ને દરવાજાના પહેરામાં ગોઠવી દીધી. બાકીનાને તેમણે પોતાના અંગ રક્ષક નીમ્યા.

**બારગીરોને હુકમ.**

શેરખાને આવી રીતે આરબ લશ્કરની ગોઠવણ કરી ચોપદાર દ્વારા બારગીરોને હુકમ કર્યો કે જો તમો મને તમારા માલીક ગણી સલામ કરવા માટે મારી પાસે આવવામાં ઢીલ કરશો તો તમારે માટે યોગ્ય વિચાર કરવામાં આવશે.

આ સંદેશો સાંભળતાંજ બારગીરો શેરખાનના હુકમને તાબે થયા. તેમણે શેરખાનને પોતાના માલીક ગણી સલામ કરી નોકરી બતાવવા અરજ ગુજારી. આ પ્રમાણે ઇ. સ. ૧૭૮૫ માં શેરખાને ગાદીએ આવી રાજ્યની તમામ સત્તા હાથમાં લીધી.

ઇશ્વરની શકિત અગાધ અને અકળ છે; તે રાયને રંક અને રંકનેરા જા

બનાવે છે. શેરખાન એક વખત અપમાન સહન કરતા, ઠોકરો ખાતા દયાજનક સ્થિતિમાં જીંદગી પસાર કરતા હતા. હાલ તે સલીમખાન પછી પાલણપુરના રાજ્યકર્તા થયા છે. મહારાજા માનસિંહે પોતાની સ્થિતિનો જે દુહો કહ્યો છે, તે અહીં શેરખાનની જીંદગીના વૃત્તાંતને બરાબર લાગુ થાય છે.

## દુહો.

" सांया टेढी अखीयां, वेरी खलक तमाम,
फथु एक झोला महेरका, लाखो करे सलाम. "

**ગાદીએ આવતાંજ શેરખાને નોકરીની કરેલી કદર.**

શેરખાને ગાદીએ આવીને પ્રથમ કાર્ય એ કર્યું, કે જેઓ તેમને યુવરાજ વયમાં દુઃખ દેવામાં સામીલ થયા હતા, તેમને યોગ્ય શિક્ષા કરી, અને જેઓ તેમની સાથે સભ્યતાથી વર્ત્યા હતા, તેમને યોગ્ય બદલો આપ્યો. જે દુકાનદારે નાળિએર જેવી નજીવી ચીજ માટે તેમને ના પાડી હતી, તેને સખત સજાએ પહોંચાડયો, તેમજ જે અંબારના મહેતાએ તેમની સાથે સભ્યતા વાપરી હતી, તેને ખજાનાનો ઉપરી બનાવ્યો.

**બારડજીબાઇ અને શેરખાન.**

સલીમખાનના મરણ વખતે રાજ્યના ખજાનાની કુંચીઓ બારડજીબાઇએ લઇ લીધી હતી. શેરખાને રાજ્યની લગામ હાથમાં લઇને બારડજીબાઇને કહેવરાવ્યું, કે રાણીઓને રાજ્યના ખજાના સાથે કશો સંબંધ નથી, માટે તિજોરીની કુંચીઓ તાકીદે મોકલાવી આપો. બારડજી બાઇએ કુંચીઓ ન મોકલતાં જણાવ્યું, કે જ્યાં સુધી આપણી વચ્ચે રાજ્ય વહીવટની અમુક શરતો નહિ થાય, ત્યાં સુધી હું તમોને કુંચીઓ મોકલીશ નહિ. શેરખાન જેને પ્રથમથીજ બારડજીબાઇ સાથે રાગ નહોતો તે આવો જવાબ સાંભળી બહુ ચીડાયા, અને ફરી સંદેશો મોકલ્યો, કે જો તમો કુંચીઓ મોકલવામાં ઢીલ કરશો, તો હું તમારૂં માથું કપાવી કુંચીઓ કબજે કરી લઇશ. બારડજીબાઇ આ જવાબ સાંભળી રોયાં. શેરખાનની ધમકીથી ડરી જઇ બીજો ઉપાય નહિ સૂઝવાથી તેમણે કુંચીઓ મોકલી દીધી.

દિવાન શેરખાનનો વિવાહ રોહા ગામના દેવડા રજપુતોમાં થયો હતો. તે રાણીને જીવાઈ પેટે જસલેણી ગામ તેમણે આપ્યું હતું.

શેરખાનનું બળ વધતું જતું જોઇ વજેદારો રીસાઇને સલીમખાનનો પાથરો છોડી મેરવાડા ગામે ભેગા થયા, જે આપણે આગળ કહી ગયા છીએ. સલાહ પૂછતાં વજેદારોને મનાવી પાલણપુર લાવવાનો વિચાર સૌને વ્યાજબી જણાયાથી શેરખાન તેમને મનાવવા માટે કેટલાક ઘોડે સવાર લઇને મેરવાડે ગયા. ત્યાં તેમણે સ્હેબાજખાં મ્હેરાણુ સાથે વજેદારોને કહાવ્યું કે તમને મનાવવા માટેજ હું મારા પિતાના મરણનો પાથરો સુનો મુકી આટલે છેટે આવ્યો છું. તમો રાજ્યના સ્તંભ છો, હું તમને માન મરતબાથી રાખીશ, અને તમારી જાગીરમાં વધારો કરી આપીશ, માટે જુના ઝગડા મૂકી દઈ તમો મારી સાથે પાલણપુર આવી રાજ્યના મદદગાર થશો, તો તમારા હકમાં બહુ ફાયદો થશે.

વજેદારોને મનાવવાની શેરખાનની કોશીશ અને તેમની સાથે થયેલ સંવાદ.

વજેદારો માથાના ફરેલ અને અભિમાની હતા. જાણે તેઓ રાજ્યના માલીક હોય, એવો ગર્વ ધરાવતા હતા. શેરખાનના સંદેશાના જવાબમાં તેમણે બેપરવાઇથી કહેવરાવ્યું, કે જે ગામો અમને આપવા બારડજીખાઇએ કબુલ કર્યું છે, તે ઉપરાન્ત બીજાં કેટલાંક ગામો આપવા જો તમે બંધાઓ તો અમે પાલણપુર આવવા રાજી છીએ. શેરખાન જાણતા હતા, કે તે લોકો ખરેખર ઉદ્ધત અને બેપરવા છે, પણ તેમના આવવાથી રજ્યને બહુ ફાયદો છે, એમ ધારી તેમણે ઠાકરડાઓને સમજાવવાની એટલી બધી કોશીશ કીધી, કે આ વખતે પોતાના હાથ રૂમાલ વડે બાંધી તે ઠાકરડાઓ સમક્ષ આવી ઉભા. શેરખાનના આવા નરમ અને વિવેકી વર્તનની લેશ માત્ર પરવા કર્યા વિના તેમણે જવાબ વાળ્યો, કે દિવાન જ્યાં સુધી તમો અમારી દરખાસ્ત પ્રમાણે ગામડાં નહિ આપો, ત્યાં સુધી અમે પાલણપુર આવવાના નથી. આમ કહી તેઓ પોત પોતાને ગામ જવા રવાને થયા.

વજેદારોની ઉદ્ધતાઈ.

તુંવર લાડુજી જે બહાદુર અને ઠાકરડાઓનો આગેવાન હતો, તેને પણ બીજા ઠાકરડાઓ સાથે જતો દેખી શેરખાને તેના ઘોડાની લગામ ઝાલી રીસાઇને જવાની તેને ના પાડી. લાડુજીએ શેરખાનના આ કહેણનો તિરસ્કાર કરી પગની એડી મારી પોતાના ઘોડાને આગળ વધાર્યો. આથી શેરખાનની હથેળીમાં લગામની જેરકડીનો આંકડો પેસી જવાથી લોહી નીકળ્યું, અને તે વિકરાળ થયા. તે

શેરખાનનો ક્રોધ.

ગુસ્સે થઇ મોટે અવાજે બોલ્યા, કે વજેદારો ! મારા કુળનું મોટું મન દેખાડવા માટેજ મેં તમને આટલી બધી વિજ્ઞપ્તિ કરી છે. હું ધારતો હતો, કે તમો સારા માણસ હોઇ આમ ઉદ્ધતાઇ અને બેપરવાઇ બતાવશો નહિ. પણ મારી ધારણા ખોટી ઠરી છે. તમો મને એક સાધારણ બીનઅનુભવી બાળક સમજી આમ વર્તો છો, પણ હું તમારો રાજા શેરખાન છું. જો હું હઠ પકડી ખરાબ કરવા ધારીશ, તો તમને સહકુટુંબ ઘાણીમાં પીલાવી તમારૂં તેલ કઢાવી મારા ઘોડાના મુજમાને લગાવીશ. તમે એમ અભિમાન ધરાવતા હશો, કે અમો બાયઝીદ-ખાનને પક્ષમાં લઇ શેરખાનને સંતાપીશું, પણ તેમ કરવામાં કચાશ ન રાખવાને હું તમને સોગન દઉં છું. જેટલી જમીન તમારા ઘોડાઓના પગતળે દબાશે તેટલી જમીન હું દાનમાં આપી દઇશ.

તેઓએ શેરખાનના બોલોને તુચ્છકારીને જણાવ્યું કે દિવાન, અમારા વિના બીજા કયા લડાયક લશ્કર ઉપર તમો આધાર રાખી અમને ડરાવો છો ? શું તમારા ગુલામો અને સુસ્રીની ચોળી પહેરનારીના દિકરા અમારા સાથે રણક્ષેત્રમાં મુકાબલો કરી શકશે ? દિવાન ! તમોએ યુદ્ધ જોયું નથી, અને અનુભવ વિના આવા ગર્વિષ્ટ શબ્દો ઉચ્ચારો છો માટે પાલણપુર પધારો, અને મહેલમાં ગુલામો સાથે આનંદ કરો. અમારો મુકાબલો કરતાં હાથમાંથી શસ્રો છુટી પડશે. ઠાકરડાઓ અભિમાન અને ઉદ્ધતાઇમાં આવાં અવિચારી વેણ ઉચ્ચારે છે, માટે તેમને પુરા પછાડ્યા સિવાય હું જપીને બેસી સકોશ નહિ, એમ વિચાર કરી શેરખાને તેમને ધમકી આપી કહ્યું કે તમારાં માથાં સુસીની ચોળી પહેરનારીના દિકરાઓ પાસેજ કપાવી નંખાવીશ એવી તમો ખાત્રી રાખજો.

આ પ્રમાણે ઠાકરડાઓ સાથે વાતચીત કરી, પણ તેમને સમજાવવાનો દરેક કોશીશ નિષ્ફળ સમજી શેરખાન પાલણપુર તરફ પાછા વળ્યા.

નવી ફોજની ભરતી

શેરખાને પાલણપુર આવી નવી ફોજની ભરતી કરવા માંડી. સંધી રોહીલા, પઠાણ, ઘોષી, ઢાઢી, ખાસદાર, વગેરે જે જે માણસો તેમને લડાયક માલુમ પડ્યા, તેમને શેરખાને ફોજમાં દાખલ કીધા. આ ભરતી કરવામાં તેમણે ઉચ્ચ નીચ કુળનો ભિન્નભાવ રાખ્યો નહોતો. તેમની બહાદુરી અને તાકાતની અજમાયશ શેરખાન કુસ્તી, પટ્ટા વગેરે મરદાની રમતમાં કરી લેતા. આ હેતુથી તેમણે એવી રમતોને ઉત્તેજન આપ્યું હતું. કેટલીક વખત તેજાતે હાજર રહી રમનારને ઉશ્કેરી

તેનું પ્રાબલ્ય અને લડાયક જુસ્સો કળી લેતા; હોળીના *તહેવારના ઝગડામાં તેમજ બીજી મરદાની રમતોમાં જેઓ બહાદુર જણાયા, તેમને શેરખાને પોતાના ઘોડેસવાર ( બારગીર ) ની અને તેમનાથી ઉતરતા દરજ્જાના માણસોને પ્યાદલ ( શીરબંધી ) ની નોકરીમાં દાખલ કરી સાધારણ લોકોનું એક લડાયક સૈન્ય ઉભું કીધું. આ નવા લશ્કરને મજબુત કરવા માટે સવારમાં કસરત કરાવીને શેરખાન શીરો ખવરાવતા.

રાજ્યદ્રોહી ઠાકરડાઓએ ગોળા જાગીરદારનો આશ્રય લેવો.

રાજ્યદ્રોહી ઠાકરડાઓ બળવો ઉઠાવવાના ઇરાદાથી ગોળા ગામે એકઠા થયા. ત્યાં તેમણે ગોળાના જાગીરદાર મુઆહિદખાનનો આશ્રય લીધો, અને તેમને પોતાના આગેવાન બનાવ્યા.

મુઆહિદખાનને શેરખાને મોકલેલ સદેશો.

શેરખાને મુઆહિદખાનને સંદેશો મોકલી કહાવ્યું, કે જે ઠાકરડાઓએ આપનો આશ્રય લીધો છે, તે બધા રાજ્યદ્રોહી અને ફીતુરી છે, માટે આપ તેમને આશ્રય નહિ આપતાં મારે સ્વાધીન કરશો, તો હું આપનો આભાર માનીશ. આપને હું મારા વડીલ સમજું છું, અને મને ખાત્રી છે, કે મારા કહેણને માન આપી, તે મુજબ આપ અમલ કરશો. જો તેમ થવામાં ઢીલ થશે, તો મારે આપની સાથે લડાઇમાં ઉતરવું પડશે. તે બંડખોરોને સજા કરવામાં હું કદી પાછો હઠવાનો નથી.

મુઆહિદખાનનો પ્રત્યુતર.

મુઆહિદખાને શેરખાનને જવાબ મોકલ્યો, કે આ વજેદારો મારા બોલાવ્યા આવ્યા નથી; પરન્તુ જ્યારે તેમણે અહિં આવી મારો આશ્રય લીધો છે, ત્યારે હું તેમને આપના હવાલે કરી શકતો નથી. જો આવા ખોટા બહાને મારી સાથે આપને લડાઇ કરવા વિચાર હોય તો હું રોકી શકતો નથી.

---

* પ્રાચીન કાળમાં હોળીના તહેવારમાં લોકો સામ સામી પાર્ટી બાંધી માંહો માંહે લડાઈ કરતા, અને એક બીજા ઉપર લાકડી અને ઇંટોનો વરસાદ વરસાવતા. આ તોફાનનું પરિણામ કેટલીક વખત ભયંકર આવતું કેટલાક માણસો લોહી લુહાણ જખમી થતા, અને વખતે મર્યા પણ જતા જેઓ આગળ વધી સામા પક્ષના માણસો પર ધસારો કરતા, તેઓ બહાદુર ગણાતા. પ્રેક્ષકો તેમને શાબાશી અને ધન્યવાદ આપતા. દિવાન શેરખાને નવા લશ્કરી સિપાઇઓની ભરતી કરવાના હેતુથી આ તહેવારોના ઝગડાને ઉત્તેજન આપ્યું હતું. શેરખાન હોળીની લડાઇ જાતે જોવા જતા; અને જે માણસો બહાદુરીથી લડતા માલુમ પડતા તેમને તેઓ પોતાના લશ્કરમાં દાખલ કરતા. હાલ આવા નકામા ખુનરેજી વાળા ઝગડા બંધ થયા છે.

ગોળા ઉપર ચડાઇ.

મુઝાહિદખાન તરફથી આવો જવાબ મળતાંજ શેરખાને ગોળા ઉપર ચડાઇ કરી. મુઝાહિદખાન પણ સામે થવા તૈયાર થયા. કાકા ભત્રિજા વચ્ચે યુદ્ધ શરૂ થયું. શેરખાનની તોપોએ ગોળા ગામ અને તેની ટેકરી ઉપર ગોળાનો મારો ચલાવ્યો. આ તોપખાને મુઝાહિદખાનના લશ્કર ઉપર જોઇએ તેવી અસર નહિ કર્યાથી મુઝાહિદખાને ફુલાઇને શેરખાનને ચીડવવા માટે એક ચારણને શેરખાન પાસે મોકલ્યો; જેણે નીચે પ્રમાણે એક સોરઠો કહી શેરખાનના ક્રોધાગ્નિને પ્રજ્વલિત કર્યો.

## सोरठो.

“ गोळापर गोळा, मत नाखो शेरामीयां,
एतो डाकणरा डोळा, भरखी जाशे भांखरी.”

શેરખાને મુઝાહિદખાનના લશ્કર ઉપર એવા સખ્ત હુમલા કીધા, કે મુઝાહિદખાન તદ્દન કમજોર થઇ ગયા. આથી ગભરાઇને મુઝાહિદખાને કેટલુંક નજરાણું આપવાની સરતે માનાજીરાવ ગાયકવાડની સહાયતા માગી.

ગાયકવાડ લશ્કર સાથે શેરખાનને લડાઈ.

ગાયકવાડી લશ્કરને મુઝાહિદખાને પોતાની સહાય્યાર્થે બોલાવ્યું છે, એવી શેરખાનને ખબર પડતાંજ તેઓ ગોળા ગામનો ઘેરો ઉઠાવી પાલણપુર પાછા આવ્યા. રાજ્યદ્રોહી ટાકરડાઓને ગોળાનો ઘેરો ઉઠી જવાની ખબર પડતાંજ તેમણે મરેઠી લશ્કરને પાલણપુર રાજ્યના મુલકમાં લૂટફાટ કરવાને ઉશ્કેર્યું. આ લશ્કરે દેશમાં જુલમ વાપરી ધાણધારનાં કેટલાંક ગામો લૂટી લઇ સળગાવી મૂકયાં, અને ખેડુત વર્ગને તોબા પોકરાવી. શેરખાનનો ઇરાદો કિલ્લામાં રહી મરેઠી લશ્કરની સામે થવાનો હતો; પરન્તુ મુલકને આવી રીતે વેરાન થતો જોઈ, તેઓ બેચેન થયા. કહેવામાં આવે છે કે એક ખેડુતે મરેઠાના જુલમથી ત્રાસ પામી રાજયગઢીમાં દોડી આવી શેરખાનના મહેલ પાસે જમીન ખોદવા માંડી. પહેરેગીરે આમ ખોદવાનું કારણ પૂછયું, ત્યારે તેણે જણાવ્યું કે બહાદુરખાનનાં હાડકાં ખોદી કહાડી હું તે મરેઠાઓને બતાવીશ તો તે હાડકાં દેખી ડરી જઇ તેઓ મને સંતાપશે નહિ. શેરખાન આ વખતે મહેલના ગોખમાં બેઠા હતા. ખેડુતનું આવું મામીક હૃદયભેદક બોલવું સાંભળી મરેઠાઓને હરાવી મુલકમાંથી નસાડી મુકવાનો તેમણે નિશ્ચય કીધો. તેમણે પોતાના લશ્કર સાથે એકદમ કૂચ કરી મરેઠાઓની છાવણી ઉપર અચાનક એવો સખત છાપો માર્યો, કે તેમાં ઘણા મરેઠાઓ માર્યા ગયા

અને જેઓ બચ્યા તેઓ છત્રીઓ, ચમ્મરો, સુરજમુખી વિગેરે કેટલોક સામાન પડતો મૂકી ચાલ્યા ગયા. આમાંની સુરજમુખી હાલ પાલણપુર રાજ્યના તોસાખાનામાં છે; મરેઠા લશ્કરનો સેનાપતિ પાંડરા સરદાર નારાયણરાવ હતો. આ બનાવનો એક કવિએ *રાસડો જોડયો છે.

મરેઠાઓએ એવી સખ્ત હાર ખાધી કે તેમણે લજ્જિત થઇ ટેક લીધી કે જ્યાં સુધી પાલણપુર લશ્કરને નહિ હરાવીએ ત્યાં સુધી અમો પગમાં જોડાં પહેરીશું નહિ. કહે છે કે જ્યારે જ્યારે તેઓ ઘોડે સવાર થતા, ત્યારે તેમના ખીજમતદારો પગમાંથી જોડાં કહાડી લેતા.

મરેઠાઓની હારથી મુઝાહીદખાનનું બળ તદ્દન ભાગી પડયું. પછી બીજા કોઈ પણ તરફથી મદદ નહિ મળવાથી તેમણે શેરખાન સાથે સલાહ કરી. આમ થવાથી ઠાકરડાઓ ગોળા છોડી ઈડર મહારાજા શિવસિંહના આશ્રય તળે જઈ રહ્યા.

ઠાકરડાઓનું ઈડર જવું.

---

રાસડો.

* પાંડરા રાવને માર્યો, જાલોરીએ જશ લીધોરે;
પાંડરા રાવના પિત્તળ લોટા જળે ભર્યારે,
દાતણ ડોળશે શેરા મારૂ સરદાર, પાંડરા. ૧
પાંડરા રાવની તાંબાની કુંડીઓ જળે ભરીરે,
નાવણ નહાશે શેરામારૂ સરદાર, પાંડરા. ૨
પાંડરા રાવની રાંધી રસોઇઓ એમ રહીરે,
ભોજન જમશે શેરા મારૂ સરદાર, પાંડરા. ૩
પાંડરા રાવનાં વાળ્યાં તે બીડલાં એમ રહ્યાંરે,
મુખવાસ કરશે શેરામારૂ સરદાર, પાંડરા. ૪
પાંડરા રાવનાં ચમરને મોરછલ એમ રહ્યાં રે.
ચમર ખેલાવશે શેરામારૂ સરદાર, પાંડરા. ૫
પાંડરા રાવના ઢાળ્યા તે ઢોલીયા એમ રહ્યા રે,
પોઢણ પોઢશે શેરામારૂ સરદાર, પાંડરા. ૬
પાંડરા રાવની અબદાગીરીઓ એમ રહી રે,
આને ભોગવશે શેરામારૂ સરદાર, પાંડરા. ૭
પાંડરા રાવના તાણેલા તંબુ એમ રહ્યા રે,
મોજે માણશે શેરામારૂ સરદાર, પાંડરા. ૮
પાંડરા રાવના ડંકા નિશાનો એમ રહ્યા રે,
ડંકા વગડાવશે શેરામારૂ સરદાર. પાંડરા. ૯
પાંડરા રાવના ઘોડાને પાખરો એમ રહ્યા રે,
ઘોડા દોડાવશે શેરામારૂ સરદાર, પાંડરા. ૧૦
પાંડરા રાવની પાથરેલ જાજમો એમ રહી રે,
કચેરીઓ કરશે શેરામારૂ સરદાર, પાંડરા. ૧૧

આ બનાવ પછી મુઝાહીદખાન તરતજ મરણ પામ્યા. રાજ્યદ્રોહી ઠાકરડાઓને પાલણપુર રાજ્યમાં હવે કોઇ મદદ કરે તેવું રહ્યું નહિ. મુઝાહીદખાન ઘણી સ્ત્રીઓ પરણ્યા હતા, તેમજ કેટલીક સ્ત્રીઓ તેમણે રખાયત તરીકે રાખી હતી. તે વિષયાભિલાષી અને ઉડાઉ સ્વભાવના હતા. રાજદ્રોહી વજેદારો જેઓ તેમના આશ્રય તળે જઇ રહ્યા, તેમને મુઝાહિદખાને પોતાની જાગીરમાંથી કેટલાંક ગામો નિભાવ માટે આપ્યાં હતાં. તેમનું ખર્ચ ગજા ઉપરાન્ત હોવાથી તેમજ શેરખાન સાથેની લડાઇમાં વિશેષ કરજ થઇ જવાથી તેઓ વૃદ્ધાવસ્થામાં તંગ હાલતમાં આવી ગયા હતા. તેમનું કરજ એટલું બધું વધી ગયું હતું, કે તેમની જાગીરની પેદાશ કરજના વ્યાજ માટે પણ પુરતી નહોતી.

**મુઝાહિદખાનનું મરણ**

ઉસ્માનખાન તેમના પિતાની માફક ઉડાઉ સ્વભાવના નહતા. જાગીરને કરજમાં ડુબેલી જોઇ તેમણે પોતાનું ખર્ચ તદ્દન ઘટાડી દીધું અને વધારાના નોકરોને રજા આપી. વળી લેણદારોનું કરજ ફેડવા માટે તેમણે મુઝાહિદખાનની વિધવા સ્ત્રીઓ પાસેનું ઝવેરાત વેચી નાંખ્યું. આનું પરિણામ એ આવ્યું કે ઉસ્માનખાનના કેટલાક નોકરો તથા સંબંધીઓ શેરખાનના પક્ષમાં ગયા. વિજય મળવામાં આ પ્રસંગ અનુકૂળ જોઇ શેરખાન ઉસ્માનખાનને છેડવા માટે તેમનાં ગામડાંના લોકોને શિકાર તથા બીજા બહાને સતાવવા લાગ્યા. એક દિવસ તે કેટલાક લડવૈયા સાથે ગોળા ગામની સીમમાં ઝાડ નીચે ઉતર્યા. ઉસ્માનખાને વિચાર્યું કે અહીં પણ શેરખાન જાણી જોઇને આવતી જતી મારી રૈયતને પજવે છે, તેથી ક્રોધાયમાન થઇ તેમણે શેરખાનને કહેવરાવ્યું કે તમો મારા ગામની સીમમાં આવી લોકો ઉપર જુલમ ગુજારો છો, તે હું સહન કરી શકતો નથી. તમે એકદમ અહીંથી ચાલ્યા જાઓ, નહિ તો પરિણામ બહુ માઠું આવશે. શેરખાને એવો કઠોર જવાબ આપ્યો કે તેથી ઉસ્માનખાનના રોષનો પાર રહ્યો નહિ. તેમણે શેરખાન ઉપર તોપો ચલાવવાને ગોલંદાજને હુકમ આપ્યો. તોપનો પહેલોજ ગોળો શેરખાન જે ઝાડીમાં બેઠા હતા, ત્યાં ડાળીઓમાં વાગ્યો. શેરખાને અતિશય ચીડાઇને ઉસ્માનખાનને કહાવ્યું કે સુલેહનો ભંગ કરી તમો મારી સાથે લડાઇમાં ઉતરવા માગો છો, તેથી હું તમને મજા ચખાડ્યા વિના રહીશ નહિ.

**મુઝાહિદખાનના દિકરા ઉસ્માનખાન.**

શેરખાનના સંદેશાની અવગણના કરીને ઉસ્માનખાને તોપોનો મારો જારી રાખ્યો. આ તરફ શેરખાને ગોળા ઉપર હુમલો કરી તેને ઘેરી લીધું. કેટલીક વાર

**ઉસ્માનખાન હારી ઇડર ગયા.**

સુધી ઉસ્માનખાન અંદર રહી લડયા, પણ ઘેરો ઉઠાવવો અશક્ય જણાયાથી ગોળા છોડી ઇડર તરફ નાઠા. ઈડરમાં તે રાજદ્રોહી વન્જેદારોને મળ્યા. શેરખાને ગોળાને વેરાન કરી ત્યાં પોતાના નામથી *શેરગઢ ગામ વસાવ્યું. એક કવિએ આ બનાવનો ટુંકાણમાં એક દુહો કહ્યો છે.

" गोळारी गागर करी, वास्यो तें गढशेर,
जे नर वेहेसां मारता वनवन दीधावेर. "

શેરખાનને લઢાઈમાં ગુંથાએલા જોઇ બારડજીબાઇએ બાયઝીદખાનને ગાદીએ બેસાડવાની ખટપટ પુનઃ જાગૃત કરી. આ ખટપટે ભયંકર રૂપ પકડયું. તે

બારડજીબાઇની ખટપટ.

પહેલાં શેરખાન લઢાઈના કામમાંથી પરવારી પાલણપુર આવી પહોંચ્યા, તેથી પ્રજ્વલિત થયેલ વાન પાછો હોલાઇ ગયો; શેરખાને વિચાર્યું કે જ્યાં સુધી આવા ખટપટીઓ અને તોફાની લોકો હયાતી ધરાવે છે ત્યાં સુધી હું જંપીને બેસવા પામીશ નહિ, માટે તેવા લોકોનું કાસળ કાઢવું એજ મારે માટે સહી-સલામત વાળું છે. આ વિચારથી તેમણે બાયઝીદખાનને મરાવી નંખાવવાની હીલચાલ શરૂ કરી. બાયઝીદખાન નિરપરાધી બાળક છે, અને તેને મારવાથી હું ભ્રાતૃ ઘાતક ગણાઇશ એમ તે સારી પેઠે સમજતા હતા, પણ પોતાનું હિત જાળવવાને તથા બારડજીબાઇ અને બીજા દુશ્મનોને ખટપટ કરતા અટકાવવાને માટે અન્ય કાર્ય સાધક ઉપાય ન સૂઝવાથી તેમણે બાયઝીદખાનને મરાવી નંખાવવા નિશ્ચય કીધો. જ્યારે માણસ પોતાના સ્વાર્થમાં અંધ થાય છે, ત્યારે દુષ્ટ કર્મનું પરિણામ દુઃખદાયકજ હોય છે તેનું તેને લેશપાત્ર ભાન હોતું નથી. શેરખાને બાયઝીદખાનને મરાવી નંખાવવાનો વિચાર કર્યો, ત્યારે તે જાણતા ન હતા, કે મારૂં મૃત્યુ પણ આવા પ્રકારેજ થશે, અને સંતતિ વગરનો હું મારાં આશ્રિતોને દુઃખી અવસ્થામાં છોડી ચાલ્યો જઈશ.

શેરખાનનો વિચાર ફૂલા મહેતાને જણાયાથી મહેતાએ સલાહ આપી કે પરદેશી લોકોનું લશ્કર રાખ્યા સિવાય દુશ્મનોની હીલચાલને આપણે તોડી

ફૂલા મહેતાની સલાહ.

શકીશું નહિ, માટે આ ગોઠવણ થતાં સુધી આપણે છાનામાના બેસી રહેવું એ વધારે ઉચિત છે.

* શેરગઢ ગામ હાલ ગોળાના નામથીજ ઓળખાય છે. તે ગોળાની ટેકરીની તળેટીમાં વસેલું છે. બાયઝીદખાનનો રોઝો ત્યાં છે.

દેખીને બાયઝીદખાન બોલ્યા કે મને તમો નહિ મારતાં બાવા મીયાં સાહેબ (શેરખાન) પાસે મોકલી દેશો, તો હું મારી જીંદગી પર્યંત તેમનો ગુલામ થઈ રહીશ. આ કરુણ અને મૃદુ વાક્યો ગમે તેવા અધમ, કુકર્મી, ચંડાળના હૃદયને પીગળાવી નાંખે તેવાં હતાં, જો તે શબ્દો શેરખાનની રૂબરૂ બાયઝીદખાનને ઉચ્ચારવાની તક મળી હોત; તો શેરખાનના હૃદયમાં તેથી જરૂર કરુણા ઉત્પન્ન થાત, અને બાયઝીદખાનની જીંદગી બચી જાત; પણ તેની અસર વજ્ર હૃદયના નીચ દાઢી ઉપર કિંચિત્‌માત્ર થઇ નહિ. તેણે બાયઝીદખાનને ભૂમિ ઉપર પછાડી તરવારથી તેનો શિરચ્છેદ કર્યો.

બાયઝીદખાનની ઉમ્મર આશરે બાર વર્ષની હતી. તેમને મારી નાંખવામાં આવ્યા, તે વખતે તેમના ગળામાં બાળપણની માનતની હાંસડી, હાથમાં કડાં તેમજ પગમા બેડી વગેરે હતાં. નાથા દાઢીએ આ ચીજો શેરખાન પાસે રજુ કીધી. આ જોતાંજ શેરખાને મોઢું ફેરવી નાંખ્યું, અને ખૂની દાઢીને નોકરીમાંથી બરતરફ કર્યો.

**બાયઝીદખાનની દુખીઆરી માતુશ્રી**

બાયઝીદખાનને મારી નાખ્યાની ખબર તેમની માને કાને જતાંજ તેના દુઃખ અને શોકનો પાર રહ્યો નહિ. લોહીથી રંગાયેલ લાસને જોઇને તેણીએ અત્યંત વિલાપ કર્યો, અને નિસાસા નાંખ્યા. શેરખાનના વિરુદ્ધ વલણના લીધે આ સંસારમાં અન્ય સ્નેહી ન હોવાથી તે માત્ર બાયઝીદખાન ઉપર આશામાં દિવસ નિર્ગમન કરતી હતી; એટલામાં એકાએક પુત્ર મૃત્યુના વજ્રપાતથી તેની સર્વ આશાઓ નષ્ટ થઇ. હવે તેને આ જગત્ સ્મશાનવત્ શૂન્ય ભાસવાથી તે સઘળા વૈભવનો પરિત્યાગ કરી મૃત પુત્રની પાછળ પોતાનો દેહ ત્યાગ કરવા તત્પર થઇ. ખાનપાન વગેરે તજી દઇ પોતાના વ્હાલા પુત્રની કબર પાસે બેસી તેણે પુત્રશોકમાં થોડા દિવસમાં પોતાનો દેહ ત્યાગ કર્યો

**રાજ્યદ્રોહી ઠાકોરો માટે ઇડર મહારાજને સંદેશો**

બાયઝીદખાનના મરણ પછી શેરખાનનું લક્ષ રાજ્યદ્રોહી વજેદારોને યોગ્ય શિક્ષા કરવામાં રોકાયું. તેમણે અલોચ મુસાહબ સેફુલ્લાખાન સાથે ઇડર મહારાજા શિવસિંહને કહેવરાવ્યું, કે જે ઠાકરડાઓને આપે આશ્રય આપ્યો છે, તે પાલણપુર રાજ્યના દુશ્મન અને નીમકહરામ છે. જો આપ તેમને મારી પાસે નહિ મોકલો તો પાલણપુર અને ઇડરના લાંબા

વખતથી ચાલતા આવેલ સંબંધમાં ખલેલ પહોંચશે, અને બન્ને રાજ્યને નજીવી બાબત માટે લડાઈમાં ઉતરવું પડશે.

ઇડર મહારાજને શેરખાનનો સંદેશો વ્યાજબી લાગ્યો. મહારાજાએ પાલણપુર સાથેનો સંબંધ તેમજ રાજ્યકીય બાબતો ધ્યાનમાં લઇને સુલેહ જાળવવા માટે શેરખાનને તેમના રાજ્યદ્રોહી ઠાકરડાઓ સોંપી દેવાની ઇચ્છા જણાવી. ઠાકરડાઓએ તેમ નહિ કરવા મહારાજાને વિનંતિ કરી. આખરે મહારાજાએ વિચારી શેરખાનને કહેવરાવ્યું, કે જો તમો મારા આશ્રય તળે આવેલ ઠાકરડાઓને દેહાંત દંડની સજા ન કરો તો તેમને આપના હવાલે કરવામાં મને કંઇ વાંધો નથી. શેરખાને મહારાજાના કહેણને માન આપી પાલણપુરના પીરજાદા સૈયદોની જામીનગીરીથી ઠાકોરોને પોતાની પાસે બોલાવી લીધા. તેમાં ફક્ત લાડુજી તુંવર આવ્યો નહિ. શેરખાનનો ઈરાદો આ બધાને મારી નાંખવાનો હતો; પરન્તુ સંયોગો પ્રતિકૂળ હોવાથી તેઓ અનુકૂળ પ્રસંગની રાહ જોતા હતા. તેમણે ઠાકરડાઓ સાથે એવી માયા અને પ્રેમમય બાહ્યવર્તણુક ચલાવી કે તેમને શેરખાનના વિરૂદ્ધ વલણનો જરાપણ શક રહ્યો નહિ. ધીમે ધીમે શેરખાને એટલો બધો વિશ્વાસ પાડયો, કે ઠાકરડાઓ એમજ સમજવા લાગ્યા, કે શેરખાન વૈરભાવ ભૂલી જઇ આપણને પોતાના વફાદાર નોકર ગણી આપણી સાથે સ્નેહ અને એક દીલથી વર્તે છે.

ઠાકરડાઓ સાથે દગો.

ઠાકરડાઓના હૃદયને આ પ્રમાણે કૃત્રિમ પ્યાર અને વિવેક વડે સંપૂર્ણ જીત્યા પછી, શેરખાને તેમને મારી નાંખવાનું સંપૂર્ણ કાવતરૂં રચવા માંડયું, અને પીરજાદાઓની જામીનગીરીનું ખત, જે તેમના કાર્યમાં વિઘ્ન રૂપ હતું, તેને કોઇ પણ પ્રકારે ફડાવી નંખાવવાની યુક્તિ રચી. એક દિવસ શેરખાન ઠાકરડાઓ સાથે વાતચીત કરતા બેઠા હતા. પ્રસંગ અનુકૂળ દેખી શેરખાને કહ્યું, દુનીયાના મામલા અજબ છે અને અર્થનો અનર્થ થયેલો ઘણી વખત જોવામાં આવે છે. તમારી અને મારી વચ્ચે પીરજાદાઓની જામીનગીરી વણું લખત થયા પછી આપણે માયા અને શુદ્ધ અંતઃકરણથી પરસ્પર વર્તીએ છીએ, છતાં મારા સાંભળવા પ્રમાણે લોકો એમ વાત કરે છે, કે તમને હજુ સુધી મારા ઉપર પૂર્ણ વિશ્વાસ આવ્યો નથી. પીરજાદાઓની જામીનગીરી આપણી વચ્ચે થઇ છે, એટલે લોકો આવી વાત ઉડાવે એ સ્વાભાવિક છે. શેરખાનનાં ગૂઢ વચન સમજ્યા વગર ઠાકરડાઓ બોલી ઉઠયા કે અમને આપનો પરિપૂર્ણ વિશ્વાસ

**જત લોકોની લશ્કરમાં ભરતી**

કૂલા મહેતાની સલાહ યોગ્ય જણાયાથી *જત લોકોને લશ્કરમાં નોકર રાખવાને માટે ખીમા માંના નામના શાહુકારને શેરખાને વારાહી મોકલ્યો. આ માણસ વારાહીમાં કામકાજ કરતો હોવાથી જત લોકોથી જાણીતો હતો. તેણે સવારનો પગાર રૂ. ૩૦ તથા જતની †બંદુકદાર જાતમાંથી પાયદલનો પગાર રૂ. ૧૨) ઠરાવી કેટલાક જત લડવૈયાઓને પાલણપુર મોકલ્યા.

**ખીમા માનાની હોશિયારી.**

આ વખતે બારડજીબાઇ તરફથી પણ માણસો લશ્કરની ભરતી માટે વારાહી આવ્યા હતા. ખીમચંદને આ મામલામાં હોશિયારી અને ચાલાકીથી કામ લેવાનું હતું, કારણ કે જત લોકોને નોકર રાખવામાં બારડજીબાઈના માણસો ફતેહમંદ થાય, તો શેરખાન બારીક સ્થિતિમાં આવી જવાનો સંભવ હતો. બારડજીબાઇ તરફથી વધારે પગારની લાલચે તેઓ શેરખાનની નોકરી છોડી ન દે, તે ચોકસ કરવાને માટે ખીમચંદે યુક્તિ રચી. કેટલાક આગેવાન જતોને ગોતરકા ગામે લઇ જઈ *પીરડાડા મહાબલી ઓલીયાના સોગન ખવરાવ્યા, અને ઓલીયાના વારસને જામીન રાખી દસ્તાવેજ કરાવ્યો. આ ઓલિયા ઉપર જતોને પૂર્ણ શ્રદ્ધા હોવાથી ખીમચંદ જાણતો હતો કે ઓલીયાના સોગન તેઓ કદી તોડશે નહિ. આ પ્રમાણે ચોકસ કરી ખીમચંદે તેમને પાલણપુર મોકલ્યા; પરંતુ શેરખાનની સત્તા દિન પ્રતિદિન સારો જામવાથી તેમજ તેમના દુશ્મનોને કોઇ મદદ કરતું નહિ હોવાથી શેરખાને જત લોકોને થોડોક વખત રાખી રજા આપી.

બારડજીબાઇને શેરખાનના ઈરાદાની ખબર પડવાથી તેણીએ ડરી જઈને બાયઝીદખાનની જીંદગી બચાવવાને સારૂ તેમને ભૂતેડી ગામે મોકલી દીધા.

---

* જત લોકો બલુચીસ્તાનના મકરાણ પરગણાના અસલ વતની છે તેઓ ગુજરાતમા આશરે સંવત્ ૧૫૪૦ મા આવ્યા હતા. સુલતાન મહમૂદ બેગડાએ ચાપાનેરનો કિલ્લો જીત્યો ત્યારે આ લોકોએ સુલતાનની સારી નોકરી બજાવી હતી સુલતાને તેમની કદર કરી મલાણા વારાહી પરગણા તથા મરેકનો ખીતાબ તેમને આપ્યો હતો.

† બંદુકદાર જાત જત લોકોની એક શાખા છે પણ તે અસલ જત નથી જત લોકો સાથે તેનો સબંધ વિશેષ હોવાથી તે તેમના ફાંટા તરીકે ગણાય છે. આ જાત આરસો માફક પ્રથમ ઘોડાઓ ઉછેરવાનો ધંધો કરતી હતી પણ પછીથી તે ધંધો મૂકી દઇ તેણે લશ્કરી નોકરી કરવા માંડી હતી

* પીરડાડા મહાબલીનું નામ સૈયદ હુસૈન હતું, પણ તેમના ઉપર આસ્થા રાખનાર લોક તેમને પીરડાડા મહાબલીના નામથી ઓળખે છે. રાધનપુર રાજ્યના ગોતરકા ગામે તેમની કબર છે. હર સાલ ત્યા મેળો ભરાય છે. આ પીર ઉપર જેઓ પૂર્ણ શ્રદ્ધા રાખે છે, તેઓ તેમના સોગન લઇ કદી તોડતા નથી પીર ડાડાનુ મરણ કઇ સાલમા થયુ તે જણાયું નથી

બાયઝીદખાન ભૂતેડીમાં એક પટેલના ઘરમાં છૂપ્યા છે, એવી ભાળ મળવાથી શેરખાન તેને પકડવાને માટે ભૂતેડી ગામે જવા નીકળ્યા. રસ્તામાં સાલમખ ન

પન્ની પઠાણની અરજ.

નામના એક પન્ની પઠાણે અરજ કરી કે અન્નદાતા! બાયઝીદખાન માટે આપ જે વિચારો રાખો છે, તે સુલેહ અને દીર્ઘદૃષ્ટિ વિરૂદ્ધ છે. તે આપનો નાનો ભાઇ છે. તેને મારવાથી આપ ભ્રાતૃવધનું પાપ માથે વહોરશો. વળી તેથી લોકોમાં અશાન્તિ અને આપની અપકિર્તિ ફેલાશે; માટે તેને દેહાંત દંડની સજા શિવાય બીજી કોઇ પણ એવી સજા કરવી જોઇએ કે તેની અસર રાજ્યદ્રોહી ગુન્હેગારોને થાય, અને આપના મોટા મનની ઇન્સાફી છાપ લોકોમાં બેસે. જો બાયઝીદખાનની જીંદગી બચવાથી દુશ્મનો ફરી હુલડ કરશે, એમ આપને ડર હોય તો, હું તેને અહીંથી ખસેડી પરદેશમાં લઇ જવા તૈયાર છું, જ્યાંથી તેનું નામ પણ આપના સાંભળવામાં આવશે નહિ. બાયઝીદખાનનું મૃત્યુ નજીક આવેલું, અને શેરખાનને કદી નહિ ભુંસાય તેવું ભ્રાતૃવધનું મહાન્ કલંક લાગવાનું એટલે આ પઠાણની શિખામણ શી રીતે અસર કરે? પન્ની પઠાણની અરજને કેટલાકોએ ટેકો આપ્યો; પરંતુ શેરખાને માન્યું નહિ. શેરખાનના આવ્યાની ખબર પડતાંજ પટેલે બાયઝીદખાનને જુવારની કોઠીમાં સંતાડી દીધા, અને તેના ઉપર ગોદડાં ઢાંકયાં. બાયઝીદખાન આ પટેલના ઘરમાં છે, એવી જાસુસો દ્વારા શેરખાનને ખબર મળતાં તેમને તે ઘરની તપાસ કરવા માણસો મોકલ્યાં. તેમણે ઘરની ઉપલક તપાસ કરી જાહેર કર્યું કે બાયઝીદખાન તે ઘરમાં નથી.

તપાસ કરવામાં નાથો ઢાઢી સામીલ હતો. સદરહુ ઢાઢી પટેલના ઘરની એકજ તપાસથી સંતોષ પામ્યો નહિ, તેથી તે પુનઃ પટેલના ઘેર આવ્યો, અને કોઠીમાં

નાથા ઢાઢીનું ક્રુર કર્મ.

બાયઝીદખાન છુપાયેલા હતા તેને તપાસવા લાગ્યો. જ્યારે તેણે ભાલા મારવા માંડયા ત્યારે તે પટેલની સ્ત્રીએ કહ્યું કે ભાઇ આ કોઠીમાં મારાં ઘી, તેલનાં વાસણ પડેલાં છે. ભાલાની અણી વાગવાથી તે ફૂટી જશે, અને મને નુકશાન થશે. નીચ, અને કુકર્મી ઢાઢીને પટલાણીના આમ બોલવાથી વિશેષ શક પેદા થયો; તેથી તેણે જોરથી ચારે તરફ ભાલા મારવા માંડયા. એક ભાલો નિર્દોષ બાયઝીદખાનના મસ્તિકમાં લાગવાથી તેમણે એકદમ ચીસ પાડી. આ ચીસથી બાયઝીદખાન કોઠીમાં હોવાની ઢાઢીને પક્કી ખાતરી થઈ. તેણે કોઠી ઉઘાડી બાયઝીદખાનને હાથે પકડી બહાર ખેંચી કાઢયા. કાળ રૂપી આ ઢાઢીને

દેખીને બાયઝીદખાન બોલ્યા કે મને તમો નહિ મારતાં બાવા મીયાં સાહેબ (શેરખાન) પાસે મોકલી દેશો, તો હું મારી જીંદગી પર્યંત તેમનો ગુલામ થઈ રહીશ. આ કરુણ અને મૃદુ વાક્યો ગમે તેવા અધમ, કુકર્મી, ચંડાળના હૃદયને પીગળાવી નાંખે તેવાં હતાં, જો તે શબ્દો શેરખાનની રૂબરૂ બાયઝીદખાનને ઉચ્ચારવાની તક મળી હોત; તો શેરખાનના હૃદયમાં તેથી જરૂર કરૂણા ઉત્પન્ન થાત, અને બાયઝીદખાનની જીંદગી બચી જાત; પણ તેની અસર વજ્ર હૃદયના નીચ દાઢી ઉપર કિંચિત્‌માત્ર થઇ નહિ. તેણે બાયઝીદખાનને ભૂમિ ઉપર પછાડી તરવારથી તેનો શિરચ્છેદ કર્યો.

બાયઝીદખાનની ઉમ્મર આશરે બાર વર્ષની હતી. તેમને મારી નાંખવામાં આવ્યા, તે વખતે તેમના ગળામાં બાળપણની માનતની હાંસડી, હાથમાં કડાં તેમજ પગમા બેડી વગેરે હતાં. નાથા દાઢીએ આ ચીજો શેરખાન પાસે રજુ કીધી. આ જોતાંજ શેરખાને મોઢું ફેરવી નાંખ્યું, અને ખૂની દાઢીને નોકરીમાંથી બરતરફ કર્યો.

**બાયઝીદખાનની દુખીઆરી માતુશ્રી**

બાયઝીદખાનને મારી નાખ્યાની ખબર તેમની માને કાને જતાંજ તેના દુઃખ અને શોકનો પાર રહ્યો નહિ. લોહીથી રંગાયેલ લાસને જોઇને તેણીએ અત્યંત વિલાપ કર્યો, અને નિસાસા નાંખ્યા. શેરખાનના વિરુદ્ધ વલણના લીધે આ સંસારમાં અન્ય સ્નેહી ન હોવાથી તે માત્ર બાયઝીદખાંન ઉપર આશામાં દિવસ નિર્ગમન કરતી હતી; એટલામાં એકાએક પુત્ર મૃત્યુના વજ્રપાતથી તેની સર્વ આશાઓ નષ્ટ થઇ હવે તેને આ જગત્ શ્મશાનવત્ શૂન્ય ભાસવાથી તે સઘળા વૈભવનો પરિત્યાગ કરી મૃત પુત્રની પાછળ પોતાનો દેહ ત્યાગ કરવા તત્પર થઇ. ખાનપાન વગેરે તજી દઇ પોતાના વ્હાલા પુત્રની કબર પાસે બેસી તેણે પુત્રશોકમાં થોડા દિવસમાં પોતાનો દેહ ત્યાગ કર્યો.

**રાજ્યદ્રોહી ઠાકોરો માટે ઈડર મહારાજાને સંદેશો**

બાયઝીદખાનના મરણ પછી શેરખાનનું લક્ષ રાજ્યદ્રોહી વજેદારોને યોગ્ય શિક્ષા કરવામાં રોકાયું. તેમણે બલોચ મુસાહબ મેફૂલ્લાખાન સાથે ઇડર મહારાજા શિવસિંહને કહેવરાવ્યું, કે જે ઠાકરડાઓને આપે આશ્રય આપ્યો છે, તે પાલણપુર રાજ્યના દુશ્મન અને નીમકહરામ છે. જો આપ તેમને મારી પાસે નહિ મોકલો તો પાલણપુર અને ઇડરના લાંબા

વખતથી ચાલતા આવેલ સંબંધમાં ખલેલ પહોંચશે, અને બન્ને રાજ્યને નજીવી બાબત માટે લડાઈમાં ઉતરવું પડશે.

ઇડર મહારાજને શેરખાનનો સંદેશો વ્યાજબી લાગ્યો. મહારાજાએ પાલણપુર સાથેનો સંબંધ તેમજ રાજ્યકીય બાબતો ધ્યાનમાં લઇને સુલેહ જાળવવા માટે શેરખાનને તેમના રાજ્યદ્રોહી ઠાકરડાઓ સોંપી દેવાની ઇચ્છા જણાવી. ઠાકરડાઓએ તેમ નહિ કરવા મહારાજાને વિનંતિ કરી. આખરે મહારાજાએ વિચારી શેરખાનને કહેવરાવ્યું, કે જો તમો મારા આશ્રય તળે આવેલ ઠાકરડાઓને દેહાંત દંડની સજા ન કરો તો તેમને આપના હવાલે કરવામાં મને કંઇ વાંધો નથી. શેરખાને મહારાજાના કહેણને માન આપી પાલણપુરના પીરજાદા સૈયદોની જામીનગીરીથી ઠાકોરોને પોતાની પાસે બોલાવી લીધા. તેમાં ફક્ત લાડુજી તુંવર આવ્યો નહિ. શેરખાનનો ઈરાદો આ બધાને મારી નાંખવાનો હતો; પરન્તુ સંયોગો પ્રતિકૂળ હોવાથી તેઓ અનુકૂળ પ્રસંગની રાહ જોતા હતા. તેમણે ઠાકરડાઓ સાથે એવી માયા અને પ્રેમમય બાહ્યવર્તણુક ચલાવી કે તેમને શેરખાનના વિરૂદ્ધ વલણનો જરાપણ શક રહ્યો નહિ. ધીમે ધીમે શેરખાને એટલો બધો વિશ્વાસ પાડ્યો, કે ઠાકરડાઓ એમજ સમજવા લાગ્યા, કે શેરખાન વૈરભાવ ભૂલી જઇ આપણને પોતાના વફાદાર નોકર ગણી આપણી સાથે સ્નેહ અને એક દીલથી વર્તે છે.

ઠાકરડાઓ સાથે દગો.

ઠાકરડાઓના હૃદયને આ પ્રમાણે કૃતિમ પ્યાર અને વિવેક વડે સંપૂર્ણ જીત્યા પછી, શેરખાને તેમને મારી નાંખવાનું સંપૂર્ણ કાવતરૂં રચવા માંડ્યું, અને પીરજાદાઓની જામીનગીરીનું ખત, જે તેમના કાર્યમાં વિઘ્ન રૂપ હતું, તેને કોઇ પણ પ્રકારે ફડાવી નંખાવવાની યુક્તિ રચી. એક દિવસ શેરખાન ઠાકરડાઓ સાથે વાતચીત કરતા બેઠા હતા. પ્રસંગ અનુકૂળ દેખી શેરખાને કહ્યું, દુનીયાના મામલા અજબ છે અને અર્થનો અનર્થ થયેલો ઘણી વખત જોવામાં આવે છે. તમારી અને મારી વચ્ચે પીરજાદાઓની જામીનગીરી વળું લખત થયા પછી આપણે માયા અને શુદ્ધ અંતઃકરણથી પરસ્પર વર્તીએ છીએ, છતાં મારા સાંભળવા પ્રમાણે લોકો એમ વાત કરે છે, કે તમને હજુ સુધી મારા ઉપર પૂર્ણ વિશ્વાસ આવ્યો નથી. પીરજાદાઓની જામીનગીરી આપણી વચ્ચે થઇ છે, એટલે લોકો આવી વાત ઉડાવે એ સ્વાભાવિક છે. શેરખાનનાં ગૂઢ વચન સમજ્યા વગર ઠાકરડાઓ બોલી ઉઠ્યા કે અમને આપનો પરિપૂર્ણ વિશ્વાસ

છે આપ અમારા ઉપર અત્યંત સ્નેહ ધરાવો છો જો તે લખતની હયાતીથી આપને અમારા શુદ્ધ અંતઃકરણનો શક રહેતો હોય તો તે લખત ફાડી નાખવા અમે તયાર છીએ હવે અમો આપને કોઇ પણ પ્રકારે દુભવવા માગતા નથી, આમ કહી ઠાકરડાઓએ તે જામીન ખત ફાડી નાખવા સારૂ પીરજાદાઓને ત્યાંથી મંગાવ્યું શેરખાને તેમ નહિ કરવા ઉપલક આગ્રહ કર્યો, પરન્તુ ઠાકરડાઓએ આવેશમાં આવી એકદમ ફાડી નાખ્યું

ઠાકરડાઓની કતલ

પીરજાદાની જામીનગીરીમાંથી મુકત થઇ શેરખાને ઠાકરડાઓનો વધ કરવાની યોજના ત્વરાએ કરવા માંડી ખત નાબુદ થયાથી ઠાકરડાઓ ઉપર અત્યંત પ્રેમ ઉદ્ભવ્યો હોય, એવો ડોળ કરી ખુશાલી પ્રદર્શિત કરવાને બહાને તેમણે પાલણપુરની ઉત્તરે એક માઇલ છેટે આવેલ બાજોની લાર નામની વાડીમાં ગોઠ કરી ઠાકરડાઓને આમંત્રણ મોકલ્યું શેરખાનનો ઇરાદો આ ગોઠમાંજ તે બધાની કત્તલ કરવાનો હતો, તેથી તેમણે દરેક ઠાકોર માટે બબ્બે બારગીર મારા નક્કી કર્યા શેરખાને મારાઓને ગુપ્ત સૂચના કરી કે હું શિકારના બહાને વાડીમાંથી બહાર જાઉં, અને બંદુકનો અવાજ થાય, કે તે અવાજ સાંભળતાંજ તમે ઠાકરડા ઉપર તુટી પડી તેમને ત્યાંજ પુરા કરજો આ ઠાકરડાઓમાંથી ઇબરામખાન સંધીને પોતાનાજ હાથે મારી નાખવાનો ઇરાદો હોવાથી શેરખાને તે એકલાને શિકારમાં પોતાની સાથે લીધો ત્યાં તે સંધીને શિકાર ઉપર બંદુક છોડવા કહેવામાં આવ્યું, અને જેવો તે બંદુક છોડવા જાય છે, કે પાછળથી શેરખાને તેને તરવારથી કતલ કીધો અહીં વાડીમાં બંદુકનો અવાજ સાંભળતાંજ પૂર્વના સંકેત મુજબ બારગીરોએ ઠાકરડાઓ ઉપર તરવાર ચલાવી સર્વને કતલ કર્યા એક ચારણે આ બનાવનો દુહો કીધો છે

“ नव संधी त्रण चावडा, एक तुवर हमपाळ,
शेरे पाडा पछाडीया, ढेंचाहे ढेंचाळ. ”

આ પ્રમાણે ઈ સ. ૧૭૮૮ માં શેરખાને રાજ્યદ્રોહી ઠાકરડાઓની કતલ કરી માર્યા ગયેલ ઠાકરડાઓના નામ નીચે મુજબ છે —

| | | |
|---|---|---|
| સંધી ઇબરામખાન | સંધી સબરાજી | સંધી ભૂતાજી |
| સંધી વખતાજી | સંધી સૈયતખાન. | સંધી કેશરખાન. |

| | | |
|---|---|---|
| સંધી ફતાજી. | સંધી હેમતજી. | સંધી અકનસાજી. |
| ચાવડા શેરાજી. | ચાવડા લાલખાન. | તુંવર હાથીજી. |
| વિહારી ગાજુજી. § | | |

**નિરપરાધી ગાજુજીનું ખુન.**

આ ગોઠમાં વિહારી ગાજુજી પણ બીજા ઠાકોરો સાથે આવ્યો હતો. તેને મારવાનો શેરખાનનો વિચાર નહોતો, તેથી તેમની સૂચના મુજબ બારગીરોએ તેને ગામ જવા માટે બે ત્રણ વખત ઇસારો કરી કહ્યું, કે તમારૂં ગામ અહીંથી દૂર છે, અને સંધ્યાકાળ થવા આવ્યો છે, માટે જમણની રાહ ન જોતાં વખતસર ઘેર પહોચશો તો વધારે સારૂં છે. ગાજુજીનું મૃત્યું નજીક આવેલું તેથી તે આ ભેદ ભરેલ ઇસારો સમજ્યો નહિ. બારગીરોએ જાણ્યું કે હવે વિશેષ ઇસારો કરવાથી બીજાઓ ચેતી જશે, અને કાવતરૂં ખુલ્લું જણાઇ જશે, તેથી તેમણે "સુકા ભેગું લીલું" પણ બાળી નાખ્યું.

**બચી ગયેલા ઠાકરડો.**

એમ બન્યું કે ઠાકરડામાંનો એક જણ આમ તેમ ફરતાં એક બારગીરના શરીર સાથે અથડાયો. મારાએ કપડાંની અંદર બકતર પહેરેલું છે, એમ તેને માલુમ પડયાથી ગોઠમાં દગલબાજી હોવાનો શક તેને પેદા થયો, અને તે ચેતી ગયો. પછી લાકડીનો એક કકડો છોલતો છોલતો બીજા ઠાકોરો પાસે આવી તેણે તેમને ગૂઢ વચનથી ચેતાવ્યા પણ તેઓ ચેત્યા નહિ, તેથી ઘોડાને પાણી પાવાના બહાને તે ત્યાંથી નાસી છુટયો.

**ગુલાબ ગણિકાનું શેરખાનના જનાનામાં દાખલ થવું.**

શેરખાનની યુવરાજ અવસ્થા બહુ દુઃખી અને સંતાપકારક હતી, તે આપણે આગળ ટાંકી ગયા છીએ. રાજ્યના ઘણાખરા મુત્સદ્દી, જાગીરદાર અને મુસાહબ શેરખાનના દુશ્મન થઇ બેઠા હતા, ત્યારે ગુલાબ ગણિકાએ તેમની સાથે બહુ સારો સંબંધ જાળવ્યો હતો, અને આપત્તિમાં બનતી સહાય્ય અને ધીરજ આપી હતી. વિપત્તિ કાળમાં પણ સારો સંબંધ જાળવ્યાના તેના સદ્ગુણથી મોહિત થઇ શેરખાને ગાદીએ આવીને તેને પોતાની રાણી કરી જનાનખાનામાં દાખલ કરી હતી. શેરખાન

---

§ ભાટોના ચોપડા ઉપરથી એમ જણાય છે કે ઇભરામખાનનો ગુલામ નામે ઉકો માર્યા ગયેલામાં હતો. આ ગણતરી મુજબ ગાજુજી વિહારીને ભેગા ગણતાં એકંદર ૧૪ જણ મરાયા છે.

તેના ઉપર વિશેષ પ્રીતિ ધરાવતા હતા. સાંજે રોશનીની સલામ શેરખાનને કર્યા પછી સર્વ નોકરો ગુલાબ બાઇની દેવડીએ સલામ કરવા જતા. ફક્ત રાજ્યદ્રોહી ઠાકરડાઓ જેમને ઇડરથી સલાહ કરી બોલાવ્યા હતા તેમણે સલામ કરવા જવાની ના પાડયાથી શેરખાનનો સમી ગયેલો ક્રોધ પુન. જાગ્રત થયો. શેરખાને તેમનું જડ મૂળ કાઢવા દૃઢ નિશ્ચય કરી ગોઠને બહાને વાડીમાં તેમની કતલ કરાવી, જે આપણે આગળ જણાવી ગયા છીએ. શેરખાનને મોતનબાઇ તથા કુશળબા નામની બીજી બે સ્ત્રીઓ હતી

**લાડુજી તુંવાર**

રાજ્યદ્રોહી ઠાકરડાઓનો આગેવાન તુંવર લાડુજી જે શેરખાનને તાબે થઇ ઇડરથી બીજાઓ સાથે પાલણપુર આવ્યો નહોતો, તે લૂટફાટ કરી પાલણપુર રાજ્યને હેરાન કરતો હતો. આ માથા ફરેલ બહારવટીઆને યોગ્ય શિક્ષા કરવાના હેતુથી શેરખાને મુલકમા ઘણે ઠેકાણે થાણા બેસાડયા હતા. બહાદુર અને ચાલાક લાડુજી કેટલોક વખત લૂટફાટ કરતો રહ્યો પણ પકડાયો નહિ.

**મામાભાણેજ વચ્ચે લડાઇ, અને લાડુજીનુ મરણ**

એક વખત તેણે પીલુચા ગામ ઉપર છાપો માર્યો. ત્યાંનો થાણદાર ગહોર શાવેંસ તેનો ભાણેજ થતો હતો. ભાણેજ મામાની સામે થયો, અને તરવાર ચાલી. બન્ને પક્ષના કેટલાક માણસો જખમી થયા. જો કે ગહોરશાની મદદે નજીકના થાણામાંથી કેટલાક માણસો દોડી આવ્યા, તોપણ જખમી થયેલ લાડુજી હીંમત ધરી પોતાના ઘાયલ માણસોને લઇ નાસી ગયો. જખમી થવાથી લાડુજીનું કૌવત ઘટી ગયું, અને *જખમ ઉપર લીધેલ ટેભા પાકવાથી તે થોડોક વખત પીડા ભોગવી મરણ પામ્યો.

**શિવરામ ગાર્દી સાથે યુદ્ધ**

દેશ અંદરના ઝગડામાંથી શેરખાન હજુ પુરા પરવાર્યા નહોતા, તેટલામા ઇ. સ. ૧૭૮૮ માં પેશ્વા લશ્કરનો સરદાર નામે શિવરામ ગાર્દી મરેઠાઓનું લશ્કર

* એવુ કહેવામાં આવે છે કે લાડુજીના જખમ રૂઝી જવાથી તે બહાર નીકળવાની તૈયારીમાં હતો, એવામા એક વિધવા સ્ત્રી તેને પથારીમા પડેલો જોઇ બોલી, કે આ તુવર કેટલાએક સગાઓને મરાવી હજુ સુધી જીવે છે મૃત્યુના પંજામા તે ઘણી વખત સપડાયો, પણ તેનુ મોત આવ્યુ નહિ કોણ જાણે! હજુ પણ કેટલીક સ્ત્રીઓને રંડાવશે! અને બાળ બચ્ચાને માબાપ વિનાના કરશે મંદવાડમા લાડુજીનો સ્વભાવ બદનાઇ ચીડીયો બન્યાથી તેને આ સ્ત્રીના બોલ કારી ઘા સમાન લાગ્યા તેણે ગુસ્સે થઇ પોતાના હાથ પગ પછાડયા, જેથી જખમ ઉપર લીધેલ ટાકા તુટી ગયા અને તે (જખમ) તાજા થયા, અને તેને તાણુ આવવા માંડી થોડોક વખત આવી રીતે મંદવાડ ભોગવી તે મરણ પામ્યો

લઇ કાઠીઆવાડમાંથી નજરાણું ઉઘરાવતો પાલણપુર આવી પહોંચ્યો. આ આફ્તથી ડરી નહિ જતાં શેરખાને ગાર્દી સામે થવા તૈયારી કરી. આ લડાઇમાં તેમનું કસાયેલ લશ્કર એવી હીંમતથો લડયું, કે શિવરામ ગાર્દી ગભરાટમાં પડી ચાલ્યો ગયો. બીજે વર્ષે ગાયકવાડનું તથા પેશ્વાનું મરેઠી લશ્કર ભેગું થઈ પાછું પાલણપુર ઉપર ચડી આવ્યું. મરેઠાના ઉપરા ઉપરી હુમલાથી શેરખાનને ભય લાગ્યો, કે પાલણપુર રાજ્યને નુકસાનમાં ઉતરવું પડશે; પણ ધૈર્ય ન ત્યજતાં બહાદુર શેરખાને ફરી તૈયારી કીધી. રાજ્યના નાના મોટા સઘળા લડવૈયા મરેઠાઓને હરાવવા તૈયાર થયા હતા. બન્ને લશ્કર વચ્ચે મહાન્ ઉગ્ર યુદ્ધ ચાલ્યું. બન્ને તરફના ઘણા માણસો જખમી થયા, તેમજ માર્યા ગયા. શેરખાનના ઘોડેસવાર લશ્કરે યુદ્ધ કૌશલ્ય વાપરી બાજુએથી એકદમ આગળ વધી દુશ્મન ઉપર એવા સખત હુમલા કર્યા કે મરેઠાઓની હાર થઇ, અને આઠ મરેઠા સરદારો રણમાં પડ્યા. મરેઠાઓ સિદ્ધપુર ચાલ્યા ગયા; જ્યાંથી તેમણે શેરખાન ઉપર સલાહનો સંદેશો મોકલ્યો. શેરખાનની જોકે જીત થઇ હતી, પણ તેમના ઘણા માણસો માર્યા જવાથી તેઓ પણ સલાહ કરવા આતુર હતા. શેરખાને સાત વર્ષ સુધી નજરાણું નહિ આપતાં આ લડાઇના ખર્ચ પેટે અમુક રકમ આપવાની શરતે કોલકરાર કર્યા. મરેઠા ઉપર શેરખાનની બહાદુરીની એવી છાપ બેઠી, કે તેમના મરણ પછી પણ આ કોલકરાર તેઓ કેટલાક વર્ષ સુધી તોડી શકયા નહિ.

ખીમત ઉપર ચડાઇ.

મરેઠાઓથી પરવારી શેરખાને ખીમત ઉપર ચડાઇ કરી. આ તેમની ચડાઈ 'ટીલાઘાડ' નામથી પ્રસિદ્ધ છે. ભાટ ચારણોના ચોપડા ઉપરથી એમ માલુમ પડે છે, કે શેરખાને ઈ. સ. ૧૭૮૬ માં સરોત્રા, કપાસીયા, કરઆ, ડાભેલા વગેરેના ઠાકરડાઓ સાથે લડાઇ કરી તેમની પાસે દસોટો નક્કી કર્યો હતો. ત્યાર પછી તેમણે ખીમત જીત્યું હતું. ખીમતના કોળી ઠાકોરો એવા મગરૂર અને માથા ફરેલ થયા હતા, કે તેઓ રૈયત ઉપર બહુ જુલમ ગુજારતા હતા. એક દિવસ ત્યાંનો એક રબારી અરજ કરવા માટે આગેવાન ઠાકરડા પાસે ગયો. આ ઠાકરડો આ વખતે ભર ઉંઘમાં હતો. જરૂરી કામ હોવાથી રબારીએ તેને જગાડયો; આથી ગુસ્સે થઇ તે ઠાકરડાએ રબારીની અરજ સાંભળવાને બદલે તેનું ઘર લૂટાવી લીધું, અને તેને ખીમતમાંથી ગ્રામ્ય બહાર કર્યો; વળી તેમાંના એક બીજા ઠાકરડાએ એક મોચણને તેના ધણી પાસેથી જોર જુલમથી પડાવી લીધી, અને ઉલટી મોચીને સજા કરી. આ જુલમી ઠાકોરોને તાબે કરવાને માટે શેરખાને ખીમત ઉપર ચડાઇ કરી. લીંબજના રાવજીની

મદદ હોવાથી ઠાકરડાઓ શેરખાનની સામે થયા. શેરખાને તેમને હરાવી ખીમત કબજે કર્યું. શેરખાનના કારભારી ફૂલા મહેતાએ દેશના જાગીરદાર ઠાકરડાઓ ઉપર દસોટાનો હક નક્કી કરવાને તેમને પાલણપુર બોલાવ્યા.

રૂઆબનું દૃષ્ટાન્ત.

શેરખાન બીમાર હોવાનું સાંભળી આ ઠાકરડાઓ દસોટાના કરારનામા ઉપર સહી કરવાને આનાકાની કરવા લાગ્યા. તેઓને લાગ્યું કે શેરખાન બીમાર છે, અને દૈવયોગે જો તે તરતજ દેવગત થશે, તો આ કરારનામું રઝળશે. તેમનો આ વિચાર ફૂલા મહેતા જાણી જવાથી તેમણે શેરખાનને અરજ કરી કે જો આપ માંદા માંદા રાજ્યમહેલના ભમરગોખમાં આવી આ ઠાકરડાઓને ધમકાવશો તો તેઓ કરારનામા ઉપર સહી કરવામાં વિલંબ કરશે નહિ, અને રાજ્યનું કામ થઇ જશે. શેરખાને પાયગાના ચોતરા ઉપર ભેગા કરેલ ઠાકરડાઓને જોઇ ફૂલા મહેતાને કહ્યું કે તમો એ લોકો સાથે શા માટે માથાકુટ કરો છો ? એ લોકો એવા હઠીલા છે કે સીધી રીતે તેઓ કદાપિ માનનાર નથી. હવે વધુ સભ્યતા અને મિઠાશ વાપરવી નકામી છે, જો તેમને સહી કરવી હોય, તો વગર વિલંબે સહી કરે; નહિ તો તેમના માટે અન્ય ઉપાય લેવામાં આવશે. શેરખાનને આમ બોલતા સાંભળી ઠાકરડાઓ સમજ્યા કે તે બીમાર નથી, તેથી તેમણે હાથ જોડી અરજ કરી, કે કરારનામા ઉપર સહી કરવામાં વિલંબ કરવાનો હેતુ ફક્ત એજ હતો, કે આમ રકઝક કરવાથી અમને આપના દર્શનનો પ્રસંગ આવશે. આમ કહી તેમણે લખત ઉપર તરતજ સહી કરી દીધી. શેરખાને ઇ. સ. ૧૭૮૯ માં ફોજ મોકલી કેટલાક ફરી ગયેલ મહેવાસી ઠાકરડાઓ વગેરેના ગામડાંને આગ લગાવી તેમને ઘણી ભારે શિક્ષા કરી હતી તેથી તેમની દહેસત અને રૂઆબ આખા દેશમાં છવાઇ ગયાં હતાં.

ડભોડા, પાદરભટાણા, સિહોરી, અને કાકરેજ તથા તેની આજુબાજુના ગામોના જાગીરદારો પાલણપુર પરગણામાં લૂટફાટ કરતા હોવાથી શેરખાને ચડાઇ કરી તેમને સજા કરી હતી. શેરખાનના દબદબાથી ડરી જઈ દૂરના લૂટારૂ લોકો પણ પાલણપુર તરફ આવતા નહિ.

શેરખાન અને પાટણનો એક દેસાઇ.

શેરખાન બહાદુર અને બુદ્ધિશાળી હતા, પણ યુવાવસ્થાના કાચા અનુભવને લીધે તેઓ કોઇ વખત સ્વાત્મબળનો વિચાર કર્યા વિના ગજા ઉપરાન્ત કાર્ય કરવાને તત્પર થતા. ગાયકવાડ સરકારે પાટણના દેશાઇ વહીવટદારને ગુન્હા

માટે કેદ અને દંડની ભારે સજા કરી. વહીવટદારે દંડ ભરવાની ના કહી, અને તેના એક નજીકના સગાને શેરખાન પાસે મોકલી કહેવરાવ્યું, કે જો તમો મને કેદમાંથી છોડાવો, તો હું એક લાખ રૂપીઆ નજરાણાના આપીશ. શેરખાન વહીવટદારને કેદમાંથી છોડાવવાને તૈયાર થયા, અને પાટણ ઉપર ચડાઇની નોબત વાગવા માંડી. આ વાતની ફૂલા મહેતાને ખબર પડતાંજ તે શેરખાન પાસે આવ્યા. ફૂલા મહેતાએ વિચાર્યું કે શેરખાન તે વહીવટદારને કેદમાંથી જરૂર છોડાવશે, પણ તેથી ગાયકવાડ રાજ્ય પાલણપુરનું દુશ્મન થશે, અને પરિણામે પાલણપુર રાજ્યને ભારે નુકસાનીમાં ઉતરવું પડશે. શેરખાન રણજીત અને હઠીલા હોવાથી સીધો રીતે મારી અરજ માનશે કે નહિ તે બાબતનો શક હોવાથી ફૂલા મહેતાએ યુકિતથી શેરખાનને અરજ કરી કહ્યું કે દિવાન! આજે કોના ઉપર લશ્કરની તૈયારી થઈ રહી છે? પ્રત્યુત્તરમાં શેરખાને કહ્યું કે પાટણના વહીવટદારને ગાયકવાડ સરકારે કેદ કરેલ છે, તેથી તેનો ગુમાસ્તો અહીં મારી પાસે આવી કહે છે કે જો મારા શેઠને તમો કેદમાંથી છોડાવો તો હું એક લાખ રૂપીઆ નજરાણાના આપીશ. આ ઉપરથી મેં પાટણના વહીવટદારને કેદમાંથી મુક્ત કરવાને તૈયારી કરી છે. ફૂલા મહેતાએ રાજ્યનીતિ વાપરી શેરખાનના મતને ટેકો આપ્યાનો દેખાવ કર્યો. થોડીવાર પછી કંઇ બાબત સ્મૃતિમાં આવી હોય, તેવો આડંબર કરી તેમણે શેરખાનને વિદિત કર્યું, કે આપને ગુમાસ્તાને પૂછી નક્કી કરવું જોઇએ, કે જો પાટણ પહોંચ્યા પહેલાં તેના શેઠને જેલમાંજ મારી નાંખવામાં આવે તો આપણે તેનું શબ તેને સોંપવું, અને તેણે ઠરાવેલ રકમ આપવામાં આનાકાની કરવી નહિ. ફૂલા મહેતાની સલાહ યુકત જણાયાથી શેરખાને તે ગુમાસ્તાને ઉપરની બાબત કહી સંભળાવી. તે ઉપરથી તેણે કહ્યું કે મારી સરત તો મારા શેઠને જીવતો છોડાવવાની છે. જો મારા શેઠનું શબ તમે મને સોંપો તો હું રૂપીઆ આપવા બંધાતો નથી. આ શબ્દોથી ગુસ્સે થઇ શેરખાને તેને કાઢી મૂકયો.

**હીંમતખાન હેતાણીનું ખુન.**

વાસણાના જાગીરદાર હીંમતખાન હેતાણીએ દોતર અથવા બેરાણુના મુકાદમ સાથેની વાતચીતમાં શેરખાનને અપમાનકારક શબ્દો કહેલ, જે શેરખાનના સાંભળવામાં આવ્યાથી તેમણે ગુસ્સે થઈ તેને મારી નાંખવાની જાળ પાથરી. એક દિવસ તેમણે વાસણાથી હીંમતખાનને બોલાવી પોતાના ભેગા જમવાને તેડયા. શેરખાનનો વિચાર જમતી વખતેજ તેને મારી નાંખવાનો હતો, તેથી તેમણે રસોઇયાને બોલાવી કહ્યું, કે હું તારી ભૂલ કાઢી જમતી વખતે

તારા ઉપર ગુસ્સે થાઉં, તો તું મને બેપરવાઈ દેખાડી સામો જવાબ આપજે, એટલે હું તને તરવાર કાઢી મારવા ઉભો થઇશ, પણ તું ડરીશ નહિ. તેજ તરવારથી હું હીંમતખાનનું શીર ઉડાવી દઇશ. ઉપરની હકીકતથી પોતાની સાથે બીજા જમનારાઓને પણ તેમણે વાકેફ કીધા. ગોઠવણ મુજબ જમતી વખતે રસોઇયાનો દોષ કાઢી તેને મારવાને બહાને ઉભા થઇ શેરખાને હીંમતખાનનું માથું ઉડાવી દીધું.

**આણંદરામ ચારણને માણકા ગામની બક્ષીસ.**

સલીમખાનના વખતમાં તેમનો કારભારી અમરચંદ દેસાઇ બારડજીભાઇ અને ઠાકરડાઓના પક્ષમાં મળી જઇને શેરખાનને દુઃખ દેતો હતો. શેરખાને દેસાઇનું વિરૂદ્ધ વર્તન ધ્યાનમાં રાખીને સલીમખાનની હયાતીમાંજ ચાંગાના રજપૂતના હાથથી તેનું ખુન કરાવ્યું હતું. દેસાઇનું ખુન કરનાર એક રજપૂત છે, એવું જાણ્યાથી સલીમખાને આણંદરામ ચારણને તે રજપૂત પાસેથી સાચી હકીકત કઢાવવાને મોકલ્યો. શેરખાનના હુકમથી આ ખુન થયું છે, એવી હકીકત રજપૂત પાસેથી નિકળી આવ્યાથી આણંદરામે શેરખાનને બચાવી લેવા યુકિત વાપરી. તેણે સલીમખાનને કહ્યું, કે દેસાઇ જેવા મોટા માણસનું ખુન કરીને દેહાંત દંડની સજાથી ડરીને તે રજપૂત દિવાનો બની ગયો છે; અને પ્રતિક્ષણે પોતાના બચાવ અર્થે જૂદાં જૂદાં નામ આપે છે, માટે તેને તાકીદે સજા કરવામાં નહિ આવે તો કેટલાક નિર્દોષ માણસો માર્યા જશે. આ પ્રમાણે આણંદરામે શેરખાનની સેવા બજાવી તે તેમના ધ્યાન બહાર નહોતી. શેરખાને ગાદીએ આવતાંજ આણંદરામને પોતાનો મુસાહેબ બનાવ્યો. વળી આણંદરામે શેરખાનને ગાદીએ લાવવા માટે આરબોને લશ્કરમાં નોકર રાખી શેરખાનનો પક્ષ મજબૂત કર્યો હતો; આથી પ્રસન્ન થઇ માણકું ગામ વંશપરંપરા 'યાવચ્ચંદ્ર દિવાકરૌ' બક્ષીસ આપ્યું, જે ગામ હાલ તેના વંશજો ભોગવે છે.

**શેરખાનનો મંદવાડ.**

શેરખાન સત્તાવિસ વર્ષની ટુંકી વયમાં મધુ પ્રમેહના રોગથી પીડાવા લાગ્યા. તેમણે દેશી વૈદ્ય તથા હકીમોના ઘણા ઉપચાર કીધા પણ દિનપ્રતિદિન રોગ વધવાજ માંડયો, અને લોહી બગડી ગયું. તેમને સાથળમાં બદ નીકળી. આ રોગનો ઇલાજ કરવા માટે તેમણે સુરતથી ફરામજી પારસી ડાકટરને બોલાવ્યો. ડાકટરે બદ ચીરી ઇલાજ કર્યા, પણ મંદવાડ વધતોજ ગયો, અને શેરખાનને પાકું

નીકળ્યું. પાછાની સખ્ત બીમારી ભોગવી શેરખાન ઇ. સ. ૧૭૯૨ માં મરણ પામ્યા. તેમને સંતતિ નહિ હોવાથી ગાદી વારસ માટે ખટપટ ઉભી થઇ.

*દીન કવિ પાલણપુરના મુલકમાં શેરખાનના વખતમાં થયેલ હોવાથી તેણે શેરખાન અને સોનાણુનાં કાવ્ય બનાવ્યાં છે, જે અમો અહીં ટાંકીએ છીએઃ—

દીન દરવેશ.

## कुंडळीओ.

पालणपुरका शेरखान, छोड चल्या छीनमांही,
तुच्छ जीवनके कारणे, लीया भलपण नांही,
लीया भलपण नांइ, कुटुंबसें करी बुराइ,
साहेब सांख्या नांइ, साहेबी भइ पराइ,
कहे दीन दरवेश, ध्यान धर पीछले घरका,
छोड चल्या छीनमांही, शेरखान पालणपुरका. १

एज हवेली मांही होत, चमरां हंदी छांइ,
राज हवेली छोडकर, धसी डाहरा मांइ,
धसी डाहरा मांइ, सुनो तुम सोनांबाइ,
आप सुधारण काज, झेर दइ मार्यो भाइ,
कहे दीन दरवेश, अति जळ उंडो डुबो,
रंग राजेमन तोय, धरण तें राखी डुबो. २

* દીન દરવેશ પાલણપુર તાલુકાના વરણાવાડા ગામનો લુહાર હતો. પહાડખાન બલોચે તેને મુસલમાની ધર્મમાં લીધેલ હોવાથી તે પહાડખાનની નોકરી કરતો. એક રાત્રે તે પહાડખાનના ખેતરમાં ચોકી કરતો હતો, તેવામા લુટારનું એક ટોળું આવ્યું; તેની સાથે લડતાં દીનના હાથ ઉપર તરવારનો સખત ઘા વાગ્યો એવુ કહેવાય છે કે આ ઘાની સાથેજ તેને આત્મજ્ઞાન પ્રકટ થયું અને પછી તેના ઘણા ચમત્કારો લોકોના જોવામાં આવ્યા. વળી તેની વાચા પણ ઉઘડી ગઈ તેથી તે કવિતા રચવાં લાગ્યો. દીન કવિ 'દીન દરવેશ' ના નામથી પ્રસિદ્ધ છે. પહાડખાનના ઘરથી નીકળી તેણે સંસાર ત્યાગ કરી સંન્યાસીઓની સોબતમા રહેવા માંડયું. તેના ધર્મના અનુયાયીઓ અહીં તથા રજપુતાનામાં છે. તે એક વખત મેવાડના રાણા પાસે પણ ગયો હતો, જ્યાં તેનો સારો આદરસત્કાર થયો હતો.

લક્ષણ

શેરખાન યુદ્ધકળામા કુશળ, ઠરદાન અને અવસરને ઓળખી વર્તનાર પ્રતાપી રાજા હતા, પણ તેમનામા ક્ષમાનો ગુણ ઓછો હતો મુઝાહીદખાન અને મરેઠા સાથેની લડાઇમા યુદ્ધચાતુર્ય, અને બહાદુરીથી લડી તેમણે પાલણપુર અને આસપાસના મુલકમા શૂરાતનની સારી છાપ પાડી હતી બારડજીભાઇ અને ઠાકરડાઓ વગેરે દુશ્મનોનુ બળ શેરખાને રાજ્યસ્નેહ અને સમયસૂચકતા વાપરી ન તોડયુ હોત, તો તેમને ગાદી ઉપર ટકવુ મુશ્કેલ થઈ પડત તેમના રાજ્ય અમલનો દરેક બનાવ તેઓના પરાક્રમ અને દૃઢ મનોબળનુ પ્રતિબિંબ પાડે છે જે જે લોકોએ તેમને કુમાર વયમા દુ ખ દીધુ હતું, તેમજ જેઓ તેમની સાથે સભ્યતા અને લાગણીથી વર્ત્યા હતા, તે સર્વને શેરખાને ગાદીએ આવતાજ યોગ્ય બદલો આપ્યો હતો ફૂલા મહેતા અને આણદરામ ચારણને બજાવેલ સેવા બદલ રાજ્યના મુખ્ય વિશ્વસનીય મુત્સદ્દી બનાવ્યા હતા, તેમજ દુશ્મન ઠાકરડાઓ અને મુઝાહીદખાનને યોગ્ય સજા કરી હતી ઠાકરડા અને મુઝાહીદખાન સાથેના શેરખાનના વર્તનથી તેમજ મેરવાડા ગામે થયેલ સવાદ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે શેરખાન બને ત્યા સુધી સુલેહ અને ડહાપણથી પોતાનુ કાર્ય પાર પાડવા ઇચ્છતા જો કે ઠાકરડાઓ તેમને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરવાની હીલચાલમા, તેમજ બીજા દુશ્મનાવટના કામોમા મચી રહ્યા હતા, તોપણ શેરખાને મોટુ મન રાખી કુસપ નહિ કરતા સવહ શાન્તિથી તેમની સાથે વર્તવા ઇચ્છા જણાવી હતી

હીંમતખાન હેતાણી અને બાયઝીદખાન જેવા નિર્દોષ બાળકને મરાવી નખાવ્યાથી તે લોકપ્રિય રાજા થઈ શકયા નહિ આ તેમના ઘાતકી વર્તનથી કુટુબીઓ એવા ડરી ગયા હતા, કે મરણ સમયે શેરખાને વસીયત કરવા માટે તેમને બોલાવ્યા છતા તેઓ ભયના માર્યા હાજર થયા નહિ

સત્તાવીસ વર્ષની ટુકી વયમા મધુપ્રમેહ અને પાઠા જેવા અસાધ્ય રોગવડે પીડાયાથી શેરખાનમા મરણ સમયે *દયાની પ્રબળ લાગણી ઉદ્‌ભવી હતી

---

* શેરખાન મરણ શય્યાએ સુતા હતા ત્યારે એક માકણ [illegible] ઉપર ચડતો નજરે આવવાથી શેરખાને ખીજમતગારને તે માકણ દબાઈ મરી ન જાય તેવી સભાળથી લઈ લેવા કહ્યુ ગુલાબરાય જે તે વખતે શેરખાનની પથારી પાસે બેઠા હતા તેમણે પોતના ભર્તાને આવા નાના જીવ માટે આટલી બધી દયા રાખતા જોઈ કહ્યુ કે દિવાન આ માકણ માટે જેટલી દયા બતાવો છો

**ગાદીના વારસા માટે સોનાબુબુની ખટપટ.**

મરણ સમય નજીક આવતો દેખી શેરખાને સગાંવહાલાંને વારસા બાબત કાંઇ કહેવા પોતાની પાસે બોલાવ્યા; પણ ભયના માર્યા તેઓ આવ્યા નહિ, તેથી શેરખાને આરબોના જમાદાર બ'કોરને બોલાવ્યો. બ'કોર ઉપર તેમનો પૂર્ણ વિશ્વાસ હતો. દૈવયોગે બ'કોર પણ સરહદના થાણાંની તપાસ માટે ગયેલ હોવાથી તે પણ વખતસર આવી પહોંચ્યો નહિ. બ'કોર પાલણપુર આવ્યો તે વખતે શેરખાન ગુજરી ગયા હતા, તેથી તેને અત્યંત દિલગીરી થઈ. રાજ્યગાદી સુની હતી, અને હવે કોને ગાદીએ બેસાડવો તેની બ'કોર તનમનથી કોશીશ કરી રહ્યો હતો. શેરખાનની સગી બેન સોનાબુબુનો વિચાર પોતાના દિકરા *મુબારીઝખાનને ગાદીએ લાવવાનો

---

તેટલી દયા નિરપરાધી બાયઝીદખાન માટે બતાવી હોત, તો આપણા ઉપર આટલો ઇશ્વરી કોપ થાત નહિ. ગુલાબ રાણીના વચનોથી શેરખાનને પોતાનાં કરેલ ઘાતકી કર્મો યાદ આવ્યાં, જેથી અંતઃકાળે તેને માટે તેમને પૂર્ણ પશ્ચાત્તાપ થયો.

* બાબી મુબારીઝખાન ખેડા જીલ્લાના જાગીરદાર નવાબ હામીદખાન ઉર્ફે ખાનજહાનના વંશજ દિલાવરખાન બાબીના દિકરા હતા. દિલાવરખાન વીસનગરના નવાબ જોરાવરખાન બાબીની સ્ત્રી મોલબખ્તના નજીકના સગા થતા હતા. દિલાવરખાનને બાબી જોરાવરખાને બાળવયમાં પોતાની પાસે રાખી ઉછેર્યા હતા. દામાજી ગાયકવાડ સાથેની લડાઇમાં નવાબ જોરાવરખાન મરાયાથી વીસનગર બાબીઓના કબજામાંથી છુટી ગયું. આ વખતે સોનાબુબુ મુબારીઝખાનને લઇ કેટલાંક સગાંવહાલાં સાથે પાલણપુરમાં પોતાના ભાઇના આશ્રય તળે આવી રયાં. સોનાબુબુ હોશિયાર અને મળતા સ્વભાવનાં હોવાથી રાજ્યના લોકો તેમને ચાહતા હતા. તેમના ઉપર શેરખાનની પ્રીતિ હોવાથી તે રાજ્યકારભારમાં પણ ભાગ લેતાં. શેરખાનના મરણ પછી તેમની સત્તા વિશેષ જામી હતી. શેરખાન અપુત્ર મરણ પામ્યાથી સોનાબુબુએ ખટપટ કરી પોતાના દિકરા મુબારીઝખાનને ગાદીએ બેસાડયા હતા. પણ રાજ્યના વફાદાર લોકોએ લશ્કર એકઠું કરી સોનાબુબુ તથા મુબારીઝખાનને પાલણપુરમાંથી હાંકી કાઢી શમશેરખાન હેતાણીને ગાદીએ બેસાડયા હતા. પાલણપુર છોડતી વખતે રાજ્યના ખજાનામાંથી સોનાબુબુએ સારો હાથ માર્યો હતો. અહીંથી તેઓ રાધનપુર ચાલ્યાં ગયાં. કેટલોક વખત ગયા પછી મુબારીઝખાન પોતાના દિકરા શેરજુમાખાનનાં લગ્ન કરવા સારૂ પાલણપુર આવ્યા, તે વખતે શમશેરખાન રાજ્ય કર્તા હતા તેમણે મુબારીઝખાનને નજર કેદ કર્યા. સોનાબુબુએ રાજ્યનો ખજાનો લૂંટેલો તે બદલ ત્રીસ હજાર રૂપીઆ લઇ તેમને છુટા કર્યા. મુબારીઝખાન કેદમાંથી મુક્ત થઈ સિદ્ધપુર ચાલ્યા ગયા, અને ત્યાંજ રહેવા લાગ્યા તેમને એક દિકરી નામે સોનાબુબુ હતી. તેમનો વિવાહ ઈ. સ ૧૮૨૮ માં પાલણપુરના રાજ્ય કર્તા દિવાન ફતેહખાન બીજા સાથે થવાથી મુબારીઝખાનના નિભાવ પેટે નાનોસણું ગામ પાલણપુર રાજ્યે જાગીરમાં આપ્યું, જે હાલ તેમના વંશજ દોસ્ત મહમંદ ઉર્ફે ડોસુમીયાં ભોગવે છે. તેમનો કન્યા લેવડ દેવડનો સંબંધ પાલણપુર અને રાધનપુર રાજ્યવંશીઓ સાથે છે.

રાધનપુરના નવાબ શેરખાન બાબી અપુત્ર મરણ પામ્યાથી મુબારીઝખાનના દિકરા શેર જુમાખાને પાલણપુરના પોલીટીકલ સુપરિન્ટેન્ડન્ટ કર્નલ માઇલ્સ દ્વારા રાધનપુરની ગાદીનો હક કર્યો હતો, પણ તે નિષ્ફળ થયા હતા; અને નવાબ જોરાવરખાનને ગાદી મળી હતી.

હોવાથી તેણીએ શેરખાનના કેટલાક મુસાહેબોને લાલચ આપી પોતાના પક્ષમાં લીધા હતા. શેરખાનની હયાતીમાં સોનાબુબુનું રહેઠાણ અહીં વિશેષ હોવાથી તે શેરખાનના મરણ પછી રાજ્યમાં કર્તા હર્તા થઇ પડયાં હતાં. તેણે કેટલાક સ્વાર્થી અને લોભી માણસોને ફોડી તેમને મોઢે એમ કહેવરાવવાની ખટપટ રચી, કે શેરખાને પોતાના ભાણેજ મુબારીઝખાનને ગાદીએ બેસાડવાને મરણ વખતે કહ્યું છે. સોનાબુબુની આ ગોઠવણ પ્રમાણે ફૂટેલ માણસોમાંના એક દીના ચેલા નામના મુસાહેબે બંકોર અને ઉલીયાન જમાદાર આગળ કુરાન ઉપાડી કહ્યું, કે શેરખાને મુબારીઝખાનને ગાદી વારસ નક્કી ઠરાવવા માટે તમને બોલાવ્યા હતા, પણ તમે વખતસર આવી નહિ પહોંચ્યાથી મુબારીઝ-ખાનને ગાદીએ બેસાડવા અમારી સમક્ષ કહ્યું છે કુરાનના સોગન ખાવાથી આ વાત બંકોરને સત્ય જણાઇ, અને તેમણે સર્વે મળી મુબારીઝખાનને ગાદીએ બેસાડયા. આ પ્રમાણે સોનાબુબુની ઇચ્છા પરિપૂર્ણ થઈ, અને મુબારીઝખાન ઈ. સ. ૧૭૯૨ માં પાલણપુરની ગાદીએ બેઠા. તેઓ ૧૩-૧૪ વર્ષની નાની વયના હોવાથી સોનાબુબુ રાજ્યકારભાર ચલાવવા લાગ્યાં.

**હેતાણી કુટુંબની ગાદી બાબી વંશમાં નહિ જવા દેવા માટે ઉભો થયેલ પક્ષ.**

રાજ્યના કેટલાક નિમકહલાલ, અનુભવી મુત્સદ્દીઓ, અને નોકરો તેમજ પાલણપુરની રૈયત હેતાણી કુટુંબની ગાદી બાબી વંશમાં જવા દેવાને રાજી નહોતી. તેમણે આ ગાદી હેતાણી વંશના કોઇ પણ વારસને અપાવવા દૃઢ નિશ્ચય કરી સોનાબુબુ વિરૂદ્ધ એક મજબૂત પક્ષ ઉભો કીધો. સોનાબુબુએ પોતાનો નીચ સ્વાર્થ સાધવાને માટે શેરખાનને ઝેર દઈ મારી નાંખેલ છે, એવી ચાલતી વાતથી ઉશ્કેરાઇને ઘણા લોકો આ પક્ષમાં ભળાયા. બીજી તરફ સોનાબુબુએ મુબારીઝખાન અને તેના વંશજોને પાલણ-પુરની ગાદી ઉપર નક્કી કરવાને યુક્તિઓ રચવા માંડી. રાજ્યના મુત્સદ્દી અને રૈયતને પોતાના પક્ષમાં લીધા વિના આ કામ પાર પડશે નહિ એમ વિચારી તેમણે દાણના કરમાં ઘટાડો કર્યો. ખેડુતો ઉપરની બાકી રહેલ ઉઘરાત માફ કરી નોકરોના પગારમા વધારો કર્યો, અને ઇનામો તથા બક્ષિસો આપી કેટલાક નિમકહરામ આગળ પડતા લોકોને પોતાના પક્ષમાં લીધા; તેમજ રાધનપુરના નવાબ ગાજીઉદ્દીનખાન બાબીને મદદ માટે પાલણપુર બોલાવી તેમને અહીં શાન્તિ ફેલાતાં સુધી રાખવાનો ઠરાવ કર્યો.

આરબ લશ્કર પોતાના પક્ષમાં હોવાથી મુબારીઝખાનનું ગાદી ઉપર ટકવું વધારે સંભવિત ધારી સોનાબુબુએ રાજ્યની કુલ સત્તા હાથમાં લેવા માંડી.

કૂલા મહેતાનું ખુન.

તેમણે કારભારી કૂલા મહેતાને તિજોરીની કુંચીઓ સોંપી દેવાને હુકમ કર્યો. કૂલા મહેતાએ અરજ કરી, કે પાલણપુરની ગાદી લોહાણી કુટુંબની છે એટલે જ્યારે કોઇ લોહાણી વારસ ગાદી ઉપર આવશે ત્યારે હું કુંચીઓ સોંપી દઇશ. મુબારીઝખાન બાબી કુટુંબના હોવાથી તોષાખાનાની કુંચીઓ લેવાને હકદાર નથી. સોનાબુબુએ કૂલા મહેતાનો કઠોર જવાબ સાંભળી ગુસ્સે થઇ તેમને મારી નાંખી કુંચીઓ પડાવી લેવા આરબોને હુકમ આપ્યો. કૂલા મહેતા દરબારમાંથી પોતાને ઘેર જતા હતા, ત્યારે માર્ગમાં તેમના ઘર નજીક આરબોએ તેમને તરવારથી મારી નાખી કુંચીઓ પડાવી લીધી.

પાલણપુરના નાગોરીઓ તથા બીજા વફાદાર દેશી લોકો જેમણે સોનાબુબુ વિરૂદ્ધ મજબૂત પક્ષ ઉભો કીધો હતો, તેમનો ઇરાદો ગોળાના જાગીરદાર લોહાણી

નાગોરીઓની વફાદારી.

મુઝાહીતખાનના દિકરા ઉસ્માનખાનને ગાદીએ લાવવાનો હતો, તેથી તેઓ ઘાસની ગાડીમાં સંતાડીને ઉસ્માનખાનને પાલણપુરમાં લાવ્યા, અને નાગોરણી ખુબધાંન બાઇના મકાનમાં રાખ્યા. તેમનો વિચાર મુઝાહીતખાનને મારી નાખી સોનાબુબુને શહેરમાંથી હાંકી કાઢી ઉસ્માનખાનને તેજ મકાનમાં ગાદીએ બેસાડી દેવાનો હતો; પણ ઉસ્માનખાનના હતભાગ્યે બે આગેવાન નાગોરીઓમાં ખટપટ થવાથી આ ગોઠવણ સોનાબુબુની જાણમાં આવી ગઇ. સોનાબુબુએ ( ખુબધાંન ) નાગોરણીબાઇના મહેલને સળગાવી મુકવાનો હુકમ આરબોને આપ્યો. ઉસ્માનખાન અને તેમના પક્ષના માણસો આથી ગભરાયા, અને કેટલાક બારીએથી કુદી નાસવા માંડ્યા, અને કેટલાએક મહેલના છૂપા રસ્તાથી શહેર છોડી ચાલ્યા ગયા. નાસનારાઓમાં સૈયદ ખુદમીર હતુમીયાં બંદુકની જામગરીનો તણખો દારૂની તુંબડીમાં પડવાથી દારૂ સળગી ઉઠયાથી તેમજ આરબોની બંદુકની ગોળી લાગવાથી આમલી ચકલા નજીક માર્યો ગયો. હાલ તેમનો ચીલ્લો ( ચોતરો ) ત્યાં છે.

પાલણપુર સંસ્થાનમાં રહેવું જોખમકારક સમજી ઉસ્માનખાન ઈડર પરગણામાં ચાલ્યા ગયા, અને ચાંપલપુર નામના ગામમાં રહ્યા. ત્યાં તેઓ શેરખાનના

ઉસ્માનખાનનું રખડવું.

રાજ્યદ્રોહી ઠાકરડાઓ જેઓ પાલણપુર આવ્યા નહોતા તેમની માથે મળી ગયા, અને પાલણપુર સંસ્થાનમાં લૂંટફાટ કરી ગુજરાન ચલાવવા લાગ્યા.

નવાબ ગાઝીઉદ્દીનખાનને બોલાવવાની ગોઠવણમાં નિષ્ફળ થયુ.

જો કે નાગોરીઓએ રચેલ યુક્તિ નિષ્ફળ થઇ હતી, અને હેતાણી વારસ ઉસ્માનખાન પાલણપુર છોડી ચાલ્યા ગયા હતા તોપણ સોનાણુને વિરુદ્ધ પક્ષનો પુરો ભય હોવાથી તેમણે મુબારીઝખાનના રક્ષણાર્થે તથા મુલકની વ્યવસ્થા સારૂ નવાબ ગાઝીઉદ્દીન બાબીને બોલાવવાને કેટલાક વિશ્વાસુ માણસો મોકલ્યા. આના બદલામા નવાબે મોટી રકમ માગ્યાથી સોનાણુએ તે ગોઠવણ પડતી મુકી, અને †નવરોજબેગદ્વારા શિવરામ ગાર્દીને બોલાવવા વિચાર રાખ્યો, અને બેગને લશ્કરનો સેનાપતિ નીમવાનું વચન આપ્યું. નવરોજબેગની હીલચાલની ખબર પડ્યાથી સામા પક્ષવાળાઓએ વિચાર કર્યો, કે જો શિવરામ ગાર્દીના આવ્યાથી મુબારીઝખાન પ્રબળ થઇ ગાદી ઉપર જામી જશે, તો હેતાણી વંશની પુનઃ સ્થાપના મુશ્કેલ થઇ પડશે, તેથી તેમણે પઠાણો અને આરબો વચ્ચે કુસંપ કરાવવા માટે સોનાણુ અને બેગની ગોઠવણ આરબોને જણાવી દીધી. પઠાણોની ટુકડીને પ્રબળ કરી સોનાણુ અમારૂં બળ તોડવા ચાહે છે, એવો આરબોને શક પડ્યાથી તેઓ પઠાણોપર વૈરભાવ રાખવા લાગ્યા. દૈવયોગે એક આરબ દારૂના નીશામા પઠાણના હાથે માર્યો જવાથી આરબોનો શક સબળ થયો મુબારીઝખાનના સામાપક્ષવાળાઓએ આ તકનો લાભ લઇ અગ્નિમા ઘી રેડ્યુ. તેમણે એવી વાત ફેલાવી કે આરબનું ખુન નવરોજબેગના ઇસારાથી થયું છે. આરબોએ ગુસ્સે થઇને પઠાણો ઉપર હુમલો કીધો.

નવરોજબેગનું માર્યા જવું.

આવા વખતે પઠાણોનો પડાવ આદીકશા ફકીરના તકીયા (હાલ જેને બરકતશાહનો તકીયો કહે છે તેની) પાસે 'ફતેહ લશ્કર' નામની તોપના બુરજ પાસે હતો, અને નવરોજબેગ દિવાન શેરખાનના પીર સૈયદ રોહુલ્લા ઉર્ફે નનામીયાના મકાન પાસે કાસમખાન વિહારીના ડેરા નજીક રહેતો હતો.

† નવરોજબેગ જાતે મોગલ અને ફૈજાબાદનો રહેનાર હતો તે શિવરામ ગાર્દીની સાથે ગુજરાતમા આવેલ હોવાથી તેને શિવરામ સાથે સારો સબધ હતો દિવાન શેરખાને લશ્કરમા પઠાણોની ભરતી કરી, ત્યારે નવરોજબેગને બહાદુર, અનુભવી લડવૈયો જાણી પઠાણ ટુકડીનો ઉપરી બનાવ્યો હતો

પઠાણો ઉપર આરબોનો હુમલો થયાનું સાંભળી બેગ જે તે વખતે પોતાના ઘરમાં બેશી કુરાન વાંચતો હતો, તે બંધ કરી પઠાણો પાસે જવા તૈયાર થયો. સૈયદ નનામીયાંએ બેગને કહ્યું કે તું પઠાણો પાસે જવાને બદલે તેમને તારી પાસે બોલાવી લઇશ, તો આરબો ધોમા પડશે, અને અમારા ડાહ્યરાનો ખ્યાલ કરી તોફાન કરતા અટકશે; પણ બેગ સૈયદની સલાહ માન્યાવિના પઠાણોની કુમકે ગયો. તેમને ઘેરાયલા જોઇ બેગે ' ફતેહ લશ્કર તોપ ' કચુરાની થેલીથી ભરી આરબો ઉપર ફોડવા ઇરાદો કર્યો, પણ પઠાણોના ગોલંદાજનાં ઘરો તોપની નજદીકમાં હોવાથી તે બધાં ઉડી જવાના ભયથી મુખ્ય ગોલંદાજ તુરાબખાને તોપ ન છુટે માટે રંજકના પ્યાલામાં પાણી નાંખી દીધું. આ તરફ આરબોની બંદુકોનો મારો પઠાણ ઉપર સખત ચાલવાથી નવરોજબેગ ઘાયલ થઇ માર્યો ગયો, અને કેટલાક પઠાણો નાસી ગયા. નવરોજબેગના સબને માનસરોવરના રસ્તા ઉપર એક વડના ઝાડ નીચે દફન કરવામાં આવ્યું. હાલ તે જગા ' નવરંગ અલીપીર 'ના નામથી પ્રસિદ્ધ છે.

**નવાબ ગાજીઉદ્દીનનું આવી રાધનપુર પાછા જવું.**

નવરોજબેગના મરણથી શિવરામ ગાદીને બોલાવવાની રચના ભાગી પડવાથી સોનાબુબુએ આખરે ભારે રકમ આપવાની કબુલત આપી નવાબ ગાજીઉદ્દીનખાનને પાલણપુર બોલાવ્યા. ગાજીઉદ્દીનખાને છ સાત મહીના અહીં મુકામ રાખ્યો; તે દરમીયાન તેમણે જોયું, કે મુબારીઝખાન નાની વયના છે, દેશ અંધાધુંધીમાં આવી પડેલ છે, રાજ્યનો જુનો વફાદાર પક્ષ હેતાણી વારસને ગાદીએ લાવવા પ્રયત્ન કરી રહ્યો છે, અને આરબ લશ્કર જેના ઉપર સોનાબુબુનો પૂર્ણ વિશ્વાસ છે, તેને સ્વાર્થ સિવાય બીજી બાબતનું ભાન નથી, તેમજ રાજ્ય સંભાળનાર સોનાબુબુ પડદામાં રહે છે, એટલે આવા સંયોગોમાં પાલણપુરની ગાદી લઇ લેવા હું પ્રયત્ન કરીશ તો મારે માટે તે મુશ્કેલ નથી. નવાબ ગાજીઉદ્દીનખાનનો આ પ્રપંચી ઇરાદો જાણી જવાથી સોનાબુબુએ વગર ઢીલે કબુલેલી રકમ આપી ગાજીઉદ્દીનખાનને પાલણપુર છોડી ચાલ્યા જવા કહેવરાવ્યું. નવાબે સોનાબુબુને સમજાવી કહ્યું, કે દરેક સંયોગ તમારા માટે પ્રતિકૂળ છે, પાલણપુરની રૈયત હેતાણી વંશમાંથી કોઇને ગાદી ઉપર સ્થાપવાની કોશીશમાં મચી રહી છે, મારા જવાથી તમારી કાચી જમાવટ તુટી જશે, અને તમારે પાલણપુર છોડી નાસવાનો પ્રસંગ આવશે; માટે મુબારીઝખાન યોગ્ય વયના થાય ત્યાં સુધી મારૂં અત્રે રહેવું તમોને લાભપ્રદ છે; પરન્તુ સોનાબુબુએ માન્યું નહિ, તેથી નવાબ ચાલ્યા ગયા.

**સમશેરખાનનું ગાદીએ આવવું.**

આરબો અને પડાણો વચ્ચે ફરી દુશ્મનાવટ થવાથી, દેશ પારકાના હાથમાં પાયમાલ થતો હોવાથી તેમજ સોનાણુણુ રાજ્ય વ્યવસ્થા માટે અસમર્થ હોવાથી હવે પાલણપુરના સર્વ લોકો હેતાણીને ગાદીએ લાવવા આતુર થયા. એમણે સોનાણુણુના વિરૂદ્ધ પક્ષમાં ભળી જઈને ઉસ્માનખાનના §ફકરા સમશેરખાન હેતાણીને ગાદીએ બેસાડવા ગુપ્ત ગોઠવણ કરી; આ વાત ફૂટી બહાર ન પડે તેટલા સારૂં તેમની વચ્ચે પીરજાદાઓની જામીનગીરીનું ફેલખત થયું. તેમણે ભારે લશ્કર એકઠું કરી સોનાણુણુ તથા મુબારીઝખાનને હાંકી કાઢયા, અને સમશેરખાન જે, તે સમયે ડીસે રહેતા હતા, તેમને ત્યાંથી બોલાવી ઈ. સ. ૧૭૯૪ માં પાલણપુરની ગાદીએ બેસાડ્યા.

गीत.

डमर मेळ भालां अणी खाग वांमे डहे
चुंथता घणा नर करे चोरी,
वसंतरी कोयल जेम वडां अनडां वचे
गरवरां डुंगरां फरे गोरी. १

सेर वळ घनो सलेमवाळा सपोह,
लाख दळ मेळ अर लुंट लीघा,
मांण तंग कवीलां सहत अनडां मही,
दुठ दीवांण तैं घाव दीधा. २

पोहप सुंधा अंतर सदा लग पेरती,
जळे वप पंगरण वना जेठे,
पास लीधे पीउ घास तळ पाथरे,
वेरीयां त्रीया वनवास वेठे. ३

§ તે સમયમાં પીરજાદાઓ ધર્મપ્રવર્તક હોવાથી તેમની જામીનગીરીવાળા લખત કાયદેસર ગણાતા, તેથી તેમને તોડવાને કોઈ હીંમત ધરતુ નહિ

खेंग ताता करे अलंगरो खेडयो,
अभंग अण तेडयो शेर आवे,
वीच अनडां वठी खळां पक वेणीयां,
नेंद मृघनेणीयां घडी नावे. ४

---

गीत. ( ठाकरडाओने मार्या तेनुं. )

पकोपादरां वारांरो साथ अकारो आवयो पुठे,
वेहारी न खेडे खेंग वाळे वसा वीस;
एकां तोड चोड उर उडाडे अरस एकां,
पछाडे वेरीयां घणा ध्रपाडे पांडीस. १

सालळे वंदुकां सोर हुकळे आमहो सांमा,
ढळे रण तळे केक ढाहया धडाळ;
मळे पंख जाती कहे माती गोठ कीधी मारु,
छाती छाती दीठ ध्रवे एकुको छडाळ. २

शेरांणी वेसते रोझे साजीया ते कहे शको,
हुओ पीरोजांणीसो सवाइ पुत्र होय;
पेहला वाढीआ तके पालळीया हुंता पाछा,
काढया हेवके मुळ पालळे न कोय. ३

---

શેરખાનજીના રૂઆબ વિષે કવિ કહે છે.

दुहा.

शेरा लीयो सवाद, दुवणांरी धर दाववा,
थरके कोट थराद, साचोरा डरपे शको. १

दळ शेरा दिवांण, के उपर कणीयागरा,
भाभर पडे भंगाण, चक चारे हलके चडे. २

---

શેરખાનજીની મરેઠા સાથેની લ્પાઝપી વિષે.

गीत.

सरसती ओळंगी न शके सुवो,
जवदलहरे कीया दळ जेर,
आवु धरा मर धरा आडो,
शेर पठाण आग्राजे शेर. १

घांणधार पोह घणे धजवड,
धुंजे तण गज रात धर,
अळा नचंत शेरखां उभे,
गढ नव अने अढार गर. २

एक दीवांण वहु धर आडो,
डोढो दखणीयां खेले दाव;
साजे दीह भोगवो संपत,
राजा वजोने वेरसलराव. ३

जोध वीहार जगत सोय जांणे,
पोरस धणो सलेम पुत्र,
वेगडा धमळ संसार वदीता,
छते न चेंता दने छत्र. ४

लोहांणी तोथीं लडवारी,
खळ वळ कदे न धारे खांत,
दहुंए कांकणरी धर दखणी,
भडजे खुंदावे कण भांत. ५

मेहले मोज करो सख मेहेपत,
फोज फतुर न आवे फेर,
राजा राव दने पोह राजी,
साजी पाघ अगंजी शेर. ६

---

શેરખાનજીએ ઠાકરડાઓને માર્યા તે વિષે મેણા રૂપ કહ્યું છે.

गीत.

दळां उपरे वकारणोथो धारणो न हुंतो दगो,
वणे कांम चीतारणो होसी वेर वेर,
हेक दीह चोडे खेत वोलावे मारणो हुंतो,
शेराने न मारणो तो असी भांत शेर. १

एवडो धारयो चुक वजेदारां माथे आप,
आहडोत गनीमांशुं सार धारां आय,
तमासो देखवा काज वाहडोत आप तठे,
चावडो ले जात हीए हजारां चडाय. २

राज तणा दादा जेम राखयान मारुराव,
कसे खुन माडा असो धारयो करोध,
गाहडका गाडाने होकारणो तो दळां गाढां,
जाडाने नसालणो तो हथां महा जोध. ३

वकराळां कठठे हेथाट फतेसींगवाळा,
वग्र चाळां फोजांका ढाळोळा हुसी वाद,
एण वेळा संग्रामरी धारसो सलेमवाळा,
अगरेसवाळानें करेसो घणो याद. ४

देशो टल्ला हे हमल्ला चोग्रदां मेवासां दोळा,
पडे अला अला खेंग ओरशो पठाण,
फलकला मछला ज्युं झडपे देयंतो फळे,
डोसारो पोतरो याद आवशे दीवांण. ५

---

## दुहो.

देखे की दीवांण, धुंवाडा धाण धाररा,
पैसा भर पाठांण, के सज तुं भारथ शेरखां. १

---

## गीत.

दळ दम गळ मकर मकर अत डाकर,
धर मत फोज तणा घमसाण,
दीन दयाळ कृपा कर देशी,
पालणपुर हुने पाठांण. १

नेजा फरर वजे धीह नगारां,
घेमर पखर नगारे घेर,
रस नोता नर कसर राखता,
सर पाधर कीधा तें शेर. २

वारी सेहेजां राव वीहारी,
अंसधारी भारी आचार,
दुर दफे होय शी दोसारी,
धर सारी थारी धांणधार. ३

असमा मुजाहरा अनाथी,
वळ कळनाथी वार वजाय,
तोथी भसण डरे मन ताती,
डुले हाथी चमर ढलाय. ४

---



દિવાન શમશેરખાન



## દિવાન સમશેરખાન.

### ઇ. સ. ૧૭૯૫-૧૭૯૬.



**સમશેરખાનની ઓળખાણ.**

દિવાન ફીરોઝખાન બીજાના દિકરા ઉસ્માનખાન દિવાન બહાદુરખાનના મોટા ભાઇ થતા હતા. તે ગોળાના જાગીરદાર હતા. ઉસ્માનખાનના દિકરાનું નામ મુઝાહિદખાન અને પૌત્રનું નામ ઉસ્માનખાન હતું. દિવાન **સમશેરખાન** આ ઉસ્માનખાનના પુત્ર હતા. આ પ્રમાણે **સમશેરખાન** દિવાન શેરખાનના પિત્રાઇ ભત્રીજા થતા હતા. **સમશેરખાનનું** લગ્ન સલેમખાનની દિકરી અને શેરખાનની ઓરમાન બેન હતીબાઇ સાથે થયું હતું, અને તેથી **સમશેરખાન** શેરખાનના બનેવી પણ થતા હતા. આ સગપણના લીધે **સમશેરખાન** શેરખાન પછી ગાદીના ખરા હકદાર હતા. વળી યુદ્ધકળા સારી જાણતા હોવાથી તેમજ દિલના ઉદાર હોવાથી તેમણે અહિં લોકોમાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી. આ સર્વ કારણોના લીધે શેરખાન પછી **સમશેરખાન** ગાદીએ આવે તો સારૂં એમ અહિંના લોકો અંતઃકરણથી ઈચ્છતા હતા.

**સમશેરખાન** કુલબા, અછુબા, હતીબા તથા માનબા ચાર સ્ત્રીઓ પરણ્યા હતા.

**ડીસાનો કબજો કરવો.**

ઉસ્માનખાનના સંકટના દિવસોમાં **સમશેરખાન** નાનપણમાં વરવાડીઆ ગામમાં પોતાની મા પાસે ઉછર્યા હતા. પછી ત્યાંથી તે પોતાના પિતા પાસે ઈડર પરગણાના ચાંપલપુર ગામે ગયા હતા. ત્યાં તેઓ કિસ્મતના ફેરફારની રાહ જોતા દિવસ નિર્ગમન કરતા હતા. હાલત તંગ હોવાથી તેમજ જાતે બહાદુર હોવાથી સમશેરખાનમાં રાજ્યપ્રાપ્તિની ઉત્કંઠાએ નવીન નવીન ઉર્મિઓ પેદા કરી હતી. સંયોગો જોતાં તેમને ખાત્રી થઇ કે સ્વાત્મબળ સિવાય મારી ઈચ્છા પાર પડશે નહિ તેથી તેમણે મોટી હીલચાલ કરવા માંડી. આ તરફ વિહારી

અને જાલોરીઓને માલુમ પડયું કે સમશેરખાનનું રહેઠાણ પાલણપુર નજીક રાખવાથી બાબીઓને દૂર કરવાની હીલચાલ વહેલી ફતેહમંદ થશે. તેમણે ડીસાના રહેનાર ઘસુરા ધનજી અને શાહુજી તેમજ ત્યાંના અન્ય અગ્રેસરોને પોતાના પક્ષમાં લીધા. અને સોનાબુબુ જ્યારે નવાબ ગાઝીઉદ્દીખાનને પાલણપુરમાંથી રજા આપવાની ખટપટમાં ગુંથાયાં ત્યારે સમશેરખાન માટે ડીસાનો કબજો લીધો.

**સમશેરખાનને પાલણપુરની ગાદી અપાવવા સંદેશા અને સરતો.**

સમશેરખાનનું ડીસાને પચાવી પડવું સોનાબુબુને નાપસંદ પડયું; પણ પ્રસંગને પ્રતિકૂળ ધારી તેમણે સમશેરખાનને ત્યાંથી ખસેડવા કોશીશ કીધી નહિ અને તે બાબત મુબારિઝખાન ઉમર લાયક થાય ત્યાં સુધી મુલત્વી રાખવાને દુરસ્ત ધાર્યું. ઈશ્વરને હવે રાજ્યના ખરા હકદાર હેતાણીઓના સંકટના દિવસોને પુરા કરી સમશેરખાન હેતાણીને રાજ્યગાદી સોંપવી હતી, તેથી તેમના પક્ષની હીલચાલ તન, મન અને ધનથી જારી થઇ. આ પક્ષમાં અગ્રેસરો જમાદાર રાજેમન તથા તેના સગા ફરીદ, ડેસર, મુરાદઅલ્લી વગેરે હતા. તેમણે પાલણપુરના અન્ય દેશીઓ સાથ મળી જઇને સમશેરખાન સાથે વાતચીત કરવાને સૈયદ રહેમતમીયાંને ઘસુરા ધનજી અને શાહુજી પાસે ડીસે મોકલ્યા. સૈયદ રહેમતમીયાંની પસંદગી એટલા માટેજ કરવામાં આવી હતી, કે તે સૈયદ ડીસાના ઘસુરાના પીર હોવાથી કામ તેમની મારફતે ફતેહમંદ થવાનો સંપૂર્ણ સંભવ હતો. સમશેરખાનને સંદેશો મોકલી અમુક સરતો સાથે જમાદારોએ તેમને ગાદી માટે નક્કી કર્યા. એક સરત એવી રાખવામાં આવી હતી કે જમાદારોની સલાહ વગર સમશેરખાને રાજ્યની અને ખાનગી મીલકતમાં કંઇ ફેરફાર કરવો નહિ.

**સરતોની મંજુરી.**

સમશેરખાન જમાદારોના દબાણમાં ન આવી જાય, એ હેતુથી વાતને લંબાણમાં નાખી સરતોમાં ફેરફાર કરાવવાને સમશેરખાનના કારભારી ડુંગર મહેતાએ યોગ્ય ધાર્યું; પણ સમશેરખાન આ વખતે પક્કા ગરજાળુ હતા. વળી સ્વભાવે ઉતાવળીયા હોવાથી તેમણે આનાકાની વગર જમાદારોની સરતો મંજુર કરી દીધી, એટલુંજ નહિ પણ જમાદારોને રૂપીયા પચાસ હજાર નગદ તથા ધાંણધારનાં કેટલાંક સારી પેદાસવાળાં ગામોના પટ્ટા આપવા કબુલ કીધું.

**સમશેરખાનનું પાલણપુર આવવું.**

કોલકરાર નક્કી થયા ત્યારે કરારનામા ઉપર અહિંના પાંચ ડાહ્યોવાથી પીરજાદાઓની, રાજપુરના મહંતની હતા. ડીસાના બીજા ભરૂંસાપાત્ર લોકોને સાક્ષીઓ કરાવવામાં આવી. ત્યાર પછી કયા દિવસે સમશેરખાને પાલણપુર આવવું તે નક્કી કરવામાં આવ્યું. આ પ્રમાણે દરેક બાબત નક્કી થયાથી સમશેરખાન પોતાના વિશ્વાસનીય વિહારીઓ, બારગીરો અને ડીસાવાળાના ભુમીઆ જમીનદારો વગેરે હથિઆરબંધ માણસોને લઇ ઇ. સ. ૧૭૯૪ માં મધ્ય રાત્રિએ ડીસેથી પાલણપુર આવ્યા.

**શહેરમાં પ્રવેશ.**

પાલણપુરમાં શહેરના દરવાજા ઉપર આરબોનો પહેરો હતો. શહેર બહાર જમાદાર ફરીદ, ઉસર અને મુરાદઅલ્લી પહેરો ભરતા હતા. મુકરર કરેલ વખતે અમુક નિશાની મુજબ સમશેરખાન તરફથી બંદુકનો અવાજ કરવામાં આવ્યો, ત્યારે જમાદાર રાજેમન શહેરમાં પેહેરો ભરતો હતો; તે પ્રથમ કરી રાખેલ ગોઠવણ મુજબ દેશી બારગીરો તથા સંધીઓના ટોળાને સાથે લઇને સમશેરખાનને મળવા શહેર બહાર આવ્યો. ગઠાંમણના દરવાજાની ચોકીના આરબોને ઠાર કરી રાજેમન સમશેરખાનને ગઠાંમણના દરવાજાથી શહેરમાં લાવ્યો.

**શહેરમાં લડાઇ.**

સમશેરખાન શહેરમાં આવી ગયા છે, અને ઘડીઆળવાળા દરવાજાથી રાજગઢીમાં પ્રવેશ કરે છે, તેવી ખબર મળ્યાથી સોનાબુબુએ પોતાના પક્ષવાળા આરબોની એક ટુકડીને સમશેરખાન સામે થવા તે દરવાજા આગળ મોકલી, તેમજ રાજ્યગઢીના બીજા દરવાજા તથા મેડીઓમાં લડવા માટે લશ્કર ગોઠવ્યું. સમશેરખાનનું લશ્કર આરબો સાથે લડાઇમાં ગુંથાયું ત્યારે જમાદાર રાજેમને શહેરના કિલ્લા અને તોપખાનાનો કબજો કરીને એક તોપ સોનાબુબુના મહેલ ઉપર મારો કરવા ગોઠવી, અને બાઇને કહેવરાવ્યું, કે જો સામે થવાની કંઇ પણ હોલચાલ તમો કરશો, તો ક્ષણભરમાં હું મહેલનો નાશ કરાવી દઇશ. મેતા જેઠા દીપાએ પણ હોંશીયારી વાપરી શહેરના બારગીરો તથા અન્ય લડવૈયાઓને સમશેરખાનની પક્ષમાં લડવા તૈયાર કર્યા. આ પ્રમાણે ઘણા યોદ્ધાઓ સમશેરખાનને મળી જવાથી તેમનું લશ્કર વધુ મજબૂત થયું. આ લશ્કરે હુમલો કરી આરબ લશ્કરને હરાવ્યું.

અને જ ... ...ાણુખુની હીંમત તૂટી ગઈ. તેથી ગભરાઇને
રાખ્... ...મણે સુલેહનો સંદેશો મોકલી જમાદારોને
... ...રાવ્યું, કે જો તમે મને સહીસલામત
...ગોએ પીરજાદાઓના ડાયરામાં જવા
...ાર છું. જમાદારોએ સોનાખુખુની સરત કબુલ
...મા પ્રવેશ કરીને સમશેરખાનને ગાદીએ બેસાડ્યા. સોના-
...જાદાઓની જામીનગીરીથી નિર્ભય થઇને મહેલ છોડતી વખતે
...વનો બહાદુરખાનજીએ એકઠો કરેલ ખજાનો લેવાય તેટલો લીધો, અને
રથની આસપાસ આરબોની ચોકી રાખીને ખજાનો રથમાં ભર્યો. ઘાંચાઓના
ઘરો પાસે આવતાં રથમાં અતિશય ભાર થવાથી રથ તૂટ્યો અને ખજાનો
ત્યાંજ લૂટાયો.

**આરબોને રજા અને સોનાખુખુનું રાધનપુર જવું.**

ગાદીએ આવતાં સમશેરખાને વિરૂદ્ધ પક્ષના આરબ લશ્કરને રજા આપી, અને તેમનો ચડેલ પગાર ચુકવી આપ્યો; આથી આરબો ચાલ્યા ગયા, અને સોનાખુખુને પણ જમાદાર ડેસર સાથે રાધનપુર મોકલાવી દીધાં.

**જમાદાર ડેસર.**

સઘી જમાદારોને જમાદાર ડેસર સાથે અણબનાવ હોવાથી તેઓ ડેસર ઉપર વૈર રાખતા. તેમણે સોનાખુખુને રાધનપુર મુકી પાછા આવતા ડેસરને શહેરમાં આવવા દીધો નહિ; આથી ડેસર લાચાર થઇ શીરોહી ચાલ્યો ગયો. શીરોહીના રાવ વેરીસાલે તેને નોકર રાખી વાછોલ ગામ જાગીરમાં આપ્યું, જે હાલ પણ તેના વંશજો ભોગવે છે. વાછોલ પાલણપુરની હકુમત નીચે કેવી રીતે આવ્યું, તે આગળ જણાશે.

**જમાદારોને ઇનામ.**

સમશેરખાને ગાદીએ આવીને પ્રથમ કબુલ કર્યા મુજબ જમાદારોને રૂપીયા પચાસ હજાર ઇનામના આપ્યા; પણ તેમણે તે રકમ નહિ સ્વિકારતાં કાંઇક વિચારથી સમશેરખાનને ગાદીએ આવ્યાના નજરાણા પેટે પાછી આપી દીધી. જમાદારોની આ વર્તણુકથી ખુશી થઇને સમશેરખાને તેમના માન મરતબા અને આબરૂમાં વૃદ્ધિ કરી, અને સોનાખુખુનાં સોનાનાં કડાં અને હથિઆરોનું ઇનામ આપ્યું.

મુલકનો કબજો અને ખજાનાની વ્યવસ્થા જમાદારોના હાથમાં હોવાથી સમશેરખાન ફક્ત નામનાજ રાજા હતા.

જમાદારો સાથે અણબનાવ.

આ બાબત સમશેરખાનના જુના નિમકહલાલ મુસાહબો જેમણે ચાંપલપુરના સંકટોના દિવસોમાં બહુ નીમકહલાલીથી સમશેરખાનની સેવા કરી હતી, તેઓ જમાદારોના આવા ખુદપસંદ વર્તાવાથી નારાજ થયા. તેમના ચડેલ પગાર પણ તેમને મળ્યા નહોતા. તેથી ઉશ્કેરાઇ જઇ તેમણે જમાદારો વિરૂદ્ધ સમશેરખાનને ભરમાવ્યા. પરિણામ એ આવ્યું, કે તેમની વચ્ચે અણબનાવ થયો. ગાદીએ આવ્યાને ફક્ત દોઢ વરસ થયું નહોતું તેટલામાં સમશેરખાન સ્વતંત્ર થવાની હીલચાલ કરવા લાગ્યા.

સમશેરખાને જમાદારોને મરાવી નંખાવવાનું કાવતરૂં રચ્યું. કેટલાક એમ માને છે કે સમશેરખાનનો વિચાર તેમને ઝેર દેવાનો હતો, અને કેટલાકની માન્યતા પ્રમાણે સમશેરખાને તેમને તરવારથી મરાવી નંખાવવાની પેરવી રચી હતી. આ કાવતરામાં સમશેરખાન સાથે બે દેશી કારગીરો સાહેબા અલણ અને મલેક જમાલ હતા. તેઓ બહારથી સમશેરખાનના વિશ્વાસુ થઇ પડયા હતા, પણ ગુપ્ત રીતે તેઓ જમાદારોના જાસુસો હતા. તેમણે આ કાવતરૂં જમાદારો આગળ પ્રગટ કરી દીધું. સમશેરખાને પોતાના નીમકહલાલ *ઘસુરા ધનજી અને શાહજી જેમણે તેમના માટે ગાદી મેળવવામાં અતિશય શ્રમ ઉઠાવ્યો હતો, તેમને નજીવી બાબતમાં મરાવી નંખાવ્યા હતા, એટલે અમારા માટે આ કાવતરૂં રચ્યું હોય તેમાં શક હોયજ નહિ, એવી જમાદારોને પાકી ખાત્રી થઇ. આથી તેઓ ગભરાયા. રાજેમન અને

જમાદારોનું કાશળ કાઢવાનું ગુપ્ત કાવતરૂં અને ભેદનું ફુટી જવું.

---

* એમ બન્યું કે જામનગરનો એક વેપારી ઝીમીયો લેઇને ડીસામાં વેચવા આવ્યો. શમશેરખાનની રાણી અજુબાઇ પાસે આ ઝીમીયો દેખાડવામાં આવી, પણ કીંમત ન બાઝવાથી અજુબાઇએ ઝીમીયો ખરીદ ન કરતાં વેપારીને પાછી સોંપી દીધી પછી ઝીમીયો લઇ વેપારી ઘસુરા ધનજી તથા શાહજીના ઘેર ગયો. તેમની સ્રીઓએ ઝીમીયો ખરીદ કરી. થોડા દિવસ વિત્યાબાદ આ ઝીમીયો પહેરી ધનજી તથા શાહજીની સ્રીઓ અજુબાઇ પાસે ગયાં. અજુબાઇ સ્વભાવે ખારીલાં હોવાથી આ ઝીમીયો દેખી ચીડાયાં. તેમણે વિચાર્યું કે જે ઝીમીયો મેં લીધી નહોતી તે તેમણે કેમ ખરીદ કરી ? આ પ્રમાણે વિના કારણ ગુસ્સે થઈ અજુબાઇએ તે સ્રીઓને ધમકી આપી કહ્યુ કે હું તમને થોડા વખતમાં રાંડીરાંડો કરીશ. તેમણે પછી તે ઘસુરાઓ વિરૂદ્ધ શમશેરખાનના કાનમાં ઝેર રેડવા માંડ્યું. શમશેરખાન બહુ અવિચારી હતા, તેથી તેમણે અજુબાઈનું કહેણ માનીને નીમકહલાલ ઘસુરાઓનાં ખુન કરાવ્યાં અને કાળાંતરે ન ભુશાય તેવું કલંક માથે વોહર્યું.

ફરીદ તરતજ સમશેરખાન પાસે ગયા. હથીઆર મુકી હાથ જોડી તેમણે સમશેરખાનને અરજ કરી કે અમોએ અત્યાર સુધી આપની નિમકહલાલીથી નોકરી બજાવી છે. અમારી સેવાઓના બદલામાં જ્યારે અમારીજ કતલ આપ કરાવવા તૈયાર થયા છો તો આ હથીઆરોથીજ અમારાં શીર ઉડાવી દો નોકરો માટે આવાં છાનાં કાવતરાં કરવાની જરૂર નથી.

જમાદારોનાં હ્રદય ભેદક વેણ સાંભળતાંજ સમશેરખાન ચોંકી ઉઠયા. તેમણે આ દગાનું અજાણપણું બતાવ્યું, અને ખીલકુલ ઈનકાર કર્યો. તેઓ સોગન ખાઇ કહેવા લાગ્યા કે રાજેમન હું આ વાત ખીલકુલ જાણતો નથી. કોઈ આપણા દુશ્મનોએ આપણા વચમાં વેર કરાવવાના ઇરાદાથી આવી દુષ્ટ કલ્પિત વાત ઉરાડી છે. જો તમો કહેનારનાં નામ આપો તો હું જોઉં કે કોણે આવી નીચ ખટપટ કરવાની હિંમત ધરી છે ? કહેનારાઓને સમશેરખાનની રૂબરૂ હાજર કરવાનું યોગ્ય ન ધારીને જમાદારોએ જવાબ આપ્યો કે દિવાન, જ્યારે આપના મનમાં તેવો ઇરાદો નથી તો અમારે ડરવાનું કારણ નથી. સમશેરખાન તો તે કહેનારાઓને રૂબરૂ બોલાવી પુછવાની હઠ લઇ બેઠા. જમાદારોએ જાણ્યું કે હવે કહેનારને રૂબરૂ લાવ્યા વગર સમશેરખાન ઉલટા અમને દોષીત ઠરાવશે, તેથી તેમણે મલેક જમાલને રૂબરૂ બોલાવ્યો અને સાચી હકીકત નીવેદન કરવાનો હુકમ કર્યો.

સમશેરખાનનો ઈન્કાર.

સમશેરખાનના હલકા નોકરોમાં જેઠા નામનો ઢાઢી હતો. તેમણે જેઠાને તબેલાનો દરોગો બનાવ્યો હતો. જેઠાને મલેક જમાલ બારગીર સાથે તકરાર થવાથી જમાલે સમશેરખાનને જેઠા વિરૂદ્ધ વાત કરેલી પણ તેમાં તેનું વળ્યું નહિ; આથી જમાલને સમશેરખાન ઉપર બહુ ક્રોધ ચડયો હતો, વળી તે જમાદારોનો જાસુસ હતો. આવા સંયોગોમાં જમાલે ભવિષ્યના પરિણામનો ખ્યાલ કર્યા વગર કહી દીધું કે દિવાન, આપે જમાદારોને મારી નંખાવવાનું કાવતરૂં કર્યું તે વાત નિઃસંશય છે. જો આપ તે કબુલ ન કરો તો હું વિશેષ પુરાવો રજુ કરૂં.

બારગીર જમાલને જુબાની આપતો સાંભળતાંજ સમશેરખાનના ગભરાટનો પાર રહ્યો નહિ. તેમના શરીરમાં શીતળતા વ્યાપી, અને પગ નીચે ધુળ ખસવા માંડી. મોઢું ફીકકું પડી ગયું અને શરીરે પરસેવો છુટયો. તેમણે વાતને દબા-

સમશેરખાનનું ઢીલું જવું.

વવાને ઘણી કોશીશ કરી પણ વ્યર્થ. તેમણે ધાર્યું કે જમાદારો હવે મને જંપીને બેસવા દેશે નહિ, અને આવી કઢંગી સ્થિતીમાં મારે હવે અહિં રહેવું ભય ભરેલું છે; તેથી વીચાર કરતાં તેમને પાલણપુર છોડી ડીસે જઇ રહેવાનું સહિ સલામત લાગ્યું. રાજપુરના મહંત રૂધનાથપુરી જેણે દુધપાનથી જીંદગી નભાવવાની તપશ્ચર્યા કરી હતી તેને અન્ન ખવરાવવાને બહાને તે પોતાના વિશ્વાસુ જાલોરીઓ વિહારીઓ વિગેરેને લેઇ ડીસે ગયા.

નસરતખાનની અરજ.

ત્યાં એક વખત ડભાડના જાગીરદાર નસરતખાન તુંવરે સમશેરખાનને અરજ કરી કે હેતાણીઓમાંથી વાસડાના જાગીરદાર ફિરોજખાન હેતાણી આપની સાથે નથી. એમ ન બને કે પાલણપુરની ગાદી સુની પડેલી હોવાથી જમાદારો ફિરોજખાનને પસંદ કરીને ગાદીએ બેસાડી દે. ઉત્તમ માર્ગ તો એ છે કે આપણે ફિરોજખાન હેતાણીને અહિં બોલાવી લેવા જોઇએ. નસરતખાનની આ સલાહ સમશેરખાનને ગમી નહિ. તે બોલ્યા કે મારા સિવાય બીજો કયો હેતાણી ગાદીને માટે લાયક છે. તીલક તો કપાળેજ થાય છે, અન્ય જગોએ થતું નથી. સમશેરખાનનાં આવાં ગર્વિષ્ટ વચન સાંભળીને નસરતખાન ચુપ રહ્યા. સમશેરખાને ડીસે રહેવાની હઠ પકડી.

પાલણપુરમાં રાજ્યગાદી સુંની પડેલી જોઇને જમાદારો સમશેરખાનને મનાવવા માટે ડીસે ગયા. ત્યાં તેમણે સવિનય સમશેરખાનને અરજ કરી કે ગુજરેલ બનાવને ભૂલી જઇ આપ પાલણપુર પધારો. પાયતખ્ત શહેર રાજા વગર સુંનું રહે તે વાસ્તવિક નહિ. અમો આપને વફાદાર રહીશું, અને આપની સેવા તન, મન અને ધનથી બજાવીશું. તેમની અરજ સમશેરખાને ધ્યાનમાં લીધી નહિ, ત્યારે તેઓ વિશેષ વખત ત્યાં નહિ રહેતાં પાલણપુર આવવા રવાના થયા. માર્ગમાં વાતચીત કરતાં રાજેમન જમાદારે અન્ય હેતાણી વારસને ગાદી આપવા વિચાર કર્યો અને વાસડાના ફિરોજખાન હેતાણીને પસંદ કર્યા, અને તેમને વાસડેથી બોલાવવા માણસો મોકલ્યા. ફિરોજખાન પાલણપુર આવ્યા કે વિના વિલંબે જમાદારોએ તેમને ઇ. સ. ૧૭૯૫ માં ગાદીએ બેસાડ્યા અને તોપો છોડી. તોપનો અવાજ ડીસે સંભળાતાં નસરતખાને ફરીને કહ્યું કે દિવાન ગાદી ઉપર ફિરોજખાન હેતાણીને બેસાડી દેવામાં આવ્યા છે, એમ આ તોપોનો અવાજ સૂચવે છે. આ સાંભળી સમશેરખાન ક્રોધાયમાન થયા, અને ફિરોજખાન સામે લડાઈમાં ઉતરવા તૈયાર

થયા, જે હકીકત ફિરોજખાનના રાજ્ય અમલમાં વિસ્તારથી લખવામાં આવશે.

કુદરતના ભેદ ઉંડા અને ન સમજાય તેવા છે, અને કેટલીક વખત અર્થ સૂચક સૂચનાઓ પણ મનુષ્ય સમજી શકતો નથી નસરતખાનની શિખામણ સમશેરખાને માની હોત, તો સમશેરખાનના હાથમાંથી રાજ્યગાદી છૂટી જાત નહિ; પણ પિરોજખાનના પૂર્વજ ફતેહખાન પહેલાના દિકરા પીરખાન ઉપર થયેલ અન્યાયનો બદલો આ વખતે તેમના પાત્ર ફિરોજખાનને આપવા ઇશ્વરે નિર્માણ કરેલું, એટલે આવી ગંભીર ભૂલ સમશેરખાન કરે તે સ્વાભાવિક છે.

આ પ્રસંગે જમાદાર રાજેમન અને ફરીદનો હેવાલ આપવો અયોગ્ય નહિ ગણાય; કારણ કે તેઓ એટલા સત્તાવાળા થઇ પડયા હતા કે તેમને કિંગ મેકર ( રાજા બનાવનાર ) કહેવામાં અતિશયોકિત ગણાશે નહિ.

જમાદાર ફરીદ.

જમાદાર ફરીદ, સિંધના નવસેરા જીલ્લામાં રહેનાર જમાલનો દિકરો હતો. દિવાન શેરખાનના વખતમાં તે પાલણપુર આવી સંધી લોકોની ટુકડીમાં નોકર રહ્યો હતો. થોડા વખતમાં તે જમાદાર થયો અને તેનો વિવાહ રાજેમન જમાદારની દિકરી જીવણબાઈ સાથે થયો. આથી તે બીજા સંધીઓ કરતાં વિશેષ વસીલાવાળો થયો. મુબારીઝખાન બાબીને ગાદીએથી ઉડાડી મૂકવાને અને તે ગાદી હેતાણી હકદારને આપવાને પાલણપુરના દેશી લોકોનો જે મજબૂત પક્ષ સોનાખુબુ વિરૂદ્ધ ઉભો થયો હતો, તેમાં જમાદાર ફરીદે આગળ પડતો ભાગ લીધાથી તેને પાલણપુરમાં દેશી જેવોજ ગણવામાં આવતો. તેના લીધે બીજા સંધીઓની પણ ચઢતી થઇ તેમાંના કેટલાક વડોદરા, ઇડર, શિરોહી, કચ્છ વગેરે રાજ્યોમાં નોકરી કરી સારી સ્થિતિએ પહોચ્યા હતા. પાલણપુરમાં દિવાન ફીરોજખાન ત્રીજા પાસે રાજેમન અને ફરીદ ( સાસરો જમાઇ ) સારી સત્તા ભોગવતા હતા. દિવાન સમશેરખાન સામે થવા દિવાન ફીરોજખાને લશ્કર એકઠું કીધું, ત્યારે ફરીદે પોતાની જાતના સંધીઓને જથાબંધ નોકરો રાખ્યા હતા. પાલનપુરમાં તેઓ રહ્યાથી તેમનો એક જુદો મહોલ્લો *બાખાસર વસ્યો હતો.

* બાખાસરના મહોલ્લાને હાલ અહિં મીઠી વાવના મહોલ્લાના નામથી ઓળખે છે

જમાદાર ફરીદને ગુલામ હૈદર નામનો એક દિકરો હતો. તે દેખાવડો અને બહાદુર હતો. તેનો વિવાહ શિરોહી તાબાના ભટાણા ગામની એક રજપુત કન્યા તેમજ માનપુર ગામના એક ચાવડા ઠાકોરની પુત્રી સાથે થયો હતો. આવા વગવસીલાથી તેનામાં એટલો બધો અહંકાર ભરાયો કે તે પાલણપુરની ગાદીએ બેસવાની ખટપટ કરવા લાગ્યો. તેણે માવડ ગામ કબજે કરી પોતાનું રહેઠાણ ત્યાં જમાવ્યું; પણ તેમાં તે નિષ્ફળ થયો. પછી તેણે સીંધના અમીરની અને ગાયકવાડની મદદ લેવા પેરવી રચી. આ તેની ખટપટથી જમાદાર રાજેમન તદ્દન વિરૂદ્ધ હતો. ગુલામ હૈદરને માલૂમ પડ્યું કે જ્યાં સુધી દિવાન ફીરોજખાન ગાદી ઉપર છે, ત્યાં સુધી તેનો ઇરાદો પાર પડશે નહિ, તેથી દિવાન ફીરોજખાનને મારી નાખવાનું તેણે કાવતરૂં રચવા માંડ્યું. આ વખતે જમાદાર રાજેમનનું મરણ થયું અને થોડા દિવસ પછી જમાદાર ફરીદ પણ દેવગત થયો. દિવાન ફીરોજખાનને મારવાનો દુષ્ટ ઇરાદો તેણે પાર પાડયો, અને ન ભુંસાય એવું કલંક માથે લીધું; પણ તેના કમનસીબે તેનો હેતુ પાર પડયો નહિ. ગુલામ હૈદર પછી ફરીદના વંશમાં અલીબહાદુર થયો. અલીબહાદુરને એક દિકરો નામે ફરીદ ઉર્ફે મોટામીયાં હતો, જેનું નિર્વંશ જવાથી ફરીદના વંશનો અંત આવ્યો.

**જમાદાર રાજેમન.**

જમાદાર રાજેમનના પુર્વજો દિલ્હીની આસપાસના મુલકના ખુરેસી મુસલમાનો હતા. તેઓ ઇ. સ. ૧૭૩૦ ના દુષ્કાળમાં પોતાનું વતન છોડી પાલણપુર રાજ્યના ગઠામણ ગામમાં આવી વસ્યા હતા. એમ પણ કેહેવામાં આવે છે કે ગઠામણના મુમનો દિવાન ફીરોજખાન બીજા વિરૂદ્ધ દિલ્હીમાં ફરીયાદે ગયા ત્યારે ત્યાંથી પાછા આવતાં તે મુમનો રાજેમનના વડવાઓને સાથે ગઠામણ લાવ્યા હતા. તેમાંથી પ્રથમ આવનારનું નામ દાદ ખુરેસી હતું. તેના છોકરા ગઠામણમાં ખેતી કરી ગુજરાન ચલાવતા હતા.

જમાદાર રાજેમનના પિતાનું નામ સાલેમહમદ ઉર્ફે સલુમીયાં હતું. સલુમીયાં અકલમંદ અને હોંશીઆર હતો. મહારાજ અભેસીંગ રાઠોડની ગુજરાતની સુબેદારીમાં સલુમીયાંના પિતા નુરમહમદ અને કાકા ફતેહ મહમદ અમદાવાદના લશ્કરમાં નોકર થયા હતા. તેઓ લડાઇમાં માર્યા ગયાથી સલુમીયાં દિવાન પહાડખાંન બીજાના રાજ્ય વખતમાં પાલણપુર આવ્યો. તેનું લગ્ન પાલણપુરના એક દેશી સિપાઇની દિકરી મલુકાબાઇ સાથે થયું. તેનું

ઘર કેટલોક વખત સુખાસાના તકીઆ પાસે હતું; પછી ત્યાંથી બદલી તે સુરજ પોળના દરવાજા બહાર રહેવા ગયો.

સલુમીયાને મલુકાબાઇથી રાજેમન અને ખાંનમહમદ બે દિકરા થયા હતા. ખાંનમહમદ દિવાન બહાદુરખાનના વખતમાં ધાનેરામાં લુંટારૂઓના હાથે માર્યો જવાથી ઢાકામાં દફન કરવામાં આવ્યો હતો. ખાંનમહમદનો વિવાહ મેતા ગામના એક ચાવડાની દિકરી રૂપાંબાઇ સાથે થયો હતો. ખાંનમહમદને એક દિકરો હતો, તેનું નામ સુલેમાન હતું. તેનો વિવાહ રાજેમનની દિકરી ઉમીબાઈ સાથે થયો હતો. હાલ તેના વંશજો હયાત છે. રાજેમનનો વિવાહ પાલણપુરના દેશી સીપાઇની દિકરી કરીમજીબાઇ સાથે થયો હતો. તેને બે દિકરા અલીમહમદ ઉર્ફે આલુ જમાદાર અને નુરમહમદ અને બે દિકરીઓ નામે ઉમીબાઇ અને જીવણુબાઇ હતી.

જમાદાર રાજેમન હોંશીઆર, ડાહ્યો અને દીર્ઘ દૃષ્ટિમાન્ હતો. તે સૈયદ સાહુમીયાંના ડાયરામાં રહેતો હતો. મુબારીઝખાન બાબીના સામે દેશીઓના પક્ષમાં તે જોડાવાથી તેને સામા પક્ષવાળા સંતાપતા પણ તે ડાયરામાં રહેવાથી નુકસાનમાંથી બચી ગયો હતો. દિવાન શેરખાનના લશ્કરે ખીમતને ઘેરો ઘાલ્યો તે વખતે ત્યાંના મજબુત લક્કડ કોટનો ઝાંપો તોડી ખીમતમાં પ્રથમ પ્રવેશ કરનાર રાજેમન હતો. અહિં તે જખમી થયો હતો. શેરખાન તેની બહાદુરીથી એટલા ખુશી થયા કે જ્યારે તે સાજો થયો ત્યારે તેમણે ખુશીનો ઓચ્છવ કીધો.

દિવાન શેરખાનના મરણ પછી રાજેમન રાજપુતાનામાં કેટલોક વખત લશ્કરમાં નોકર રહ્યો. ત્યાં તેણે સાંભળ્યું કે સોનાબુબુ પાલણપુરની રાજ્ય ગાદી પચાવી પડયાં છે, અને તેમને ઉઠાડી મુકવાની કોસીસ થાય છે; તેથી તેમાં ભાગ લેવા તે જોધપુરથી નોકરી છોડી પાલણપુર આવ્યો. અહીં આવી તેણે અગ્રેસર ભાગ લીધો અને તેની હોંશીઆરી અને બહાદુરીથી સમશેરખાન ગાદીએ આવવા પામ્યા.

રાજેમનને અલીમહમદ અને નુરમહમદ બે દિકરા હતા. જે આપણે આગળ કહી ગયા છીએ. અલીમહમદને સાત દિકરા અને નુરમહમદને બે દિકરા થયા હતા. તેમના વંશજો હાલ પાલણપુર રાજ્યમાં નોકરી કરે છે.

## गीत.

तडे काढीया नायकां तणा कबीला खांनवा तणे,
शरांणे रहेवा काज सोजीयो संसार;
लोपाते भोमीयां जमी अनंमी तुं राखे लाज,
वेळा तुज जसी आज वंकडा वेहार. १

शमशेरखान सुंणी तेडीयो वजीर शोभो,
आपे थोभ नहि देशां देशी कुंण ओर;
केसी जगां जातां थकां अखीयातां तणी कथं,
जांणी वातां कीयां थकां अंजसे जाळोर. २

चार चकां हकां सुंणी मंडांणो संग्राम चोडे,
घणी वातां चडी घोडे गांजेवा गरट्ट;
थोडे हुवा घणा भेंच थरादरा साथ ठेले,
मेल चल्या चोडे खेत वाघेला मरट्ट. ३

थरादरा नेस वाळे देश कीयो सुंगथाळी,
नवळी नायकां पाळी कीया तें नीहाल;
भूप वेया रह्या भाळी कणीहीन कीनीभीर,
कमाळी तें वाळी दीनी दोयजा कमाल. ४

## कवीत.

( ડીંગળ ભાષામાં. )

नहि वाघ कोटडे, नहि लाखो फूलांणी,
नहि भोज उजेण, नहि उनड वंभांणी,
नहि पाराकार चंद, नहि सांखलो सो सोमल,
नहि राव सरतांण, नहि जाळोर जवदल,
कळजग कसम वेळा कठण, त्याग भूप रहीया तजे,
एटलां तणी दोयजा असम, भळे लाज ताहरे भजे. १

तुं जुनो जव द्दल, तुंही सेलार सवायो,
तुं चुढण इसप, तुंही जश राते जायो,
अली शेर दुसरो, केना कमाल कहीजे,
अजुवाळण पख आप, वडम कळवाट वहीजे,
अण वखत करन दोयजा असम, कीरत जग भाखे कवि,
शमशेर नवरचे सुद्ध सुत्रण, राज सरीखो राजवी. २

## गीत.

व्रत तुज चडा शमशेर वेहारी, अधपतिये मांनीयो अडा,
अरीयां कडा लोह पग ओपे, कव्यां कनकरा मळे कडा. १

भल वे वध असमाह समो भ्रम, त्यम खळ वेडी दीयातसा,
अरळां वरळ मुझतो आवे, पावे सकवि सरळ पसा २

ए वेहुए वध तुज अनोखी, रीझ खीज दिवांण रखे,
मळये लोह वलाते मोंघो, वोह मुंघो थयो कनक वखे. ३

जवद्दल हेतम कमा जेवहो, हरख क्रोध शमशेर हीये,
रमहर रहे नेयळमज रोता, दुथी व्रन आशिप दीये. ४

मारु कांकळ मसण मळंते, आपे वेडी मुंद्रडा अनेक
सोनी अने लोहारां सवही, वधीयो दोहुं वेपार वशेक. ५

## गीत.

वांसे दळ अकळ मरेठावाळा, नोवत नाळ अने नेजाळा,
पार नहि के चडीया पाळा, जोतां जोध वडा जमजाळा. १
कटक लुंबीया वखणी केरा, हाकेम हेर वळगीया हेरा,
करळी फोज दइके फेरा, सुबो तुं राखे शमशेरा. २
अंजश वेहारी सबको आंणे, वळ शेह दली लगे वाखांणे,
जोधांणो उदेयापर जांणे, दळ ओळे राखेयो दीवांणे. ३

फोजां लगस मेळया फरणे, वेहारी घडा कुंवारी वरणे,
सेवारांम राखीयो शरणे, धन धन सुजश वध्यो वोह धरणें. ४

## गीत.

खगनांमी खांन कणांशर खेध्यो, थाळीरा मग जगत थये,
दांते वीक झीक नीशा दिन, हीकअर्यां वहु वीक हीये. १

असमावत रुब्यो के उपर, शर केरे मचवे घमशांण,
दश शीरोही तणी वहु डरपे डरपे अत पाटण दिवांण. २

हर मुंजा तें राव वेहारी, के उपर ए कोप कीयो,
थाहरो भो वोह थयो थरादे, भो सोढे साचोर भयो. ३

डरे आमंद वडोदो डरपे, देखो देश गुजरात डरे,
राडाखांन शमशेर रोसीला, केपर जाडा सेन करे. ४

## गीत.

भल जांणण भेद लेयण ब्रदभारी,
जालम शाह करंतल जेर;
आलमशाह जहांनां उपर,
छत्रपतियां मालम शमशेर. १

खग झट पछट अर्यां दळ खेसण,
पटझर वंको सदा पठांण;
राजवीयां उपर राव रांणे,
दश देशे मालम दिवांण. २

हद दाता जश लेयण मुंजाहर,
कर लंबा हथ्थ सजश कीया;
जवदल घुढण हेतम जाहर,
थां घर सदा आकाय थया. ३

दुहा.

राव न जांणे रावजी, शेल फेल शमशेर;
धर लेसी देसी धका, तामे फारन फेर. १

कवित छप्पय.

चढत वाज ग्रहखाग घुरत निशांन नगारे,
गाज फील घनघोर, इंद्र वित्रासुर मारे,
गजत तोप घनघोर, सोर रवि भोर नसुज्जत,
वान जोर करठोर धरा, भ्रम धोर ही ध्रुजत,
ग्रह भंड खंड खल भलत, अत हाकवाक दश देश हुव,
शमशेर ग्रहत शमशेर जब, भ्रुज सहस फन कमठ ध्रुव. १

डमर पेख रवि डरत, फिरत ज्युंही चक्र उपहोय,
डरत जीव सब उदध, रुद्र भस्मही जनुरुद्दोय,
थरक अथर दिगपाळ, शत्रुकोउ होतन सामा,
फरक अनल नव फेर रैण थर हर लंक रामा,
कहुं रुक मघल जब ग्रहत खग, भय ग्रहग्रह अरी लगत भुव,
खल भलत चलत हल मलत खल, हलत कोप पाठांण हुव. २

भडत सेन संग्राम, चढत वीरा रस जग्गे,
खडत तेग ज्युंहीं तडत, लडत शीर अंबर लग्गे,
फटत शीश अरी केक, नचत रख हसत मुखारव,
धसत अधड शीर लसत, परत रत शकतज धारव,
धखधोम चलत जवदल हसत, दखइश कोप वीरभद्र चलेय,
वरहुर अछर रुंढमाळ हर, मेत ग्रीध मब्बल मीलेय. ३

दुहा.

गेदळ हेदळ गाहटण, वेरी हरां विभाड;
शमशेरो असमा तणो, कोटां दली कमाड. १

केके गढ अंजश करे, वोहसे घणा व्रदेत;
तुं देखे असमा सतन, तप धारी नखत्रेत. २

तवां टंकार कीरत तणो, आखे शकव अपार;
हाथ वडे मुंजाहरो, हेमर वगसण हार. ३

छंद रुपमुकुंद.

पंड घाट अनुप पवंग समापेय,
केहरडा केय मंकरडा,
तांणे वध दोव गरंदांय त्रापत,
हेमख नांखत फेंणहडा,
तर साज किया गरकाव वलातण,
मूल हजारीये मुलवीया,
शमशेर मुंजाहर कीरत सामंद,
दान असा धजराज दीया. १

केय घाट सघट्ट एराक तरकीय,
देत फणं गट दो गटलां,
नट जेम कलट्ट अलट्ट नचंताय,
धक्क चढावत गज्ज ढलां,
एहडा अस तुज दीये असमावत,
केक अमुलख साज कीया,
शमशेर मुजाहर कीरत सामंद,
दान अँसा धजराज दीया. २

अवलख सोरंग कमेत अलल्लांय,
ताजीय केक सघाट तणा,
केय कच्छीय मच्छीय जेम कलच्छत,
ताप न सांखत आपतणा,

अग दाण भरंताय लांघत मंदर,
थेइ करंत नरंत थया,
शमशेर मुंजाहर कीरत सामंद,
दान असा धज राज दीया. ३

धजराज कहां गज राजांय के धद,
धुंसेय चाडत कोट धकां,
थंभ जांण अटासरखा पेय थंभण,
उठत गळल जुं अलकां,
झंप उपर झंप भरंत झुकायत,
केक सलाठीय कंध कीया,
शमशेर मुंजाहर कीरत सामंद,
दान असा धज राज दीया. ४

उर ढाल सरीख कठोर डर्व अस,
लेखण कांन सरीख लहं,
कठ जांण समंडेय मुडस सखठ,
कुकड जांण सो कंध कहं,
रव जांण अरग चडाव रखेसर,
ज्युं जळ पीवत अंजळीया,
शमशेर मुंजाहर कीरत सामंद,
दान असा धज राज दीया. ५

फररं फररं तर घुमर फेरत,
अंदर मंदर उलंगता,
धर उपर देतन पाव परवं धर,
डुंगर डुंगर के झंपता,
दीपजा जबदल तणो दत देखेय,
रीझेय राव कहे रंगया,
शमशेर मुंजाहर कीरत सामंद,
दान असा धजराज दीया. ६

धन हो धन तुज तणा धजराजांय,
धन सलु धांणधार धणी,
धन हे कव पातांय मेर धडायत,
ताम हुसी धर आप तणी,
रहसी जुग क्रोड तीहारीय राजस,
शीश नमावसी तोसुं वेया,
शमशेर मुंजाहर कीरत सामंद,
दान असा धनराज दीया. ७

कवित.

धनहे अण धजराज, पणां गजराज प्रमाणे,
जस कीरत जग मांहे, जके पतशाहां जाणे.
केक कडा मुंद्रडा, दान कत्र पातां दीजे,
पास वने कव पात, वलु रघनाथ वदीजे,
मेहेरांण दोय साचा समंद, संधी भीखनखां सरस,
हेयातखांन वेहार हद, सभड एकएकां सरस. १
तुंवर वडा नख त्रेत, सोय परमार सधीरं,
वडा जोध चावडा, जमे म्रद अलवर वीरं,
सेखु अरीयां साल, जडे उडे खग झाडण,
गज ढालां गोठवण, आभ डगेयां थंभावण,
वड वीर धीर साचहवला, रणजंगां लागे अरस,
शमशेरखांन मोटा सपह, सभड एक एकां सरस. २
कोठारी कळरूप, वंने वंधव वरदायक,
अजुवलपखां उजाळ, लेयण दलु म्रद लायक,
शोभो डुंगर सतन, सधर वजीर सवायो,
सह कोई भड सरस, नरस कोई नजरे नायो,
जण कव्यां सक्रत कीधा जके, मुंजाहर तणमंगयो,
शमशेरखान नवदल तुं, रधुराज अवचळ रयो. ३

| અનુક્રમ નંબર | રાજકર્તાઓના નામ. | ગામનું નામ. | કોને આપ્યું. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧૩ | ગઝનીખાન બીજા. | રતનાવા. | બ્રાહ્મણ પાંના. | જાલોરથી એક ગાઉ છેટે છે. |
| ૧૪ | " | પાડાવી. | વણસુર હીરા ચારણ. | |
| ૧૫ | " | નરપડા | સુરાજી. | જાલોરથી નવ ગાઉ છેટે છે. |
| ૧૬ | દિવાન પહાડખાન પહેલા | કડા. | મહીદાસ ચારણ. | |
| ૧૭ | દિવાન કમાલખાન ઉર્ફે કરણકમાલ | રોપી વિગેરે ગામો. | ભાટ,ચારણ તથા બ્રાહ્મણોને. | જાલોર છોડતી વખતે કૃષ્ણાર્પણ કર્યા. |
| ૧૮ | દિવાન ફતેહખાન પહેલા. | ઇટબાવા. | | સુલતાન અલ્લાઉદ્દીનના ભાણેજ મલેક સીપાહલાની કબરના ખર્ચ માટે આપેલ. |
| ૧૯ | દિવાન ફતેહખાન પહેલા. | સાંભરડું. | કલોટ ગેપાજી ચારણને. | |
| ૨૦ | દિવાન પહાડખાન બીજા. | પેડાગર | કલોટ ચારણ તેજાજીને. | |
| ૨૧ | દિવાન બહાદુરખાન. | મોટેડું | કલોટ ચારણને | |
| ૨૨ | દિવાન શેરખાન. | માણકું | આણંદરાવ ચારણને | |
| ૨૩ | દિવાન સમશેરખાન. | વીરપુર. | રવાજી તથા રધાજી ચારણને. | |

# પાલણપુરના રાજ્યકર્તાઓએ* ભાટ, ચારણોને બક્ષિસ કરેલ ગામો.

| અનુક્રમ નબર | રાજ્યકર્તાઓના નામ. | ગામનુ નામ | કોને આપ્યું. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | મુબ્દ તુલ્ મુલ્ક મલેક ઉસ્માનખાન. | બીજાવાડી | કાજી મહમદ. | |
| ૨ | ,, | કાલેટી. | ગોપાજી ચારણ. | જાલોરથી બાવીસ ગાઉ છેટે છે. |
| ૩ | મલેક બુડણખાન. | ખંદની | ચાંપાજી ચારણ. | જાલોરથી બાર ગાઉ છેટે છે. |
| ૪ | ,, ,, | ધરણાવાસ | વણસુરભાદાજી ચારણ. | સાચોર પ્રગણામાં છે. |
| ૫ | મુઝાહિદખાન પહેલા ઉર્ફે મુઝા મલેક. | ઝેરોલ. | રાસજી ચારણ. | ,, ,, |
| ૬ | મલેક અલીશેરખાન. | પુનાવાસ | ગોપાજી ચારણ. | જાલોરથી બાર ગાઉ છેટે છે. |
| ૭ | ,, ,, | સનવાડા. | દેવક કવિ. | જાલોરથી છ ગાઉ છેટે છે. |
| ૮ | ,, ,, | શીલોસણા. | ખડીઆ જાજી ચારણ. | સાચોર પ્રગણામાં છે. |
| ૯ | મલેકખાન | હરમુ | માધાજી કલોટ ચારણ. | જાલોરથી સાત ગાઉ છેટે છે. |
| ૧૦ | ,, | ગુજરવાડા | દેવાજી ચારણ. | જાલોરથી સાત ગાઉ છેટે છે. |
| ૧૧ | ,, | ભાપડી. | માધાજી ચારણ. | |
| ૧૨ | ,, | નાદીઆ. | ભાદાજી ચારણ. | |

* ચોવીસ રાજ્યકર્તાઓ સુધીનું પત્રક છે.

કવિ રવાજીનું કીધેલું ગીત.

आखे वेरीसाल सुंणो उमरावां,
'ठां साथे वाद लगो;
आगे हती सरहद आपांणी,
जावा नइ दयुं कहे जगो. १

ओपावत रावत अजरायल,
जरणी भलांइ जायो;
सात गाउ आयो शमशेरो,
एह पालडीये आयो. २

दोनु राव रमण देखंतां,
खाग गलाल खंडांणो;
पांथावाडो रह्यो पराने,
मेडे फाग मंडांणो. ३

वाघ वेहार लडतां वेंडा,
मरदां जुध मधारो;
डुंगरोतां चीवां देशोतों,
पाछा घरे पधारो. ४

दुहा.

शमशेरा शमशेर, जाळोरा झालत नहि,
गढपत वाची घेर, काढत कुंण दोयजा कमा. १



# પાલણપુરના રાજ્યકર્તાઓએ* ભાટ, ચારણોને બક્ષિસ કરેલ ગામો.

| અનુક્રમ નંબર | રાજ્યકર્તાઓના નામ. | ગામનુ નામ | કોને આપ્યું. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | મુબ્દ દુલ્ મુલ્ક મલેક ઉસ્માનખાન. | બીજાવાડી | કાજી મહમદ. | |
| ૨ | ,, | કાલેટી. | ગોપાજી ચારણ. | જાલોરથી બાવીસ ગાઉ છેટે છે. |
| ૩ | મલેક ખુદણખાન. | ખંદની | ચાંપાજી ચારણ. | જાલોરથી બાર ગાઉ છેટે છે. |
| ૪ | ,, ,, | ધરણાવાસ | વણસુરભાદાજી ચારણ. | સાચોર પ્રગણામાં છે. |
| ૫ | મુઝાહિદખાન પહેલા ઉર્ફે મુઝા મલેક. | ઝરોલ. | રાસજી ચારણ. | ,, ,, |
| ૬ | મલેક અલીશેરખાન. | પુનાવાસ | ગોપાજી ચારણ. | જાલોરથી બાર ગાઉ છેટે છે. |
| ૭ | ,, ,, | સનવાડા. | દેવક કવિ. | જાલોરથી છ ગાઉ છેટે છે. |
| ૮ | ,, ,, | શાલીસણા. | ખડીઆ જાજી ચારણ. | સાચોર પ્રગણામાં છે. |
| ૯ | મલેકખાન | હરમુ | માધાજી કલોટ ચારણ. | જાલોરથી સાત ગાઉ છેટે છે. |
| ૧૦ | ,, | ગુજરવાડા | દેવાજી ચારણ. | જાલોરથી સાત ગાઉ છેટે છે. |
| ૧૧ | ,, | ભાપડી. | માધાજી ચારણ. | |
| ૧૨ | ,, | નાદીઆ. | ભાદાજી ચારણ. | |

* ચોવીસ રાજ્યકર્તાઓ સુધીનું પત્રક છે.

| અનુક્રમ નંબર | રાજ્યકર્તાઓના નામ. | ગામનું નામ. | કોને આપ્યું. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧૩ | ગઝનીખાન બીજા. | રતનાવા. | બ્રાહ્મણ પાંના. | જાલોરથી એક ગાઉ છેટે છે. |
| ૧૪ | ,, | પાડાવી. | વણસુર હીરા ચારણ. | |
| ૧૫ | ,, | નરપડા | સુરાજી. | જાલોરથી નવ ગાઉ છેટે છે. |
| ૧૬ | દિવાન પહાડખાન પહેલા | કડા. | મહીદાસ ચારણ. | |
| ૧૭ | દિવાન કમાલખાન ઉર્ફે કરણકમાલ | રેપી વિગેરે ગામો. | ભાટ,ચારણ તથા બ્રાહ્મણોને. | જાલોર છોડતી વખતે કૃષ્ણાર્પણ કર્યા. |
| ૧૮ | દિવાન ફતેહખાન પહેલા. | ઇટબાવા. | | સુલતાન અલ્લાઉદીનના ભાણેજ મલેક સીપાટલાની કબરના ખર્ચ માટે આપેલ. |
| ૧૯ | દિવાન ફતેહખાન પહેલા. | સાંમરડું. | કલોટ ગેપાજી ચારણને. | |
| ૨૦ | દિવાન પહાડખાન બીજા. | પેંડાગર | કલોટ ચારણ તેજાજીને. | |
| ૨૧ | દિવાન બહાદુરખાન. | મોટેટું | કલોટ ચારણને | |
| ૨૨ | દિવાન શેરખાન. | માણકું | આણંદરાવ ચારણને | |
| ૨૩ | દિવાન સમશેરખાન. | વીરપુર. | રવાજી તથા રઘાજી ચારણને. | |